# નિવેદન

ઈ. સ. ૧૯૪૭માં ગુજરાત સાહિત્ય સભાના ઉપક્રમે અમદાવાદમાં પ્રથમ 'ઇતિહાસ–સંમેલન' યોજાયું, અને તેને ધાર્યા કરતાં વધુ સફળતા મળી આ સંમેલનની કાર્યવહી, પ્રેસની અગવડ તથા કાગળના કચોટાને કારણે જલદી પ્રકટ નથી થઈ શકી આથી કાર્યવહીનો બીજો વિભાગ જેમાં, 'ઇતિહાસ–સંમેલન' પ્રસંગે આવેલા અને સ્વીકારાયેલા નિબંધો છે, તેને પ્રકટ કરવાનું યોગ્ય લાગવાથી, એ ઓગણીસ નિબંધોનો સંગ્રહ પ્રકટ કરતાં અમને આનંદ થાય છે.

ઇતિહાસ–સંમેલન પ્રસંગેનાં માનનીય પ્રમુખ, ઉપપ્રમુખ વગેરેનાં પ્રવચનો; 'ઇતિહાસ–પ્રદર્શન,' 'ઐતિહાસિક નવલકથા' ઉપરની ચર્ચા તથા 'શિક્ષક સંમેલન'નાં વ્યાખ્યાનો વગેરે સાથેની સંપૂર્ણ કાર્યવહી તૈયાર થઈ રહી છે, જે પ્રકટ થતાં હજુ છએક મહિના નીકળી જવા સંભવ છે.

આ નિબંધો 'ગુજરાત' વિશેની કેટલીક ઐતિહાસિક સામગ્રી પૂરી પાડે છે, એટલે અમારા નમ્ર મંતવ્ય મુજબ 'ગુજરાત'ના અભ્યાસીને એ ખૂબ જ ઉપયોગી થઈ પડશે

જે જે વિદ્વાન બંધુઓએ આ નિબંધો 'ઇતિહાસ–સંમેલન'ના પ્રસંગે મોકલી આપ્યા હતા તે સૌનો સાહિત્ય સભા તરફથી અમે આભાર માનીએ છીએ

દીવાનજીની હવેલી
સાંકડી શેરી
અમદાવાદ
તા ૧-૧૧-'૪૮

ચૈતન્યપ્રસાદ મો. દીવાન
કેશવરામ કાશીરામ શાસ્ત્રી
ધીરજલાલ ધનજીભાઈ શાહ
મંત્રીઓ
ગુજરાત સાહિત્ય સભા : અમદાવાદ

# અનુક્રમણિકા

# 'ગુજરાત' શબ્દની વ્યુત્પત્તિ

[ અધ્યાપક બેચરદાસ જીવરાજ દોશી ]

આ નાના નિબંધમાં 'ગુજરાત' શબ્દની વ્યુત્પત્તિ વિશે ચર્ચા કરવાનો વિચાર છે. ગુજરાત સાહિત્ય સભાના સંચાલનથી આપણા [1]નગરમાં ગુજરાત–ઇતિહાસ સંમેલન ભરાયું છે તે પ્રસંગે આ નિબંધ રજૂ થાય છે. ઇતિહાસસંમેલનના પ્રસંગ ઉપર 'ઇતિહાસ'ની વાત કરવાને બદલે આ વળી વ્યુત્પત્તિની પરડ ક્યાં આવી? એ શંકા થવાનો સંભવ છે. તેથી એ શંકાના નિરાસ માટે 'વ્યુત્પત્તિશાસ્ત્ર અને ઇતિહાસશાસ્ત્ર વચ્ચે કયા પ્રકારનો સંબંધ છે?' 'એ બન્ને શાસ્ત્રો એકબીજા પરસ્પર કેવાં ઓતપ્રોત છે અને એકબીજા ઉપર કેવાં નિર્ભર છે?' તથા 'ઐતિહાસિક પ્રામાણિક હકીકતો વ્યુત્પત્તિના ખરા ઉકેલ સિવાય સ્પષ્ટ થઈ શકતી નથી' એ બધું ઉદાહરણ સાથે બતાવવા અલ્પ પ્રયાસ કરવાનું ઉચિત સમજું છું.

આપણે ત્યાંની ગૌરાંગમહાપ્રભુઓની છત્રછાયા નીચે ચાલતી શિક્ષણપ્રણાલી એટલી બધી વિશૃંખલ છે કે શિક્ષણમાં નિત્ય પ્રતિ શીખવાતા ભૂગોળ, ઇતિહાસ, વ્યાકરણ, સાહિત્ય તથા તત્ત્વજ્ઞાન વગેરે વિષયો એકબીજા અન્યોન્ય કેટલા બધા ગાઢ સંબંધવાળા છે એવો ખ્યાલ આપણા મન ઉપર ભાગ્યેજ આવે છે. નાટકના મંડપ ઉપર એક વેશ ભજવાઈ ગયા પછી જેમ બીજો વેશ આવે છે અને તે બે વેશો વચ્ચે સંબંધ શોધવાનું પ્રમોદપરાયણ પ્રેક્ષકોને ગમતું નથી તેમ ભૂગોળનો અધ્યાપક ભૂગોળ શીખવી જાય અને ત્યાર પછી ઇતિહાસનો પંડિત ઇતિહાસ ભણાવી જાય, એ બે વિષયો વચ્ચે કેટલો બધો વિશેષ સંબંધ છે એ શોધવાનું આપણા વિદ્યાપરાયણ (?) છાત્રોને મુદ્દલ ગમતું નથી. ભૂગોળ કે ઇતિહાસના શીખનાર કોઈ પણ ભાઈ બહેનને એ બન્ને વિષયોને ભણવાના

એટલાં જ ઓતપ્રોત છે તે આ નીચેનાં નવાં અને પ્રાચીન ઉદાહરણો દ્વારા સમજવું સુકર થઈ પડશેઃ નવાં ઉદાહરણ—

આપણામાંના ઘણા ગૃહસ્થો પોતાના નામની સાથે દિવેટિયા, મુનિ, ઝવેરી, મુનશી, સરૈયા, નેહરુ અને ગાંધી વગેરે એવાં અનેક ઉપનામો લગાડે છે અને તે ઉપનામો દ્વારા તેઓ ઓળખાય છે.

શ્રી નરસિંહરાવ દિવેટિયા, હરસિદ્ધભાઈ દિવેટિયા વગેરે ગૃહસ્થોની વર્તમાન પ્રવૃત્તિ જોતાં એમનાં નામની સાથે જોડાયેલો 'દિવેટિયા' શબ્દ વિલક્ષણ લાગે એવો નથી? પ્રા૰ દીવવટ્ટિ—સં૰ દીપવર્તિ—ગુ૰ દીવેટ એટલે દીવાની વાટ. જેમનો વ્યવસાય 'દીવાની વાટ' સાથે ગમે તે રીતે સબંધ ધરાવતો હોય તેઓની ખ્યાતિ 'દિવેટિયા' ઉપનામથી સૂચિત થાય છે. આ ઉપનામથી એમ ફલિત થાય છે કે જેમના પૂર્વજો દીવાની વાટને લગતો કોઈ પણ પ્રકારનો વ્યવસાય કરતા હશે તેમના વારસો વર્તમાનમાં તેવો વ્યવસાય નથી કરતા છતાં પૂર્વજોને મળેલા વ્યાવસાયિક ઉપનામ દ્વારા આજે પણ ઓળખાય છે.

રૂપે હતા, પરંતુ પછીથી તેમને જૈન મુનિપણાનો ભાર દુઃખદ લાગ્યો અને મુનિવેશમાં સરળ નિષ્કપટ જીવન જીવવું કઠણ જણાયું એટલે એમણે એ બોજો તજી દીધો અને આપણી વચ્ચે એક વિદ્યાપ્રેમી તરીકે આવીને રહ્યા એટલે તેઓ વર્તમાનમાં 'જૈનમુનિ' નથી રહ્યા છતાં પેલું 'મુનિ'નું ઉપનામ તેમને છોડી શક્યું નથી

આપણી સાહિત્યપરિષદના એક વખતના સૂત્રધાર શ્રી કૃષ્ણલાલ ભાઈનું ઉપનામ 'ઝવેરી' છે તેમણે જીવનમાં કોઈ પણ વખત ઝવેરાતનો વ્યવસાય ભાગ્યે જ કર્યો હશે, છતાં તેમના પૂર્વજોનો મોટો ઝવેરાતનો વ્યવસાય હશે જેથી આજે તેઓ ઝવેરાતનો વ્યવસાય નથી કરતા છતાં પૂર્વજોની પૂંજી ઉપર 'ઝવેરી' ઉપનામથી પોતાને ઓળખાવે છે

સાહિત્યરસિક અને પ્રસિદ્ધ સાહિત્યસંસદના જનક શ્રી કનૈયાલાલ ભાઈનું ઉપનામ 'મુનશી' છે મૂળે 'મુન્શી' એવો અરબી શબ્દ છે જેનો મૂળ અર્થ લેખક-લહિયો થાય છે અર્થાત્ જેઓ કશું મૌલિક ન લખતા હોય પરંતુ ઉતારો કરી આપતા હોય વા અરજીઓ વગેરે લખી આપતા હોય તેઓ ખરી રીતે 'મુનશી' કહેવાય. આપણા મુનશીજી કાયદાશાસ્ત્રી છે અને વિશિષ્ટ શૈલિના સાહિત્યકાર છે એટલે એઓ લેખક તો જરૂર છે પરંતુ લહિયા તો નથી જ, પરંતુ તેમના પૂર્વજો 'મુનશી'નો ધંધો કરતા હશે તેથી આજે શ્રી કનૈયાલાલભાઈ મૌલિક પ્રતિભાવાળા લેખક-સર્જક છે છતાં પૂર્વજોના પ્રતાપને લીધે 'મુનશી' ઉપનામને સાચવી રહ્યા છે અને એમના સમાન વ્યવસાયવાળા બીજા મુનશીઓ વિશે પણ આ જ ન્યાય સમજવો

કેટલાક બેંકરો અને બીજા આધુનિક વિજ્ઞાનવિદ્યાના ધુરંધરો આજે પોતાના નામની સાથે 'સરૈયા' ઉપનામને જોડે છે પ્રા૦ સોરહિઅ-અ૦ સૌરભિક એટલે સુરભિ-સુગંધી-તેલ અત્તર વગેરેને વેચનાર તે સરૈયા ક્યાં આ 'સરૈયા' ઉપનામનો ભાવ અને ક્યાં વર્તમાનમાં 'સરૈયા' ઉપનામથી ઓળખાતા બેંકરો વગેરે? પરંતુ વર્તમાન 'સરૈયા' ઉપનામવાળા ગૃહસ્થોના પૂર્વજો જરૂર સુગંધી તેલ અત્તર વગેરેનો વ્યવસાય કરતા હશે અને તેમણે વ્યવસાયમાં નામના પણ સારી મેળવી હશે, એટલે હાલમાં જેઓ સુગંધી તેલ વગેરેને નથી વેચતા છતાંય તેઓ તેમના પૂર્વજોના વ્યવસાય ઉપરથી મેળવેલા 'સરૈયા' ઉપનામને પોતાના નામની સાથે સંયોજિત કરે તો એમાં ખોટું શું છે?

આપણા રાષ્ટ્રના કોટીના નાયક શ્રી જવાહરલાલજી એક વાર પ્રયાગ-

માં "આનંદભવન" નામના મહાલયમાં રહેનારા હતા છતાંય તેમના પૂર્વજો કોઈ નહેર પાસે રહેલા હતા અને તેથી તેમની ખ્યાતિ 'નેહરુ' તરીકેની થયેલી એટલે પોતાના પૂર્વજોની સ્મૃતિસૂચક 'નેહરુ' સંજ્ઞા-ઉપનામ શ્રી જવાહરલાલજી પોતાના નામની સાથે લગાડી રહ્યા છે.

પ્રા૦ ગંધિઅ-સં૦ ગાન્ધિક-ગુ૦ ગાંધી. ગંધ એટલે ગંધવાળાં કરિયાણાં વસાણાં ઓસડિયાં વગેરેને વેચનાર તે 'ગાંધી' કહેવાય. આપણા રાષ્ટ્રના પ્રાણરૂપ મહાત્માજી પોતાની પાછળ 'ગાંધી' ઉપનામ લગાડી રહ્યા છે. પોતે કોઈ પ્રકારનું કરિયાણું વગેરે વેચતા નથી છતાં તેમની જૂની કોઈ પેઢીના લોકોએ કરેલા કરિયાણાના ધંધાને લીધે તેમના પૂર્વજોએ 'ગાંધી' તરીકેની ખ્યાતિ મેળવેલી તે આજે પણ એક સત્યનિષ્ઠ મહાપુરુષ તે ખ્યાતિની મર્યાદા પ્રમાણે પોતાના નામની પાછળ 'ગાંધી' ઉપનામ જોડી રહ્યા છે. આ રીતે શબ્દોની વ્યુત્પત્તિ અને સમજ મેળવ્યા વિના તે તે પુરુષોનો વા પ્રજાનો વા રાષ્ટ્રનો ઇતિહાસલેખક વા ઇતિહાસશોધક એમના વિશે સાચી હકીકત શી રીતે લખી શકે?

એ જ પ્રકારનું એક પ્રાચીન ઉદાહરણ:

આપણે કહીએ છીએ કે ભારતવર્ષ ખેતીપ્રધાન દેશ છે અને તેથી તેમાં 'ગોજાતિ'નું સવિશેષ મહત્ત્વ છે. આ એક ખરો ઐતિહાસિક મુદ્દો છે. જૂના ગોપૂજકોની અતિશયોક્તિભરી વાર્તાઓ આ સાચી હકીકતને જેટલી દૃઢ રીતે સિદ્ધ કરી શકશે તેના કરતાં વધારે પ્રામાણિક રીતે 'ગો' શબ્દ અને તે શબ્દ દ્વારા નીપજેલા બીજા અનેક શબ્દોનું વ્યુત્પત્તિ અને સમજૂતીનું ભાન એ હકીકતને પુરવાર કરી શકે એમ છે,

૧ આપણી ભાષામાં 'ગાઉ' શબ્દ સુપ્રતીત છે. પ્રા. गव्वुअ-સં. गव्यूत અને ગુ. ગાઉ; એ ત્રણે શબ્દો અરસપરસ મળતા છે. गव्यूत માં गो+यूत એમ બે શબ્દો છે. यूत શબ્દનો તેના મૂળ ધાતુ પ્રમાણેનો અર્થ 'મિશ્ર થવું-ભેગા થવું' થાય છે એટલે ગામથી જેટલે અંતર દૂર જઈને ગાયો ભેગી થઈને બેસની હરો કે ચરતી હશે તેટલા અંતર-દૂર-ભાગનું નામ આપણા પૂર્વજોએ गव्यूति પાડ્યું. [૪]ગામથી લગભગ બે હજાર દંડ જેટલા

૪. હેમચંદ્ર પોતાના કોશમાં 'ગામ' શબ્દનો અર્થ સમજાવતાં એમ લખે છે કે, જ્યાં કુંઠ લોકો-જડ લોકો-રહેતા હોય તે ગામ-ગામ. આ તેમના સમયની ગામની પરિસ્થિતિ સૂચવે છે. પરંતુ બીજે એક સ્થળે એક પ્રાચીન સુક્તિ આપીને હેમચંદ્ર ગામને રામ સાથે સરખાવે છે અને પટ્ટણને-નગરને-રાવણ સાથે સરખાવે છે. "जेवड्ड अंतरु रावण-रामहं तेवड्डु अंतरु पट्टण-गामहं" ।८।४।४०७.

કોઈ શબ્દ રહ્યો જણાતો નથી અને રહ્યો હોય તો કદાચ શરવીર ભીલો કે મેરો કે કોળિયોની ગ્રામભાષામાં હોય. સંભવ છે કે ધનુષની દોરી ગાયના આંતરડાંમાંથી બનતી હોય માટે જ આપણા વીર પૂર્વજો તરફથી તેનું નામ ગવ્યા રાખવામાં આવ્યું હોય. ૩ પીંજવાની પીંજણમાં જે લાંબી દોરી હોય છે તે પશુનાં આંતરડાંમાંથી બને છે એ વાત જાણીતી છે એ જ જાતની ગાયનાં આંતરડાંથી બનેલી ધનુષની દોરીનું નામ ગવ્યા છે.

૪ ૫ ધોહો જ્યારે સૂર્યનો પ્રકાશ આવ્યો ન હોય અને ભળભાંખળા જેવું હોય તે સમય માટે તળપદી ભાષામાં 'ધોહો' શબ્દ છે. પ્રા૦ गोस, गोसग-સં૦ ૯गोस, ૧૦गोसर्ग, ગુ૦ ધોહો એ બધા શબ્દો સમાન અર્થના છે અને ગોસ તથા ધોહો એ બે શબ્દો તો તદ્દન મળતા છે. જે સમયે વાડામાંથી ગાયોને છોડવામાં આવે છે તે સમયનું નામ એટલે પ્રાતઃકાળનું નામ गोस કે गोसग છે. આજકાલ આપણા લોકો જેને માટે પહર શબ્દ વાપરે છે તે જ અર્થ ઉક્ત પ્રાકૃત સંસ્કૃત અને ભાષાનો 'ધોહો' શબ્દ સૂચવે છે. गो+सग તથા गो+सर्ग. સર્ગ એટલે વિસર્જન. જે સમયે ગાયો ચરવા માટે વિસર્જિત થતી હોય તે સમયનું યથાર્થ નામ गोसर्ग. गोस વા ધોહો એ શબ્દો ૧૧દેશ્ય છે એટલે અતિપ્રાચીન છે તેનું પૃથક્કરણ થઈ શકે એવું નથી. પરંતુ શબ્દશ્રુતિ એવું તો સ્પષ્ટ જણાવે છે કે गोस અને ધોહો એ બન્ને શબ્દો પરસ્પર તદ્દન મળતા છે.

૬ गोष्ठ—गोस्थ એટલે ગાયોનું સ્થાન. 'गोष्ठ' એક સ્વતંત્ર જ નામ છે, તેનો પ્રધાન અર્થ ગાયોનું સ્થાનક છે, છતાં ૧૨પાણિનિનો વાર્તિકકાર અને ત્યારપછીના બધા ૧૩વૈયાકરણો એ ૧૪ગોષ્ઠ શબ્દને માત્ર 'સ્થાન' અર્થમાં જ વાપરવા લાગ્યા છે અને તેને સ્વતંત્ર નામને બદલે નામથી લાગતો એક પ્રત્યય ગણવા લાગ્યા છે. તેઓ કહે છે કે गोगोष्ठम्—ગાયોનું સ્થાનક. महिषीगोष्ठम्—ભેંસોનું સ્થાનક. अश्वगोष्ठम्—ઘોડાઓનું સ્થાનક.

---

૯ જુઓ અભિધાનચિંતા. કા. ૨ શ્લો. ૫૩.

૧૦ જુઓ અમર. કાલવર્ગ કા. ૧ શ્લો. ૩.

૧૧ જુઓ દેશી શબ્દ સંગ્રહ વર્ગ-૨ ગાથા ૬૬.

૧૨ જુઓ પાણિનિ ૫-૨-૨૯ નું વાર્તિક.

૧૩ જુઓ હેમચંદ્ર ૭-૧-૧૩૩.

૧૪ આ 'गोष्ठ' શબ્દને મળતા અને તેના મૂળ અર્થને અનુસરનારા ગુજરાતી ભાષામાં અનેક શબ્દો છે : ગોઠડી, ગોહરી, ગોઠ, ગોઠી, ગોઠિયો,

૭ ગોયુગ એટલે ગાયની જોડી—બે ગાયો. ગો+યુગ=ગોયુગ. ગોયુગનો પ્રધાન અર્થ 'ગાયની જોડ' છે, છતાંય પાણિનિ પછીના [15]બધાં વૈયાકરણોએ ગો+યુગ એમ બે શબ્દના અખંડ બનેલા એક સામાસિક 'ગોયુગ' શબ્દને માત્ર 'જોડ—જોડું' અર્થમાં એક અખંડ પ્રત્યયરૂપે વાપરવાની ભલામણ કરેલ છે. તેઓ કહે છે કે उष्ट्रगोयुगम्—ઊંટની જોડ; अश्वगोयुगम्—ઘોડાની જોડ गोगोयुगम्—ગાયની જોડ.

૮ षड्गव—'ષટ્+ગો' એ રીતે જોતા '૬ ગાયો' નો અર્થ षड्गव શબ્દ સૂચવે છે. અને એ જ તેનો પ્રધાન અર્થ છે છતાં [16]પાણિનિ પછીના સર્વ વૈયાકરણો षट्+गो એ રીતે બે શબ્દના સમાસથી ઉદ્ભવેલા એક અખંડ સામાસિક 'षड्गव' શબ્દને માત્ર ૬ અર્થમાં એક અખંડ પ્રત્યય તરીકે વાપરવાની સૂચના કરે છે અને કહે છે કે हस्तिषड्गवम्—૬ હાથી. अश्वषड्गवम्—૬ ઘોડા.

૯ [17]ગોપુર—ગો+પુર. જ્યાં ગાયોને પૂરી રાખવામાં આવે તે સ્થળને વા ગાયોને પૂરવાના વાડાના બારણાને 'ગોપુર' શબ્દ સૂચવે છે. અને તેનો પ્રધાન અર્થ પણ એ છે, છતાં પછીના સાહિત્યમાં માત્ર 'બારણા' અર્થ માટે જ એ 'ગોપુર' શબ્દ વપરાવા લાગ્યો છે. दुर्गगोपुराणि, नगरगोपुराणि. [18]"पुरद्वारगोपुरान्तरे." આપણી ભાષામાં એને મળતો કોઈ શબ્દ મને જડ્યો નહિ, પરંતુ દક્ષિણમાં રામેશ્વરમ્ વગેરે સ્થળોનાં મંદિરોના ઊંચા ઊંચાં બારણાં માટે ગોપુરમ્ શબ્દનો વ્યવહાર હજુ પણ પ્રચલિત છે.

૧૦ 'ગો' શબ્દનો રૂઢિની અપેક્ષાએ પ્રધાન [19]અર્થ તો 'ગાય' છે છતાં ઠેઠ [20]યાસ્કના સમયથી તે આજ સુધીના સંસ્કૃત સાહિત્યમાં 'ગો' શબ્દનો એક બીજો 'પૃથ્વી' અર્થ પણ ચાલ્યો આવે છે. પ્રાચીન લોકોનું પ્રધાન ધન 'ગાયો' હતું તેને લઈને એ ગો શબ્દ પછીથી ધનરૂપ મનાયેલી પૃથ્વીને—જમીનને—પણ સૂચવવા લાગ્યો હોય એમ લાગે છે.

---

૧૫ જુઓ ટિપ્પણ ૧૭ તથા હૈ. ૭-૧-૧૦૪.

૧૬ જુઓ ટિપ્પણ ૧૭ તથા હૈ. ૭-૧-૧૩૫

૧૭ જુઓ અમરકોશ કા. ૨ પુરવર્ગ શ્લો. ૧૬ તથા અભિધાનચિંતા. કા. ૪ શ્લો. ૪૭.

૧૮ જુઓ અનેકાર્થ સં. કા. ૩ શ્લો. ૫૭૫ ટીકા.

૧૯ અમરકો. કા. ૨ વૈશ્યવર્ગ શ્લો. ૬૬.

૨૦ યાસ્કનું નિરુક્ત પૃ. ૧૪૨ રાજવાડે, તથા અમરકોશ વગેરે કોશો.

૧૦ [૨૧]गोप्पद-गो.पदम्—એ, શબ્દતઃ જે સ્થળે ગાયની ખરી પેસી-બેસી–ગઈ હોય અને તેથી પડેલા ખાડામાં પાણી ભરાયું હોય તે સ્થળને સૂચવે છે, અને પછીથી નાનાં નાનાં ખાબોચિયાંને માટે પણ વપરાયો છે. 'હનુમાનને માટે સમુદ્ર, ગોષ્પદ સમાન છે' એ વાક્યપ્રયોગ ગોષ્પદના ભાવને બરાબર સ્પષ્ટ કરે છે.

૧૧ [૨૨]पुगव–ઉત્તમ પુરુષ, ભગવાન કૃષ્ણ, ભગવાન મહાવીર, વા ભગવાન બુદ્ધ વા મહાત્મા ગાંધીજી માટે 'नरपुंगव' શબ્દનો પ્રયોગ અનુચિત છે. 'नरपुंगव' શબ્દ ભાષામાં પણ સારી રીતે પ્રચલિત છે. पुम्+गो =पुंगव. તેનો પ્રધાન અર્થ વૃષભ–બળદ–છે પરંતુ ગાયની મહત્તાને લઈને એ પશુવાચક પુંગવ શબ્દે પણ માનવની મહત્તા–ઉત્તમતા બતાવવા પ્રવર્ત્યો છે અને તે કૃષ્ણ, મહાવીર, બુદ્ધ વા ગાંધીજી જેવા અજોડ પુરુષ માટે પણ તેમની મહત્તા દર્શાવવા વપરાય છે એ કાંઈ ગાયની ઓછી પ્રતિષ્ઠા આદરણીયતા–ન કહેવાય.

ઉક્ત રીતે 'गो' શબ્દ અને જેમાં 'गो' શબ્દ ભળેલો છે તેવા થોડાક જ શબ્દોની વ્યુત્પત્તિ, સમજૂતી અને વ્યવહાર પ્રયોગ ઉપરથી એમ નિર્વિવાદ રીતે સ્પષ્ટ પણે કળી શકાય એમ છે કે પૂર્વે ઘણા લાંબા કાળ સુધી આપણા ઇતિહાસમાં 'गाय' નું કેટલું બધું વિશિષ્ટ સ્થાન હતું ખેતીમાં ગોજાતિનું પ્રધાનપણું હોવાથી તે જાતિના વાચક 'गो' શબ્દે અને તેની સાથે જોડાયેલા બીજા શબ્દોએ આપણી ભાષા ઉપર પણ કેટલી બધી ઊંડી અસર નિપજાવી છે. આપણાં ઘર, સ્થાન, હથિયાર, માપ, સમય, માર્ગ વગેરે બધે સ્થળે એક 'गो' શબ્દ જ પોતાનાં કિરણો ફેલાવી રહ્યો છે. વાર્તિકકાર જેવા જાતિ બ્રાહ્મણો પણ એ गो પશુની અસરમા આવી ગયા છે અને તદનુસાર પછીના વૈયાકરણો અને કોશકારો પણ એ પશુની જ પ્રસંશા–મહત્તા–ગાવા મંડી પડ્યા છે. આ રીતે ઉપર પ્રમાણે જણાવેલાં નવીન અને પ્રાચીન ઉદાહરણ દ્વારા હવે પાઠકોના ખ્યાલમાં આવ્યું હશે કે કોઈ જાતિનો, પ્રજાનો, રાષ્ટ્રનો કે બનાવોનો પ્રામાણિક ઇતિહાસ સમજવા માટે ઇતિહાસકારે વ્યુત્પત્તિશાસ્ત્રને શરણે જવું જ જોઈએ. કોઈ ઇતિહાસકાર ઉપેક્ષા રાખીને એ વ્યુત્પત્તિશાસ્ત્રનું શરણ નહિ લેશે

૨૧ અમરકો. તૃતીયકાંડ, નાનાર્થ વર્ગ શ્લો ૯૩
૨૨ જુઓ અમરકો. તૃતીયકાંડ વિશેષ્ય. વ. શ્લો. ૫૯

તો તે ઇતિહાસને બરાબર સરળ રીતે નહિ જ રચી શકે. એ રીતે ઇતિહાસ અને વ્યુત્પત્તિશાસ્ત્ર વચ્ચે કેટલો બધો અગાઢ સબંધ રહેલો છે એ હકીકત પણ સ્પષ્ટ દીવા જેવી સૌ કોઈ કળી શકે એમ છે.

અહીં તો માત્ર નમૂના રૂપે એક 'ગો' શબ્દના થોડાંક જ ઉદાહરણો આપ્યા છે. તદુપરાંત બીજા પણ 'ગો' શબ્દનાં અને એવા બીજા હજારો શબ્દનાં ઉદાહરણો શબ્દસંગ્રહમાં ભર્યાં પડ્યાં છે, જેમનું વ્યુત્પત્તિશાસ્ત્રની દૃષ્ટિએ પૃથક્કરણ કરવાથી આપણે માટે તે તે અર્થના પ્રામાણિક વિશુદ્ધ ઇતિહાસને મેળવવાનું સુકર બને એમ છે.

દાનપત્ર, શિલાલેખ, તામ્રપત્ર, સિક્કાઓના લેખ કે બીજા પ્રબન્ધો વગેરે ઐતિહાસિક સાધનોમાં સર્વત્ર શબ્દની જ પ્રધાનતા છે. તે તે સાધનોમાં ઉપર્યુક્ત શબ્દોનો વાસ્તવિક અર્થ સમજવા સારુ તેમની સાચી પ્રકૃતિ, પ્રત્યય, સમજૂતી અને વ્યુત્પત્તિ જરૂર જાણવાં જ જોઈએ. એ જાણ્યા વિના શબ્દોનો પ્રામાણિક અર્થ પામવાનો બીજો કોઈ ઉપાય મારી જાણમાં નથી

નિરુક્તકાર યાસ્ક વા વૈયાકરણ પાણિનિ જે રીતે વ્યુત્પત્તિની યોજના-પદ્ધતિ બતાવે છે અને શબ્દોના પૃથક્કરણની રીત સૂચવે છે, તેમાં હવે વર્તમાનમાં જડેલો વ્યુત્પત્તિશોધનનો બીજો એક ઉપાય આપણે જરૂર ઉમેરવો જોઈએ અને તે એ કે જે શબ્દો (નામ વા ક્રિયાપદ) બાબત વ્યુત્પત્તિની દૃષ્ટિએ વિચાર કરતા હોઈએ તે શબ્દો અને થોડે કે, ઘણે અંશે તેમની સમાન વર્ણપદ્ધતિવાળા તથા અર્થવાહકતાવાળા અન્યાન્ય ભાષાના શબ્દો વચ્ચે અક્ષરરચનાની અને અર્થવહનની અપેક્ષાએ તોલન કરવું જોઈએ. વ્યુત્પાદ્ય શબ્દના આર્યતા વા આર્યેતરતા વિચારવી જોઈએ. તે બધા શબ્દોના વિવિધ ઉચ્ચારણો ધ્યાનમાં રાખવાં જોઈએ અને એ રીતે શબ્દોના ઉદ્‌ગમ, વિકાસ, હ્રાસ ધ્યાનમાં લીધા પછી તેમના અર્થનો ક્રમવિકાસ પ્રસાર કે હ્રાસ પણ લક્ષ્યમાં ગણવો જોઈએ. આ રીતે વ્યુત્પત્તિશોધનમાં કાળજી રખાય તો આપણે વસ્તુમાત્રનો-બનાવમાત્-

પર્વતોનાં કે નદીઓ વગેરે સ્થળોનાં નામ, કોઈ ધર્મવીર કે કર્મવીર પ્રજાના કે વ્યક્તિના નામ સાથે સંબંધ રાખે છે વા તે તે સ્થળમાં નીપજતા પદાર્થો સાથે વા તે તે સ્થળે બનેલી આશ્ચર્યકારક ઘટનાઓ સાથે સંબંધ રાખે છે અથવા તે તે સ્થળોની આસપાસનાં રમણીય સ્થળો સાથે સંબંધ રાખે છે અથવા તે તે સ્થળોના ગુણદોષોને આધારે તેમને અમુક નામો અપાય છે. નામ આપવાની આ પદ્ધતિ ઘણી પ્રાચીન છે, બધા દેશોમાં ફેલાયેલી છે અને ઐતિહાસિક દૃષ્ટિને બરાબર અનુરૂપ પણ છે. आर्यावर्त[૨૩], ब्रह्मावर्त, ब्रह्मवेदि વગેરે નામો વીર જાતિને લીધે પડેલાં છે. એ જ પ્રમાણે सागर[૨૪], भागीरथी, भारतवर्ष નામો અમુક, અમુક એક તેજની વ્યક્તિના પરાક્રમ ઉપરથી આવેલાં છે. झालावाड, गोहिलवाड, सोरठ, काठियावाड નામો અમુક વંશ ઉપરથી આવેલાં છે. [૨૫]बीकानेर, वीरमगाम, जोधपुर, चांपानेर, अणहिल्लपुर, भावनगर વગેરે નામો અમુક રાજાના વા રાજાના મિત્ર ઉપરથી પડેલાં છે. [૨૬]समस्थली, मध्यदेश, अन्तर्वेदि નામો તે તે સ્થળની પરિસ્થિતિ ઉપરથી આવેલાં છે. 'બંગાળ' દેશમાં વિશેષતઃ હરિભક્તિનો પ્રચાર જ્યારથી શરૂ થયો ત્યારથી તેનું એક બીજું નામ हरिकेलीय[૨૭] પણ પડ્યું છે, એમ આ૦ હેમચંદ્ર કહે છે. ઘણા પર્વતોનું સામીપ્ય હોવાથી गिरिनगर[૨૮], गिरिनार[૨૯], -गिरनार નામો આવેલાં છે. हिमालय[૩૦] નામ તે ઉપરના હિમને લીધે પડેલું છે. જ્યાં રાજાનું પોતાનું ઘર છે તે સ્થળનું નામ राजगृह. [૩૧] જ્યાનો ગઢ જૂનો છે તે સ્થળનું

નામ જૂનાગઢ[૩૨] અથવા જૂનોગઢ. वरणा અને असि નામની બે નદીઓના સંગમ પાસે આવેલું માટે वराणसि કે वाराणसि[૩૩] નામ પડેલ છે. શૈવ ધર્મની વિશેષ પ્રખ્યાતાને 'શૈવ काशीनुं' એક નામ शिवपुरी[૩૪] પણ પ્રચલિત છે. આ રીતે તે તે સ્થળનાં નામ પાછળ કોઈ વ્યક્તિ, કોઈ જાતિ, કોઈ વંશ કે કોઈ ધર્મ વગેરેનો ઐતિહાસિક સંબંધ રહેલો હોય છે, એ જ પ્રમાણે આપણા દેશના નામ ગુજરાત વિશે પણ અહીં વિચાર કરવાનો છે.

ગુજરાત માટે [૩૫]गुर्जर કે गूर्जर, गुज्जर, गुर्जरत्रा, गुज्जरत्ता, गुर्जगत्र, गुज्जराट, गुजराट, गुजराथ, એવાં વિવિધ નામો વાંચવામાં આવ્યાં છે. ચીનનો પ્રવાસી હ્યુએનત્સાંગ 'ગુજરાત' માટે [૩૬]क्युचेलो શબ્દ વાપરે છે અને તેની રાજધાની માટે पिलोमोलो નું નામ લખે છે. આરબ પ્રવાસીઓ जुर्ज કે जुज्र નામ આપે છે. સંસ્કૃત ગ્રંથકારો गुर्जर નામ આપીને તેની વ્યાકરણની દૃષ્ટિએ વ્યુત્પત્તિ પણ નોંધે છે. આ૦ હેમચંદ્ર "गूरैचि गतौ" [ધાતુપારાયણ ચોથો ગણ, ધાતુ ૧૨૮] ધાતુ દ્વારા गूर्+ज्+अर એમ કરીને गूर्जर શબ્દનો પ્રકૃતિ-પ્રત્યય વિભાગ કલ્પે છે. [उणादिसूत्र ४०४]. એમના કહેવા પ્રમાણે गूर्जर શબ્દમાં મૂળ ધાતુ गुर् છે તેમાં र् પછી ज् વધારી તેને अर પ્રત્યય લગાડવાથી गूर्जर શબ્દ થાય છે. શબ્દકલ્પદ્રુમ કોશનો કર્તા કહે છે કે गुर् शत्रुहननताडनम् वेधाश्चमादिकं वा उज्जरयति वा तद् जार्यति अत्र इति गुर्जरः અર્થાત્ એ કોશકારના કહેવા પ્રમાણે गुर् અવ્યય છે, એને जर् ધાતુ જોડ્યા પછી अ પ્રત્યય લગાડવાથી गुर्+जर्+अ=गुर्जर શબ્દ બને છે બંગીય વિશ્વકોશનો પ્રણેતા गुरु जरयति એમ કહીને गुर्जर શબ્દને સાધી બતાવે છે. એના કહેવા પ્રમાણે गुरु+जर्+अ=गुर्जर એ રીતે गुर्जर શબ્દનો વિભાગ છે. મરાઠી વિશ્વકોશનો કર્તા પોતાના તર્ક પ્રમાણે गुर्जरनी વ્યુત્પત્તિ માટે गो+चर એવો વિભાગ પાડે છે અને 'ગાયોને ચારનારા' એ ગુર્જરો એવી એની કલ્પના છે. આ રીતે હેમચંદ્રથી માંડીને આજ સુધીના ઉપર્યુક્ત બધા કોશકારોમાં 'गुर्जर'ની વ્યુત્પત્તિ વિશે ક્યાંય

એકવાક્યતા દેખાતી નથી એ જ બતાવી આપે છે કે તેમાંના કોઈને પણ ગુર્જર શબ્દના ખરા સ્વરૂપની ખબર નહિ પડેલી. અહીં એ ખ્યાલમાં રાખવાનું છે કે પ્રાચીન કોશકારોમાં સિવાય હેમચંદ્ર બીજો કોઈ વૈયાકરણ કે કોશકાર (અમરસિંહ વગેરે) ગુર્જરની વ્યુત્પત્તિ વિશે કશો ઉલ્લેખ કરતો નથી તેમ હેમચંદ્ર પણ 'ગુર્જર'ની ઉક્ત વ્યુત્પત્તિ પોતાના ઉણાદિ પ્રકરણમાં જ લખે છે, પરંતુ પોતાના અભિધાનચિંતામણિ નામના મોટા શબ્દકોશમાં જ્યાં (કાંડ ૪ શ્લો. ૩૮ થી ૪૬) અનેક દેશોનાં નામ આપેલાં છે ત્યાં [37]ગુર્જર શબ્દ વિશે કશું જ નોંધતા નથી. ઉપરાંત જ્યારે એ જ કોશમાં જ્યાં (કાંડ ૩ શ્લો. ૩૫૬-૩૭૬)[38] જુદા જુદા રાજાઓનાં નામ આપેલાં છે ત્યાં એક વિશિષ્ટ રાજા તરીકે 'કુમારપાલ' અને તેનાં બીજાં ૭ પર્યાય નામો જણાવેલાં છે. આ૦ હેમચંદ્ર ગુર્જર દેશના પોતાના સમયના રાજાના નામની નોંધ કરે છે અને દેશ તરીકે ગુર્જર દેશની નોંધ પોતાના કોશમાં નથી કરતા એ એક વિચારણીય હકીકત તો ખરી જ.

જેમ આપણા દેશનું નામ ગુજરાત છે તેમ પંજાબમાં રાવલપિંડી વિભાગના એક આખા જિલ્લાનું નામ પણ ગુજરાત છે. તે ગુજરાત, ચિનાબ અને જેલમ નદીની વચ્ચે આવેલો છે અને તે પંજાબનો ઉત્તર તરફનો છેવટનો સપાટ પ્રદેશ છે.

આ સંબંધે વિશેષ વિચાર કરતાં એવું જણાય છે કે પંજાબનો ગુજરાત અને આ આપણો પ્રદેશ ગુજરાત એ બન્નેનાં નામ કોઈ એક જ શબ્દ ઉપરથી આવેલાં હોય એ સુસંભવિત છે. આ બાબત પશ્ચિમના પંડિતોનો મત આ પ્રમાણે છે. गूर्ज राजू वा जुजू એવા કોઈ અનાર્ય પરંપરાના ગોરા વર્ણના હૂણોના જાતિવિશેષો છે અને તેઓ ઈ. સ પાંચમા સૈકા સુધીમાં અહીં ઊતરી આવેલા. તેમાંના गूर्ज નામ સાથે પ્રસ્તુત ગુર્જર વા ગુજરાતનો સંબંધ ઘટી શકે ખરો. ભારતીય પંડિતો કહે છે કે એ गूर्ज અનાર્ય ન હતા પરંતુ આર્ય હતા.

હિંદી શબ્દસાગરમાં ગોજ બીજો ગુર્દ શબ્દ છે, તેનો અર્થ ગુર્દિસ્તાન કે કુર્દિસ્તાનમાં રહેનારી ગુર્દ નામની જાતિ છે શબ્દીય વિશ્વકોશમ એક ગુર્દ શબ્દ છે, એ પણ તે નામની એક જાતિનો સૂચક છે આ રીતે ગૂર્ણ ગુર્દ ગુદ ગુર્ગ ગુગ્ગ ગુર્જર ગુજ્જર એ બધા શબ્દો સમાનપ્રકૃતિક હોવાનો ભાસ થાય છે હમણા ભૂગોળમાં જે પ્રદેશ ઈરાકને નામે ઓળખાય છે તે પ્રદેશ પહેલા ગુર્દિસ્તાન કે ગુર્દસ્તાનને નામે ઓળખાતો એ પ્રદેશ પારસ દેશના પૂર્વભાગનો છે ગુર્દજાતિ પહેલા તુર્કસ્તાનના પશ્ચિમે અને એશિયામાઈનર તથા સિરિયામાં પણ દેખાતી, હમણા ટાઈગ્રીસ નદીથી ઉત્તરપૂર્વના ભાગમા સિરિયાની અંતર્ગત એ ગુર્દજાતિનું રહેઠાણ ગુર્દિસ્થાન નામનો પ્રદેશ છે ત્યા પર્વતો ઘણા ઊંચા છે અને એ પર્વતો ઠેઠ મેસોપોટેમિયા સુધી પ્રસરેલા છે એને લીધે ગુર્દિસ્થાનનો પ્રદેશ અભેદ્ય જેવા છે પહેલાં એ પ્રદેશ સ્વાધીન–સ્વતંત્ર–હતો, હમણા પરાધીન છે એ કુર્દ વા ગુર્દ જાતિ ભ્રમણશીલ છે, ખેતી કરે છે ગાય બકરી ઘેટા વગેરે પશુઓનુ પાલન કરે છે, અને ઘોડા પણ પાળે છે, નાના નાના જથ્થાઓમા વહેંચાઈ જઈ એક સામંતની સરદારી નીચે રહે છે, શરીરે ઠીક અને કાયરો તેમા ટકી શકતા નથી ઇતિહાસ અને ભૂગોળના ભાગ અતિઅલ્પ અભ્યાસ પ્રમાણે આપણા ગુર્જર કે ગુજ્જર શબ્દનો મૂળ નાદ ઉક્ત ગૂર્ણ કે કુર્દ કે ગુર્દ જાતિવાચક ગમે તે કોઈ એક શબ્દ સાથે હોવાનો ભાસ છે એ જાતિ વિજયેચ્છાના મારથી વા યાયાવરને કારણે વા ગુજરાન કરવાના કારણે પરાજયથી ઉપર આવેલા પોતાના એ અસલ પ્રદેશથી નીકળી આવી હોય અને પ્રથમ પંજાબમા પોતાનુ થાણું જમાવી આગળ વધતા વધતા આ બાજૂ શ્રીમાલ સુધી આવી પહોંચી હોય અને પોતે જ્યા જ્યા સ્થાયી રહી હોય તે ભૂમિને પોતાના નામથી ફરતી કેનાતી ચાલી હોય અથવા એ ગુર્જરો જ્યાં જ્યા સ્થાયી થયા હોય તે ભૂમિને લોકોએ જ તેમના નામાભિધાનથી ઓળખેલી હોય ગુપ્ત રાજાઓ પછી ગુર્જરોનુ સામ્રાજ્ય (આશરે ઈ સ આઠમો સૈકો) ત્યારબાદ સોલંકી રાજાઓનુ સામ્રાજ્ય (આશરે ઈ સ દસમો સૈકો) એવો સમક્રમ ઇતિહાસકારોએ આપેલ છે

ખ્રિસ્તના આશરે સાતમા સૈકામા આવેલા ચીન પ્રદેશના પ્રવાસી હ્યુએનત્સાંગે ક્યુચેલો શબ્દથી ગુજ્જર શબ્દનો ઉલ્લેખ કરેલો છે એટલે એમ માલૂમ પડે છે કે હ્યુએનત્સાંગ અહીં આવ્યો ત્યાર પહેલા એ ગુજ્જરો ક્યારનાય આવીને વસ્યા હશે અને ત્યાર તે શ્રીમાલ (ભિલ્લમાલ) મા

આવેલો ત્યારે તેણે ગુર્જરોનું સામ્રાજ્ય ભિન્નમાલમાં જોયેલું એટલે જ તે ગુર્જરોની રાજધાની તરીકે પિલોમોલો[૪૦] (ભિન્નમાલ) ના નામની નોંધ કરે છે.

कुवलयमालानो કર્તા દાક્ષિણ્યચિહ્ન પોતાના એ ગ્રંથમાં અનેક લોકોની ભાષાનો પરિચય આપતાં ગુર્જરોની માલવોની અને લાટોની ભાષાનો પણ અતિઅલ્પ પરિચય આપે છે. એથી પણ એમ જણાય છે કે કુવલયમાલાકારના સમયે એ ગુર્જરો અહીં બરાબર વ્યવસ્થિત થઈ ગયા હશે. કુવલયમાલાકારનો[૪૧] સમય આશરે નવમો સૈકો છે.

वसुदेवहिंडि[૪૨] નામના આશરે છઠ્ઠા સૈકામાં લખાયેલા ગ્રંથમાં દ્વારિકાનો પરિચય આપતાં તે ગ્રંથકારે પશ્ચિમદિશા તરફના ચાર દેશોના નામ सुरट्ठा सुक्करट्ठा, आणट्ठा અને देवाट्ठा એ પ્રમાણે આપેલાં છે, તેમાં गुज्जरट्ठा નામ નથી તેથી કદાચ એ સમયે गुज्जरो અહીં સુધી નહીં પહોંચી શક્યા હોય એવી એક અટકળ છે.

गुज्जरो આર્ય હતા કે અનાર્ય હતા એ વિશે ખરી હકીકત તો માનવવંશ-વિદ્યાનો પંડિત જ કહી શકે. [૪૩]सह्याद्रिखंडના યોજકે તો ગુર્જર બ્રાહ્મણોને દ્રાવિડ તૈલંગ કર્ણાટ બ્રાહ્મણોની જોડે ગણાવી તેમને પંચદ્રાવિડ તરીકે ઓળખાવ્યા છે. આ હકીકત તો નિશ્ચિત છે કે તેઓ ભારત બહારની પ્રજામાંના હતા અને ભારતમાં આવીને ભારતીય પ્રજા સાથે ભળી ગયેલા હતા મારી સાદી સમજ પ્રમાણે તો એ લોકો આર્યપરંપરાના હતા.

गूर्ज કે गुर्ज શબ્દ મૂળે અભારતીય ભાષાનો છે એટલે જ તેના बिसुचेलो, गुर्ज, गुज्ज, गुज्जर, गुर्जर એવાં અનેક જુદાં જુદાં ઉચ્ચારણો થયેલાં છે. એક જ શબ્દનાં જુદાં જુદાં ઉચ્ચારણો થવાનાં કારણો આ પ્રમાણે છે. કોઈ પણ એક શબ્દ જે અમુક પરભાષાનો હોય અને તેને જ્યારે બીજી પરભાષા બોલનારા પરદેશી લોકો બોલે છે ત્યારે તે મૂળ શબ્દને તેના મૂળ ઉચ્ચારણ પ્રમાણે બોલી શકતા નથી, પરન્તુ પોતાની ઢબે જે જાતનાં ઉચ્ચારણો તેઓ કરી શકે છે તે ઢબમાં જ તે શબ્દને ગોઠવીને

૪૦ જુઓ ટિપ્પણ ૩૮ મું.

૪૧ ગુજરાતી ભાષાની ઉત્ક્રાન્તિ પૃ. ૧૮૩-૧૮૪.

૪૨ ગુજરાતી ભાષાની ઉત્ક્રાન્તિ પૃ. ૬૫૦-૬૫૧.

૪૩ द्राविडाश्चैव तैलङ्गा कर्णाटा मध्यदेशगाः ।
गुर्जराश्चैव पञ्चैते द्राविडाः पञ्च कथ्यते (!) ॥

બોલે છે આ હકીકત આપણા શબ્દોના પરથી અંગ્રેજોએ કરેલા ઉચ્ચારણો દ્વારા જ સારી રીતે સમજાય એવી છે. વડોદરા એ બરોડા, ખંભાત એ કેમ્બે, ઠક્કુર એ ટાગોર. એ જ રીતે 'નજિરશ'નું ભારતીય ઉચ્ચારણ અંગ્રેજી 'મેડિસિન'નું ભારતીય ઉચ્ચારણ. ગુજરાત ફારસી શબ્દ કદર ગુ. કદર જિંદગી ગુ. ઝંદેરી. ઉમ્ર ગુ. ઉમર. નેક ગુ. નેકી. સદર ગુ. મકોર કે શકોરું વા શકોરું. જુદી જુદી ભાષા બોલનાર લોકોના ઉચ્ચારણ-સ્થાનોનું વિવિધ પ્રકારનું બંધારણ હોય છે, એથી તેઓ પરભાષાના શબ્દોને પણ પોતપોતાના ઉચ્ચારણના બીબામાં ઢાળીને જ બોલી શકે છે આપણા શબ્દોનો અંગ્રેજો જુદો જ ઉચ્ચાર કરવાના, અંગ્રેજોના શબ્દોને આપણે બરાબર અંગ્રેજોની પ્રમાણે જ નહિ બોલી શકવાના, એ જ પ્રમાણે ફારસી કે અરબી શબ્દોને આપણે તેના મૂળ ઉચ્ચારણો પ્રમાણે જ નહિ વાપરી શકવાના એ હકીકત ઉપર બતાવેલા એક જ શબ્દના ભિન્ન ભિન્ન ઉચ્ચારણોથી સમજાય એવી છે

મહાપંડિત કુમારિલ ભટ્ટ[૪૪] તન્ત્રવાર્તિક નામના ગ્રંથમાં કહેલું છે કે આર્યશાખાના શબ્દોને અનાર્યો પોતાની ઢબે બોલે છે તેમ અનાર્ય શાખાના શબ્દોને આર્યો પોતાની ઢબે બોલે છે અને એ રીતે બોલના શબ્દોમાં અક્ષરોની વધઘટ થયા કરે છે એથી જ કોઈ એક ભારતીય શબ્દના અભારતીયોએ કરેલા જુદા ઉચ્ચારણો મળે છે અને અભારતીય શબ્દના ભારતીયો વળી જુદા જ ઉચ્ચારણો કરે છે આ આર્ય-અનાર્ય કે ભારતીય-અભારતીય રીતે ઉચ્ચારણ કરવાની પ્રથા પણ જગજૂની છે એટલે કે વેદના વારાથી ચાલી આવે છે એ તો જ્યારે બે જુદી જુદી પ્રજાઓ ભેગી થાય ત્યારે એમ જ થવાનું એ રીતે પૂર્વોક્ત ગૂર્ગ કે ગુર્દ જાતિ સાથે ગુજરાતના વ્યાપક ગુર્જરો કે ગુર્જરોનો સંબંધ ખરો માનીએ તો ગુર્જર એ તે ગૂર્ગ કે ગુર્દ શબ્દોનું એક ભિન્ન ઉચ્ચારણ હોવાનો સંભવ છે અહીં અગમ લેખક વળી એ ગૃગ કે ગુર્દનું ગુર્જ વા ગુજ્ર એવું ઉચ્ચારણ કેવું સમજી શકે—ગુર્જર ગુજર ગુર્જ ગુજ્ર એ બધા ઉચ્ચારો ઘણા પાસેપાસેના છે પછી તો આપણા સંસ્કૃત પ્રાકૃત પંડિતોએ ગુર્જ વા ગુજ્રને બદલે ગુર્જર વા ગુજર ઉચ્ચારણ બેસાડ્યું અને પેલા ચીની પ્રવાસીએ વળી તેને બદલે કિઉચેલો એવું પોતાનું ઉચ્ચારણ કર્યું પછી વળી કોઈ અરબીફારસીના આપણા કે બીજા અનુરાગી પંડિતે ગુર્જરનું અભિપ્રાયક નામ બનાવવા તેનું 'નાગરજાતિનું' ગુર્જર રૂપ બનાવ્યું જેમ

૪૪ જુઓ ગુજરાતી ભાષાની ઉત્ક્રાંતિ પૃ. ૩૬-૪૧.

મહેલનું મહેલાત. કબૂલનું કબૂલાત. કદિરનું કદરાત. વળી એ ગુજરાતનું સંસ્કૃતીકરણ ગુર્જરાત્રા ગુર્જરત્ર અને પ્રાકૃતીકરણ ગુજરત્તા થયું.

મને લાગે છે કે એ રીતે એક અભારતીય શબ્દ ભારતીય શબ્દનો વેશ લઈ આપણા દેશના નામ ગુજરાત શબ્દમાં સંતાયેલો છે એટલે તેની વ્યુત્પત્તિ કે મૂળ અર્થ કશુંય આપી શકાય એમ નથી. જ્યારે એ શબ્દની મૂળ ભાષા અને મૂળ ભાષામાં એનું અસલ ઉચ્ચારણવાળું મૂળ રૂપ શોધાય અથવા અસલ મૂળ શબ્દના એના મૂળ વાચ્ય અર્થ સાથેના સંબંધનો પ્રામાણિક ઇતિહાસ પ્રકાશમાં આવે ત્યારે જ એ શબ્દનાં ઉત્પત્તિ, વ્યુત્પત્તિ અને અર્થ એ બધુંય જાણી શકાય. આ બધું ગોધવા માટે આપણે વર્તમાન ઇશિક સુધી પહોંચવું પડે એટલે એ કાર્ય કોઈ કેવળ ભાષાનો ઉપાસક જ કરી શકે, બીજાનું ગજું નથી. એથી એ વિશે અહીં તો એટલું જ કહી શકાય કે એ શબ્દ પૂર્વોક્ત રીતે મૂળતઃ અભારતીય છે અને પછી મૂળ અભારતીય લોકો સાથે જેમ ભારતીયો એકરસ થઈ ગયા તેમ તે અભારતીય શબ્દ સાથે પણ ભારતીય ઉચ્ચારણ એવું એક રસ થઈ ગયું જેથી કરીને એ અભારતીય શબ્દ પણ ભારતીય જેવો જ થઈ ગયો અને 'શાહ'ના શાખિ કે સાખિની પેઠે,[૪૫] 'શાહનશાહ'ના 'સાખાનુસાખિ' ની પેઠે[૪૬] તથા બાદશાહના 'પાતિસાહિ'ની પેઠે[૪૭] નવો વેશ લઈને પ્રાકૃતસંસ્કૃત સાહિત્યમાં પણ ચડી ગયો. એથી 'ગુજરાત'નો 'રાત' અંશ, 'રાષ્ટ્ર' સાથે સંબંધ રાખતો હોય એમ લાગતું નથી તેમજ 'ગુજ્જર' કે 'ગુર્જર' શબ્દ પણ મૂળ રૂપમાં ભાસતો નથી; પરંતુ હવે તો આપણા દેશમાં એ 'ગુજ્જર' શબ્દ એક જાતિવાચક રૂપે ક્યારનોય પ્રચલિત થઈ ગયો છે. આપણા દેશની 'ગુજ્જર' જાતિ માટે ગુર્જર, ગુજ્જર કે ગજ્જર શબ્દો વપરાય છે. ખાસ પ્રકારના ક્ષત્રિયો આહીરો વગેરે પોતાને એ જાતિના માને છે. પંજાબમાં શીખ પ્રજાનો ઘણો મોટો ભાગ 'ગુજર' લોકોનો છે અને તેમાં હિન્દુ અને મુસલમાન બન્ને સમાયેલા છે. આપણે ત્યાં પણ કણબી લોકો, સુતાર લોકો, વગેરે અનેક લોકો 'ગુજર' જાતિના છે. સહ્યાદ્રિ ખંડના પૂર્વોક્ત આધાર પ્રમાણે ગુર્જર બ્રાહ્મણો પણ છે. 'ગુજર'નો બીજો એક ધ્વનિ 'ગજરો' પણ છે અને એ 'ગજરામારુ'ની વાર્તાનો નાયક ગજરો મારુ લાગે છે.

આ રીતે 'ગુજરાત'ની વ્યુત્પત્તિ વિશે જે કાંઈ મારી સમજમાં

૪૫-૪૬ જુઓ ગુજરાતી ભાષાની ઉત્ક્રાંતિ પૃ. ૪૪ તથા ટિપ્પણ ૪૧ અને ૪૨.
૪૭ હીરસૌભાગ્ય વગેરે કાવ્યોમાં આ શબ્દ વપરાયેલો છે.

આવ્યું તે આપની પાસે નિવેદિત કર્યું છે. ખરી રીતે તો તે વિશે ઇતિહાસંવિદો જે પ્રમાણભૂત હકીકત આપી શકે છતાં મેં મારા ગજા પ્રમાણે અહીં પ્રયાસ કરેલ છે. સુજ્ઞ પાઠકો હંસભાવ ધારણ કરી આ મારા લખાણમાંના સારભાગને ગ્રાહ્ય ગણશે અને અસાર ભાગને ફેંકી દેશે તો તેમની કૃપા ગણાશે.

અંતમાં એક વાત જણાવી દઉં કે આ ઇતિહાસસંમેલન ગુજરાતના ઇતિહાસ માટે એક નવી આશાનો સંચાર કરે છે. ઇતિહાસસંશોધનનું કાર્ય કેટલું બધું કઠણ છે એ હકીકત આ 'ગુજરાત' શબ્દની વ્યુત્પત્તિની શોધખોળ જ કહી આપે છે તો એવા કઠણ કાર્યની સાધના માટે આ સંમેલન એક સ્થાયી કાર્યસાધક મંડળની યોજના કરશે અને તેમાં પ્રવાસી ધીર સંશોધકો તથા કેંદ્રવર્તી કાર્યક્ષમ અભ્યાસી સંશોધકોની યોજના કરશે તો જે આશાનો સંચાર આ સંમેલને કર્યો છે તે જરૂર સફળ થશે અને ગુજરાતનો સર્વ પ્રકારનો કડીબંધ ઇતિહાસ આપણી પ્રજાને વાંચવા મળશે. આ અર્થે આપણે મહારાષ્ટ્રની પ્રવૃત્તિનું અનુકરણ કરવું ઘટે.

પરમાત્મા બધે શિવ, સુંદર અને સત્ય તરફ આપણી દૃષ્ટિ વાળો અને પ્રામાણિક ઇતિહાસ વિજયવંત થાઓ.

# "ગુજરાત" શબ્દનું મૂળ

[લેખક: અધ્યાપક કેશવરામ કા. શાસ્ત્રી]

"ગુજરાત" શબ્દનું મૂળ શોધવાનો સૌથી સબળ પ્રયત્ન સ્વ. નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયાએ કરેલો, જેનું ફળ એમના "ગુજરાતી ભાષા અને સાહિત્ય"-ગ્રંથ બીજામાં ભાષણ ૬ ઠ્ઠાના આરંભમાં (પૃ. ૧૯૪-૨૦૨) સવિસ્તર રીતે મળે છે. ભાષણોમાં સને ૧૯૩૦ સુધીમાં એ વિશે થયેલા જુદા જુદા પ્રયત્નોનો એમણે નિર્દેશ કર્યો છે. એમની ચર્ચાનો નિષ્કર્ષ કાઢીએ તો આટલો છેઃ

૧. ડૉ. ફ્લીટના મત પ્રમાણે "ગુજરાત" શબ્દના મૂળ તરીકે કાલંજરના આઠમી સદીના લેખમાં મળતા गुर्जरत्रामंडलમાંના गुर्जरत्रा શબ્દમાં દેખાતા त्रा પ્રત્યય સાથે સંબંધ છે. कुरुपञ्चालात्रा અને દિવેટિયાએ બતાવ્યા પ્રમાણે देवत्रा[1] શબ્દ એનાં ઉદાહરણ છે. गुर्जरत्रा શબ્દ પાણિનિ જેટલો જૂનો નહિ હોવાથી એ મૂળ વાજબી નથી, એવું સ્વ. દિવેટિયાએ જણાવ્યું છે, અને ત્યાં 'त्रा રક્ષણ કરવું' ધાતુ ઉપરથી 'ગુર્જરોએ રક્ષેલી ભૂમિ તે गुर्जरत्रा'ની એક સંભવિતતા બતાવી છે.

૨. પરંતુ સં. गुर्जरत्रा કે એવું કોઈ પણ બીજું રૂપ સંસ્કૃત ભાષા જીવતી હતી ત્યારે ક્યાંય પણ વપરાયેલું માલૂમ પડતું નથી. ઈ. સ ૬૪૨માં યુએન્-સંગ કુ-ચે-લો એવું સાદું ગુજરનું રૂપ વાપરે છે. પ્રાકૃતનું વપરાયેલું પહેલું રૂપ गुजरत्ता ઈ. સ. ૮૬૨ ના ઘટયાળના કક્કુકના લેખમાં[2] વપરાયું છે. गुजरत्ताનું સંસ્કૃતીકરણ જેમ गुर्जरत्रा થયું તેમ ગુજરાતનું પ્રાકૃતીકરણ આ गुजरत्ता પંડિતોને હાથે થયું હશે.

---

૧ એમણે "બૃહદારણ્યક"માંથી ૧-૪-૧૧ અવતરણ લીધું છે, એ પૂર્વે યજુર્વેદ સંહિતામાં સુપ્રસિદ્ધ ઉપસ્થાનના उद्वयं तमसः परिणः पश्यन्त उत्तरं देवं देवत्रा सूर्यमगन्म ज्योतिरुत्तमम् એ મંત્રમાં પણ મળે છે.

૨ ઘટયાળના લેખમાં વાર-મહિનો-નક્ષત્ર ગણિતની દષ્ટિએ બરોબર નથી, એ સ્વ. દિવેટિયા સૂચવે છે; એટલે આને પ્રમાણ તરીકે સ્વીકારતાં સંકોચ થાય છે. બેશક गुजरत्ता પ્રાકૃતમાં હોવા વિશે શંકા નથી.

સંસ્કૃત વ્યુત્પત્તિનો જેને આગ્રહ છે તેઓ માટે आत्ता>अत्ता=પ્રાપ્ત-અર્થમાં गुजर+अत्ता=गुजरत्ता મેળવી શકાય એમ છે. "ગુર્જરોએ મેળવેલી ભૂમિ" એવો એનો અર્થ થશે. પણ આ વ્યુત્પત્તિ પણ દૂર છે એ આ લેખમાં આવેલાં અંત્ય ઉદાહરણોથી સમજાશે.

૩. એટલે "ગુજરાત" શબ્દ જૂનો સ્વીકારવો યોગ્ય છે. અને અલ્બરૂનીએ ઇ. સ. ૧૦૩૦ માં ગુજરાત શબ્દ પ્રયોજ્યો છે (ભલે એ પછી આજના ગુજરાત પ્રદેશનો વાચક ન હોય!-કેમકે અલ્બરૂની તો જેપુર નજીકનું બઝાનનારાણ જેની રાજધાની હતું, તે પ્રદેશનું નામ "ગુજરાત" આપે છે.)

આમ આ જૂના, અલ્બરૂનીએ આપેલા ગુજ્રાતર્ શબ્દથી "ગુજરાત" મળતો હોવાથી ગમે તે પ્રદેશને માટે એ શબ્દ પ્રયુક્ત તો હતો જ, ને પછીથી દક્ષિણમાં નીચે નીચે ખસતાં આજની સરહદોમાં આવી ગયો. "પુરાતન પ્રબંધસંગ્રહ" (ઇ. સ. ૧૨૩૪ પૂર્વે) માં "ગુજરાત" શબ્દ પ્રયોજાયેલો છે, તો પાલ્હના "આબૂરાસ" (ઇ. સ. ૧૨૩૩) માં પણ છે. એ પછી તો એનો વધતેરો પ્રયોગ મળે છે. અધ્યા. ભોગીલાલ જ. સાંડેસરાએ આવા જૂનામાં જૂના પ્રયોગ શોધી પણ આપ્યા છે, જેમાં "પુરાતન પ્રબંધસંગ્રહ" અને "આબૂરાસ"માંના ઉલ્લેખ એમને જૂનામાં જૂના મળ્યા છે. આ ઉલ્લેખો આજના ગુજરાતને લગતા છે. :

જુદા પડી સ્વ. દિવેટિયાએ પ્રજાવાચક અર્થ સ્વીકાર્યો છે, અને ગુર્જરત્રા ઉપરથી પ્રજાવાચક ગૌર્જરાત્રાઃ માની, એમાં ત્રામાંના ત્રામાં ત્રાતની સિદ્ધિ જોઈ છે.) પ્રજાવાચક બ. વ.ના રૂપ ઉપરથી પછી દેશવાચક એકવચનનો શબ્દ બન્યો. એક શંકા આ વિશે એમને રહી છે કે પરદેશી પ્રજાના નામ ઉપરથી બ. વ. થયા બાદ દેશનું નામ સ્વીકારાયું હોય એ ભારતવર્ષની, પ્રજાના નામ ઉપરથી દેશનું નામ પાડવાની રૂઢિને બરોબર યુક્ત નથી. એ કાં તો ભારતવર્ષની પ્રજાએ નિત્યની આદતથી, અથવા દેખાદેખીએ ગુર્જર પ્રજાએ જ પોતાના પ્રદેશની સંજ્ઞા અમલમાં મૂકી દીધી હોય.[૪]

૩. અરબી ત કે આત પ્રત્યય છે. વકીલમાંથી વકાલત વગેરેમાં છે તેવો; અને પછી આભાસસામ્યે અનો આ થઈ ગયો હોય, જેમાંથી ગુજરાત થયું હોય. આ त (अत) પ્રત્યય સં. त्व > પ્રા. त्तમાંથી પણ નિષ્પન્ન હોય.

આ ઉપરથી એમણે તારવણી કરી છે તે એ છે કે—

"We are theoreore on fairly solid ground in holding that **Gujarát** was the name brought by the Gurjars, and that it got Prakritized into **Gujjarattá** and Sanskritized into Gurjaratrá by a backward processxxx." (Guj. Lang. & Lit. Vol. II. p. 201)[૫]

પ્રાકૃત-સંસ્કૃત ભાષાના જાણીતા વિદ્વાન આચાર્યશ્રી મુનિ જિનવિજય-

---

૪ ડૉ. બ્યૂલરે "દેવપત્તનપ્રશસ્તિ"ના સંપાદનમાં આત પ્રત્યય સમૂહવાચક અર્થમાં કહ્યો છે. આ બરાબર નથી, કેમકે અરબીમાં આત સમૂહવાચક અર્થમાં નથી. બેશક બંને વચ્ચે નિકટતા ખરી. ગુર્જરો આ પ્રત્યય અરબસ્તાનમાંથી લાવ્યા હોય એમ સ્વ. દિવેટિયાએ નોંધ કરી છે; આ સ્થળે એ વાત લક્ષ્યમાં લેવા જેવી છે.

૫ "તેથી એવું સ્વીકારવામાં આપણી પાસે સબળ મુદ્દો છે કે 'ગુજરાત' એ ગુર્જરોએ લાવી આપેલું નામ છે, અને ઊલટી પ્રક્રિયાએ......ગુજ્જરત્તા એમ પ્રાકૃત રૂપ, એમાંથી ગુર્જરત્રા એવું સંસ્કૃત રૂપ થઈ ગયું."

"હું સારી માહિતીવાળા વિદ્વાનોને ખુલાસો કરવા માટે આ પ્રશ્ન વહેતો મૂકું છું."

—આમ કહેતાં પાદટીપમાં અલ્બરૂનીનું "ગુજરાત" તે આજનું "ગુજરાત" નહિ, પણ બનાસ-વાળું હતું એવું સૂચન સ્વ. દિવેટિયાએ કર્યું જ છે.

છએ ગુજર+રટ્ઠ એની એ પ્રજાઓનો પ્રદેશ તે ગુર્જરટ્ટ>ગુજ્જરત્ત>ગુજરાત્ત > ગુજરાત, તો અધ્યા ઉમાશંકર જોશીએ ગુર્જરલાટ > ગુજ્જરાટ > ગુજરાટ> ગુજરાતની સભાવના કરી છે જેમ મગકીએ "ગુજરાથ' રાખ્યો છે તે આ જિનવિજયજીની સભાવનાને પુષ્ટ કરે છે તેમ 'ગર્ગસહિતા"મા ગુજરાટ[1] શબ્દ પ્રયોજાયો છે (વિશ્વજિત ખડ, અ૦ ૭, શ્લો ૧–૨) તે અધ્યા જોશીની સભાવનાને પુષ્ટ કરે છે રટ્ઠ પ્રજા જૂના કાળમા જાણીતી હતી મરહટ્ટ અને રુન્દ્રમાં એ પ્રજાવાચક શબ્દોની સભાવના છે, તો લાટ પ્રદેશ છેક સિંધથી મ ડી કોકણ સુધીની પટ્ટીને માટે પ્રચારમાં હતો એ પણ જાણીતી વાત છે

આમ આપણી આગે (૧) ગુર્જરત્રા ~ ગુજરત્તા, (૨) ગુજ + ત્રાત, (૩) ગુજર + રટ્ઠ, (૪) ગુજર + લાટ એવા ચાર મૂળ ખડા થાય છે. આમાના ૧ લા મૂળનુ નિરાકરણ સ્વ ન ભો દિવેટિયએ કરી નાખેલુ છે બીજુ મૂળ વધારે સ્વાભાવિક છે, અ ા એની પાછળ અત્યારનીનો ટેકા છે આ અત્યારની જે પ્રદેશનુ નામ ગુર્જત્ત કહે છે તે મૂળે ગુજર + રટ્ઠનો પ્રદેશ કે ગુજર + લાટનો પ્રદેશ હોવાની શકયતા નથી આ ઉપગત આ નામ ધારતુ સ્થાન પજાબમા પણ છે, એટલે કાઈ પરદેશી મૂળનો આ શબ્દ હોવાની વિશેષ સભાવના છે એવો એક પ્રયત્ન સ્વ. ન ભો. દિવેટિયાનો છે એમણે આપેલા કેટલા પ્રત્યયોમાથી વચ્ચેનો અરબી નારી-જાતિનો આત પ્રત્યય મહત્ત્વનો છે. પણ જેમ ઞ જે બે ઉદાહરણ આપ્યા છે તેમાનુ ઇસ્લામાત ખોટુ છે પ્રો અબુઝફર નદવીના જણાવ્યા પ્રમાણે અરબીમા એવુ રૂપ નથી ઝાહિરાત ખુલ્લી આખ + ત્રાત = ઝાહિરાત ખુલ્લી આખો, એ ઉપરથી ખુલ્લી વાતો પણ આ પ્રત્યય લાગ્યા પછી થયેલા ગુજરાત રૂપમા મ. વ.નો અર્થ પ્રજાવાચક હતો અને એ ભારતવર્ષની સસ્કૃત ભાષાની પદ્ધતિ પ્રમાણે દેશવાચક બન્યો એ સ્વ. નરસિંહરાવની સભાવના ફકત મને વાજબી નથી લાગતી.

આજે "ગુજરી" શબ્દ અઠવાડિયામાં ભરાતી બજારના અર્થમા પ્રચલિત છે અમદાવાદમા શુક્રવા ની "ગુજરી' જાણીતી છે. આમા બહાર ગામની ગ્રામીણ પ્રજા માલ વેચવા ખરીદવા આવવાની પ્રથા છે

[1] સ્વ કે હ ધ્રુવે ગુર્જરાત્ત મૂળ આ કારણે માન્યુ છે ગુજ્જરાટ્ટ> ગુજ્જરાટ્ટ> ગુજરાટ >ગુજરાત પણ આ મિશ્રણ-સગત નથી એ ઉપરથી તો રૂપ "ગુજનોટ" થાય

અમદાવાદમાંના મુસલમાની અમલથી આ બજાર અહીં ભરાય છે. એ રિવાજ સમજાય છે કે ઘણો જૂનો હોવો જોઈએ. અને એનો આશય ગુજરોની ટોળીઓ બહાર ગામથી માલ લેવા ખરીદવા આવતી તેઓની ટોળીઓ એકત્રિત થતી હોય, એ ઉપરથી પછી "બજાર" વાચક "ગુજરી" શબ્દ બન્યો. અરબી ગુજ્ર=ગુજરોની જમાત[૭]. અરબી નારી જાતિનો બહુવચનનો પ્રત્યય आत=गुज्रात ગુજરોની જમાતોની ટોળીઓ. એ ઉપરથી પછી આરબોની અહીં આવેલા અને અહીંનાં ઉચ્ચારણ જાણતા એટલે શબ્દ गुज्रात સ્વીકાર્યો. ઢોર ચરાવી ગુજરાન કરનારી આ પ્રજાઓની જુદી જુદી ટોળીઓ અત્રતત્ર પડાવ નાખીને રહેતી હતી, આજે પણ રબારી લોકો નેસડા નાખી શહેરોની નિકટમાં તેમ ગામડાંઓમાં પણ જુદા જુદા વસ કરી રહે છે એ, એ પ્રાચીન રિવાજનો ખ્યાલ આપે છે. આવી ગુજરોની ટોળીઓ જ્યાં વિપુલ પ્રમાણમાં રહેતી હતી તે પ્રદેશનું અહીં આવેલા અરબ લોકોએ गुज्रात નામ 'આપ્યુ' હોય તે જ રીતે ખુદ ગુજરો પણ પોતાના વાસનું એ નામ પોતાની સાથે ગુર્જિસ્તાનમાંથી લાવ્યા હોય. આ નામ ભારતવર્ષની કોઈ પ્રજાએ આપ્યું તો સંભવતું જ નથી.

આ आत પ્રત્યયમાં નારીજાતિનો અર્થ છે એમાં લેશ પણ શંકાને કારણ જણાતું નથી. "ગરવી ગુજરાત" જૂના કાળથી, ભારતવર્ષનાં અન્ય દેશનામોને અપવાદે નારીજાતિમાં છે. કાન્હડદેપ્રબંધકાર પદ્મનાભ गूजराति (૧-૪૪, ૨૧, ૭૦) પ્રયોગ કરે જ છે, એ લક્ષ્યમાં રાખવા જેવું છે.

પણ આ નારી જાતિનો आत પ્રત્યય गुजरात ઉપરાંત ઘણા શબ્દોમાં દેશવાચક ઊતરી પણ આવ્યો છે. આવા દેશવાચક મેવાત અને મિલ્લાત શબ્દો છે મેવ લોકોનો પ્રદેશ તે मेवात અને मिल લોકોનો પ્રદેશ તે मिल्लात. હિંદીમાં ગામડિયાઓને માટે देहाती (देह ફા. + आत અરબી પ્રત્યય + ई વિશેષણ અરબી પ્રત્યય) અને દેશી રજવાડાની પરિભાષામાં कस्बाती (कस्बा अરબી + आत અરબી પ્રત્યય + ई અરબી પ્રત્યય) કસબામાં રહેનારાઓને માટે પ્રયોજાય છે. (ધોળકાના કસ્બાતીઓ જાહેર છે.)

---

૭ આવા શબ્દો ઉપરથી જમાત—કોમ—જાત—વાચક શબ્દો અરબીમાં નારીજાતિના થાય છે.

૮ આમાં મેવાત નરજાતિમાં અને મિલ્લાત નારીજાતિમાં છે. ઉત્તર ગુજરાતમાં "બાધી ભિલ્લાત ભેળી થઈ છે" એવો પ્રયોગ પ્રચલિત છે. અહીં સમૂહવાચક અને દેશવાચક એક અર્થ સ્પષ્ટ છે.

આમાં પણ સ્પષ્ટ છે કે देह + आत = देहात, कस्बा + आत = कस्बात એવાં મૂળ છે, તેમાંથી તત્પ્રદેશ (સંકુચિત અર્થમાં) વ્યક્ત થાય છે.

આ ઉપરથી ठकरात[૯] અને महल्लात[૧૦] પણ ઠાકોર અને महल (સં. महालय-महोल) ના પ્રદેશનો (સંકુચિત પ્રદેશનો) વાચક છે, એની સ્વાભાવિકતા સ્પષ્ટ થાય છે. એ જોતાં સ્વ. દ્વિવેટિયાએ (૧) માં એને જુદો પાડ્યો છે એ વાજબી નથી; અરબી आत જ નિયમથી અથવા આભાસ-સામ્યે એમાં આવ્યો છે.

આ ગુજરાત શબ્દનું શુદ્ધ સ્વરૂપ ત્યારે શું હોવું જોઈએ? મૂળ શબ્દ गुज्ञ > गुजर હોય તો गुजरात આવી રહે. ગુજરનું સંસ્કૃતીકરણ પ્રાકૃત गुज्जर દ્વારા गुर्जर કે આ. હેમચંદ્રે (गुर्+जर પ્રત્યય) બતાવ્યા પ્રમાણે गूर्जर થયું, તેમાંથી गुज्जरना દ્વારા गूजरात અને रा ઉપર સ્વરભાર ચોક્કસ થતાં गुजरात રૂપ આવ્યું.

અરબી તદ્ભવ લેખે गुजरात અને પ્રાકૃત > સંસ્કૃત > પ્રાકૃત તદ્ભવ લેખે गुज्जरात > गुजरात આવી રહે.

આજે गूजरात અને गुजरात બેઉ રૂપ પ્રચારમાં છે. પ્રાકૃતદ્વારા ક્રમિક વ્યુત્પત્તિની દૃષ્ટિએ गूजरात આવે, પણ ઉર્વતી ભાષામાંના સ્વરભારના કારણે गुजरात થાય; અને गुज्रात કે गुर्जात > गुज्रात એ અરબી ક્રમે गुजरात જ આવે.

---

૯ પ્રો. અબુઝફર નદવી પાસેથી જાણવા મળ્યું છે કે હિજરી બીજી-ત્રીજી સદીની અરબી ભાષામાં ઠાકોર માટે "ताकुर" શબ્દ છે. એનું બ. વ. "तकाकेरा" થયું. "मकब" પણ જૂનો અરબી શબ્દ છે.

૧૦ मुहल्लात-महोलात ઘણા મહોલ્લાના સમૂહવાળી ભૂમિ, એ ઉપરથી "પ્રાંત" અર્થ છે

# પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં 'ગુજરાત'ના ઉલ્લેખો

[ લે૦ અધ્યા. ભોગીલાલ જ. સાંડેસરા, એમ.એ. ]

આપણા પ્રાંતને અત્યારે સર્વસામાન્ય પ્રચારમાં છે તે 'ગુજરાત' નામ ક્યારે મળ્યું એ એક વિવાદાસ્પદ પ્રશ્ન છે. સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્યમાં, શિલાલેખો અને તામ્રપત્રોમાં—અત્યારે મળતા પુરાવાઓ જોતાં તો—નિરપવાદ રીતે, તેમજ અપભ્રંશ અને પ્રારંભિક ગુજરાતીના સાહિત્યમાં સામાન્ય રીતે गूर्जरत्रामण्डल, गूर्जरत्राभूमि, गुज्जरत्ता, गुजरातृ, गूर्जरत्रा, गूर्जरात्र, गुर्जराट, गुर्जरधरणि, गुजरादेश, गुर्जरभूमि, गुजरधर એવાં જુદાંજુદાં નામો મળે છે. દસમા સૈકા સુધીના આરબ મુસાફરો 'જુર્ઝ' (Jurz) તથા 'જુઝ્ર' (Juzr) એવાં નામો આપે છે. અલબત, જે તે સ્થળોએ આ બધાં જ નામો અત્યારના ગુજરાતને અનુલક્ષીને આપવામાં આવ્યાં છે, એમ નથી. મૂળરાજ સોલંકીએ વિક્રમના દસમા સૈકાના અંતભાગમાં પાટણમાં પોતાનું રાજ્ય જમાવ્યું અને એ રાજ્યમાં 'જ્ઞાનસંસ્કારની પરબો' બેસાડવાનો પ્રયાસ કર્યો ત્યાર પહેલાંનું 'ગૂર્જરત્રામંડલ' હાલના ગુજરાતની ઉત્તરે ભિન્નમાલ તથા જયપુર પાસેના નારાયણની આસપાસ આવેલું હતું. વિક્રમના દસમા શતક સુધી હાલના મધ્ય ગુજરાત માટે ગુજરાત કે એને મળતું ગુર્જરત્રા કે ગુર્જરદેશ જેવું નામ પ્રચારમાં નહોતું આવ્યું, એમ શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી માને છે. અત્યારનું દક્ષિણ ગુજરાત અથવા લાટ તે પછી પણ ઘણા સમય સુધી તળ ગુજરાતથી ભિન્ન ગણાતું હતું. પણ ગુજરાતની સીમાઓમાં થયેલાં આ ઐતિહાસિક પરિવર્તનો સાથે અત્યારે આપણને સંબંધ નથી. આપણા પ્રાંતનું 'ગુજરાત' એ નામ કેટલું જૂનું છે, તે જ પ્રાપ્ત થતાં સાધનો ઉપરથી—ખાસ કરીને પ્રાચીન ગુજરાતી સાહિત્યમાંથી મળતા ઉલ્લેખોના પ્રકાશમાં—તપાસવાનો આ નિબંધનો ઉદ્દેશ છે.

સ્વ. નરસિંહરાવ દિવેટિયા એમના Gujarati Language and Literature (Wilson Philological Lectures), Vol. II, p. 193માં આ વિષયની ચર્ચા કરતાં લખે છે:

"This much, however, is certain, that the name Gujarat did not come into free use till after the Mahomedan conquest; and the first reliable mention

of that specific name for our province and our literature is to be found in the Kánhadade-Prabandh."

અર્થાત્ 'ગુજરાત' નામ મુસ્લિમ રાજ્યકાળ પહેલાં સર્વસાધારણ પ્રચારમાં નહોતુ અને એ નામનો પહેલો વિશ્વાસપાત્ર પ્રયોગ આપણા સાહિત્યમા 'કાન્હડદે પ્રબંધ'માથી મળે છે, એવો નરસિંહરાવનો મત છે તો કે 'કાન્હડદેપ્રબંધ' પૂર્વેના 'સમરારાસ'માથી તેમણે 'ગુજરાત'નો ઉલ્લેખ રજૂ કર્યો છે (પૃ ૧૯૭) આમ છતા 'વસ્તુપાલ–તેજપાલરાસ' કે જે સંભવત 'કાન્હડદેપ્રબન્ધ' કરતા પણ અર્વાચીન છે (અને કોઈ રીતે 'કાન્હડદેપ્રબંધ' કરતા જૂનો તો નથી જ) અને તેમના પોતાના મત મુજબ ઇસવી સનના ચૌદમા સૈકાના ઉત્તરાર્ધથી જૂનો હોઈ શકે નહિ (પૃ. ૨૧), તેમા મળતા 'ગુજરાત'ના ઉલ્લેખને તેઓ સૌથી જૂનો ઉલ્લેખ શી રીતે ગણે છે, એ બરાબર સમજાતુ નથી

શ્રી નરસિંહરાવે તેમના વ્યાખ્યાનોમા 'વસ્તુપાલ–તેજપાલ રાસ', 'સમરારાસ' અને 'કાન્હડદેપ્રબન્ધ'માથી 'ગુજરાત'ના પ્રયોગો તારવી બતાવ્યા છે આપણે આ તેમજ આ ઉપરાંત નવા મળેલા સંખ્યાબંધ પ્રયોગો તપાસીશું

કોઈ સસ્કૃત શિલાલેખ કે તામ્રપત્રમા અથવા સસ્કૃત સાહિત્યમા 'ગુજરાત'નો ઉલ્લેખ મળતો નથી[1]

---

૧ 'નૈષધીયચરિત'ની નિર્ણયસાગરની આવૃત્તિના સંપાદક પં શિવદત્ત શાસ્ત્રીએ પોતાની સસ્કૃત પ્રસ્તાવનામા ' राजशेखरोऽपि स्वप्रबन्धकोशे प्रबन्धमेवमवर्णयत्-'नैषधीयस्य प्रथम पुस्तकं हरिहरो गुजरातेति गुजरातदेश वीरधवल नाम्नि राज्ञि वस्तुमंत्री ख्यापयामास' ।" (સાતમી આવૃત્તિની પ્રસ્તાવના, પૃ ૬) એ પ્રમાણે લખ્યુ છે નરસિંહરાવભાઈએ આ અવતરણ લીધુ છે (Vol II p 197) રાજશેખરે પોતાનો 'પ્રબન્ધકોશ' સં ૧૪૦૫મા રચ્યો છે, એટલે આમાના 'ગુજરાત'ના પ્રયોગને તેમણે નિશ્ચિત રીતે એ કાળનો ગણ્યો છે પણ વાસ્તવિક રીતે એમ નથી રાજશેખરના ઉપર્યુક્ત ગ્રંથમા 'ગુજરાત' એવો પ્રયોગ તો ક્યાંય મળતો નથી એમાંનો 'હરિહર પ્રબન્ધ' કે જેમા 'નૈષધીયચરિત' ગુજરાતમા લાવ્યાની વાત આવે છે તેમા આ। श्रीहर्षवंशी हरिहर गौडदेश्य विद्वत्सार एकदा । स गूर्जरधरां प्रत्यचालीत् । એ પ્રમાણે 'ગૂર્જરધરા'નો પ્રયોગ માત્ર એકવાર મળે છે (ફા ગુ સભાની આવૃત્તિ, પૃ ૧૧૮), 'ગુજરાત'નો નહિ વળી પં શિવદત્તે પોતાની પ્રસ્તાવનામા રાજશેખરમાથી શબ્દશ અવતરણ આપ્યું નથી, પણ 'હરિહરપ્રબન્ધ'માના તેના કથનનો પોતાની ભાષામા સાર

પરંતુ પરદેશી લેખકોના લખાણોમાંથી 'ગુજરાત'ના બે ઘણા જૂના તથા અગત્યના ઉલ્લેખો મળે છે. અલ્બરૂની(ઈ. સ. ૯૭૦ થી ૧૦૩૧ –વિ સં. ૧૦૨૬ થી ૧૦૮૭)એ હિન્દુસ્તાન વિશેના પોતાના અરબી ગ્રંથમાં તેની પૂર્વેના કેટલાક મુસાફરોની જેમ 'જુજર' (Juzr) નહિ, પણ 'ગુજરાત' (Guzrāt) એવું નામ આપ્યું છે.[2] ગુજરાતની રાજધાનીનું શહેર બઝાન અથવા નારાયણ હતું અને તે કનોજથી એંશી માઈલ અગ્નિખૂણે આવેલું છે, એમ તેણે કહ્યું છે અલબરૂનીના સમય પૂર્વે જ નારાયણ ભાંગી ગયું હતું, અને ત્યાંના વતનીઓ બીજે સ્થળે રહેવા ગયા હતા, એમ પણ જાણવા મળે છે આ શહેર તે જયપુર પાસેનું નારાયણ છે, એમ સિદ્ધ થયું છે.[3] વિશેષમાં અલ્બરૂનીએ નારાયણના નૈઋર્ત્યખૂણે લગભગ ૨૪૦ માઈલ (૪૨ ફરસાખ) દૂર આવેલા અણહિલવાડનો તથા સૌરાષ્ટ્રના દરિયા કાંઠે આવેલા સોમનાથનો નિર્દેશ કર્યો છે. તે લખે છે કે અણહિલવાડની દક્ષિણે લગભગ ૧૭૦ માઈલ (૪૨ ફરસાખ) લાટદેશ આવેલો છે, જેમાં ભરૂચ (Bihroj) અને રાંદેર (Rihanjur) એ બે મુખ્ય શહેરો છે.[4] આ વર્ણન બતાવી આપે છે કે વિક્રમના અગિયારમા સૈકાના પ્રારંભમાં ઓછામાં ઓછું અત્યારના ઉત્તર તથા મધ્ય ગુજરાતને તો 'ગુજરાત' નામ મળી ચૂક્યું હતું.[5] પરદેશી લેખકોમાં અલ્બરૂની ઉપરાંત, ઇટાલિયન મુસાફર માર્કો પોલો (ઇ સ ૧૨૫૪–૧૩૨૪) પણ પોતાની પ્રવાસનોંધોમાં 'ગુજરાત'નો ઉલ્લેખ કરે છે

સારોદ્ધાર વાંચ્યો છે. એટલે એમાંનો 'ગુર્જરાત' શબ્દ રાજશેખરનો નહિ પણ પં. શિવદત્તનો છે. 'ગર્ગસંહિતા'માં गुर्जराष्ट्र શબ્દનો પ્રયોગ મળે છે જુઓ—
प्रद्युम्नोऽय महावीर्यो जित्वा माहिष्मतीपतिम् । त्रिकंपन् महतीं सेनां **गुर्जराष्ट्रं** समाययौ । (ગર્ગસંહિતા, વિશ્વજિત્ ખંડ, ૭મો અધ્યાય, શ્લોક ૧) તથા
**गुर्जराष्ट्राधिप** वीरमृष्यनाम महाबलम् । जग्राह सेनया कार्ष्णिस्तुण्डग्राह यथा विराट ॥ (એ જ, શ્લોક ૨). કામસૂત્રની જયમંગલા ટીકામાં (અધિ. ૫, અધ્યા. ૫, સૂ. ૩૦) **गूर्जरात्रे कोट्ट नाम स्थान** એ પ્રમાણે ગૂર્જરાત્રનો ઉલ્લેખ છે. ગર્ગસંહિતાનો 'ગુર્જરાષ્ટ્ર' અને જયમંગલાનો ગૂર્જરાત્ર એ બંને પ્રયોગો લોકપ્રચલિત 'ગુજરાત' શબ્દનું સંસ્કૃત રૂપાંતર છે એમાં શંકા નથી. આમ હોવા છતાં સંસ્કૃત સાહિત્યમાં 'ગુજરાત'નો સાક્ષાત્ પ્રયોગ મળતો નથી, એ મત અબાધિત રહે છે.

૨ Dr. Edward Sachau : Alberuni's India, Vol. I, p. 202
૩ Bombay Gazetteer, Vol. I, pt I, p 520
૪ Dr. Edward Sachau : Alberni's India, Vol I, p 205
૫ Linguistic Survey of India, Vol. IX, pt. II, p. 333

હવે પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં 'ગુજરાત'ના ઉલ્લેખો તપાસીએ.

## ૧ પાલ્હણકૃત 'આબુરાસ' (સં. ૧૨૮૯)

સૌથી જૂનો અને ઘણો જ મહત્ત્વનો ઉલ્લેખ સં. ૧૨૮૯ મા પાલ્હણ નામે કવિએ લખેલ 'આબુરાસ'નો છે.[૬] આબુ ઉપર મંત્રી વસ્તુપાલ તેજપાલે સં. ૧૨૮૬ માં બંધાવેલ સુપ્રસિદ્ધ મંદિરો સંબંધી વૃત્તાન્ત ૫૫ કડીના આ ટૂંકા રાસમાં આપેલો છે. તેની ૧૧ મી કડીમાં નીચે પ્રમાણે 'ગુજરાત'નો પ્રયોગ છે

सोळंकिय कुळ[७] संभमिउ सरउ जगि जस वाउ ।
<u>गुजरात</u> धुर समुधरणु राणउ लूणपसाउ ॥

માર્કો પોલોથી કેટલાંક વર્ષ પૂર્વે આ રાસ રચાયેલો છે. પરદેશી મુસાફરની નોંધમાં તેમ જ પાલ્હણની આ કૃતિમાં 'ગુજરાત' નામ છે, તે એ શબ્દપ્રયોગની સારી એવી વ્યાપકતા પુરવાર કરે છે. બીજું, ઉપલા અવતરણમાં ધોળકાના રાણા લવણપ્રસાદને ગુજરાતના ઉદ્ધારક તરીકે વર્ણવ્યો છે, એ પણ બતાવે છે કે હવે માત્ર ઉત્તર ગુજરાત નહિ, પણ આખો પ્રાન્ત 'ગુજરાત' તરીકે ઓળખાતો હતો.

વળી એ જ રાસમાંથી 'ગૂર્જર દેસ' પ્રયોગ પણ મળે છે

गुजरदेसह मज्झि पहाणं, चड्डावती नयरि वक्खाणं ।
घावि सरोवर सुरहि सुणीजइ, वहु आरामिहि ऊपम दीजइ ॥२॥

---

૬ કલકત્તાની રાજસ્થાન રિસર્ચ સોસાયટીના હિન્દી મુખપત્ર 'રાજસ્થાની'ના ભાગ ૩, અંક ૧ મા આ રાસ છપાયેલ છે. તેની ૫૪ મી કડીમાં નીચે પ્રમાણે રચ્યા સાલ છે–

बार संवच्छरि नवमासीए वसतमासु रंभाउलु दीहे ।
एहु रासु विसतारिहिं जाए, रासइ सयल संघ भवाए ॥

કર્તાનું નામ ૫૩ મી કડીના ઉત્તરાર્ધમાં છે

केवि चडावलि नेमि नमीजइ, ए सु वयणु पाल्हण पुन कीजइ ॥

૭ રાસની મુદ્રિત આવૃત્તિમાં અહીં તથા બીજે સ્થળે ळ છાપેલો છે, તેથી મૂળ હાથપ્રતમાં ळ લખેલો છે, એમ સમજવાનું નથી. 'રાજસ્થાની'ના ઉપર્યુક્ત અંકમાં છપાયેલા 'રાજસ્થાની વર્ણમાલા' નામના લેખમાં "ळ–ल़=ल का मूर्धन्य उच्चारण (जो गुजराती मराठी आदि में है)" એમ જણાવેલું છે. એટલે આ સ્થળોએ હાથપ્રતમાં ल હોવો જોઈએ, જેને સંપાદકો ळ અથવા ल़ તરીકે છાપે છે.

ગુજરાતીની પ્રાચીનતમ રાસકૃતિઓ સં. ૧૨૪૧માં રચાયેલ શાલિભદ્રસૂરિકૃત 'ભરતેશ્વર બાહુબલિ રાસ' તથા એ અરસામાં લખાયેલ એ જ કવિનો 'બુદ્ધિરાસ' છે, એ જોતાં સં. ૧૨૮૯નો 'આબુરાસ' તથા તેમાંનો 'ગુજરાત'નો ઉલ્લેખ ખાસ મહત્ત્વનાં લેખાવાં જોઈએ.

## ૨ રાણકદેવીના દૂહા (સં. ૧૨૯૭ પહેલાં)

બીજો એટલો જ અગત્યનો ઉલ્લેખ, સિંઘી જૈન ગ્રંથમાલામાં પ્રસિદ્ધ થયેલ 'પુરાતન પ્રબન્ધસંગ્રહ' માંથી મળે છે. જુદી જુદી હસ્તલિખિત પોથીઓ ઉપરથી સંકલિત કરવામાં આવેલા આ પ્રબન્ધસંગ્રહમાં, પૃ. ૩૪ ઉપર p प्रत्यहे सोनलवाक्यानि । એ શીર્ષક નીચે, प(ग्र)ह्णारे जीर्णदुर्गाधिपतौ उदयनेन हते तत्प्रिया सोनलदेवी जगाद—એટલી પ્રસ્તાવના સહિત અગિયાર પ્રાચીન ગુજરાતી દૂહાઓ છે. 'પ્રબન્ધચિન્તામણિ'માં જૂનાગઢનો રાજા નવઘણ મરણ પામતાં તેની શોકાકુલ રાણીના મુખમાં જે દૂહાઓ મૂકવામાં આવ્યા છે તેમાંના કેટલાક એમાં છે. જનસમાજમાં તેમ લોકસાહિત્યમાં એ દૂહાઓ આજે પણ—અલબત્ત અર્વાચીન ભાષામાં—'રાણકદેવીના દૂહા' તરીકે પ્રસિદ્ધ છે. 'પુરાતન પ્રબન્ધસંગ્રહ'મા પૃ. ૩૫ ઉપર ૧૦૯મા પદ્ય તરીકે જે દૂહો છપાયો છે તેમાં 'ગુજરાત'નો પ્રયોગ છે:

वलि गुरूआ गिरनार, दीह नीझरणे झरद ।
वापुडली गुजरात[८] पाणीहर पहुरउ पडइ ॥

આ જ દૂહાનો આશય અત્યારે જનસમાજમાં પ્રચલિત રાણકદેવીના દૂહામાં કંઈક પ્રકારાન્તરે મળે છે. જુઓ:

સરવો સોરઠ દેશ, જ્યાં સાવજડાં સેજળ પીએ;
મારુ પાટણ દેશ, જ્યાં પાણી વિના પોરા મરે.

ઉપર્યુક્ત 'પુરાતન પ્રબન્ધસંગ્રહ' માંના પ્રબન્ધો જુદી જુદી પાંચ હાથપ્રતોમાંથી મળતા પ્રબન્ધોનું વ્યવસ્થિત એકીકરણ છે. એમાંની p સંજ્ઞક હાથપ્રતના અંતિમ પૃષ્ઠ ઉપર, આગળ જણાવેલા દૂહાઓ, કુમારપાલરાજ્યપ્રાપ્તિપ્રબન્ધ તથા બીજું એક દૃષ્ટાન્ત લખેલું છે. એ જ પૃષ્ઠ ઉપર મૂળ ગ્રંથકારનો ઉલ્લેખ નીચે પ્રમાણે છે—

सिरिवत्थुपालनंदणमंतीसरजयतसीहभणणत्थं ।
नागिंदगच्छमंडणउदयप्पहसूरिसीसेणं ॥

૮ અહીં 'ગુજરાત' સ્ત્રીલિંગમાં છે. આ વિષયની વધુ ચર્ચા માટે આગળ જુઓ.

> जिणभद्देण य विक्कमकालाउ नवइ अहियबारसए ॥
> नाणाकहाणपहाणा एस पबंधावली रइआ ॥

અર્થાત્ શ્રીવસ્તુપાલના પુત્ર જયંતસિંહના પઠન અર્થે નાગેન્દ્ર ગચ્છના ઉદયપ્રભસૂરિના શિષ્ય જિનભદ્રે સં. ૧૨૯૦મા વિવિધ કથાનકપ્રધાન આ પ્રબન્ધાવલીની રચના કરી. જો કે એ કૃતિમા સં. ૧૨૯૦ પછી બનેલી ઘટનાઓનું જેમા વર્ણન આવે છે એવા કેટલાક પ્રબન્ધો પાછળથી કોઈએ દાખલ કરી દીધા છે, પરંતુ એ સિવાયનો બાકીનો ભાગ જિનભદ્રની કૃતિ માનવામા કંઈ પણ બાધ નથી એમ સંપાદક મુનિશ્રી જિનવિજયજીનો મત છે.

ટૂંકમાં, p सहमहे सोनलवाक्यानि એ શીર્ષક નીચેના પ્રાચીન ગુજરાતી દૂહાઓ સ. ૧૨૯૦મા જિનભદ્રે કરેલી સંકલનાનો જ એક ભાગ છે. મારા માનવા મુજબ, એ દૂહાઓનો સમય વાસ્તવિક રીતે તો સં. ૧૨૯૦ પૂર્વેનો ગણવો જોઈએ મેરુતુંગાચાર્યે સં. ૧૩૬૧મા 'પ્રબન્ધચિન્તામણિ' લખ્યો તેમા રાણકદેવીના દૂહા મળે છે; પણ સૌ કોઈ સ્વીકારે છે કે એ દૂહાઓ લોકસાહિત્યમા તો એ પૂર્વે પ્રચલિત હોવા જોઈએ. હવે એ જ દૂહા સં. ૧૨૯૦ની આ જિનભદ્રની કૃતિમાં ઉદ્ધૃત થયેલા મળે છે, એટલે ત્યાર પહેલા લોકજીભે ચડ્યા હોવા જોઈએ. સિદ્ધરાજે સોરઠ ઉપર સં. ૧૧૭૦મા વિજય મેળવ્યો હતો, એ સિદ્ધ હકીકત છે, એટલે ત્યાર પછીનાં વર્ષોમા લોકકવિઓએ આ દૂહાઓ જનતામા વહેતા મૂક્યા હશે. એટલે શતાબ્દીઓ થયા ગુજરાતે પોતાની સ્મૃતિમા જાળવી રાખેલી આ માર્મિક શોકકવિતાનો સમય વિક્રમના તેરમા સૈકાના આરંભમા માનીએ તો જરાયે વધારે પડતુ નથી. એ જોતા, ઉપર ટાંકેલો 'ગુજરાત' નો ઉલ્લેખ પણ એ સમયનો ગણવો જોઈએ. આમ 'ગુજરાત 'નો આ પ્રયોગ સં. ૧૨૮૯ના 'આબુરાસ'ની પૂર્વેનો છે, સં. ૧૨૯૦માં રચાયેલા ગ્રંથમાથી તે મળે છે માટે જ તેને 'આબુરાસ'ની પછી મૂક્યો છે. સાહિત્યમાં 'ગુજરાત 'નો પ્રયોગ થવા લાગ્યો ત્યાર પહેલા એ નામ લોકસમાજમા પ્રચલિત થઈ ચૂકેલુ, તેનો આ પણ એક પુરાવો છે.

### ૩ પ્રભાચન્દ્રસૂરિકૃત 'પ્રભાવકચરિત' (સં. ૧૩૩૪)

'ગુજરાત'નો ત્રીજો મહત્ત્વનો ઉલ્લેખ પ્રભાચન્દ્રસૂરિકૃત 'પ્રભાવકચરિત'મા મળે છે. ગુજરાતના મધ્યકાલીન સાંસ્કૃતિક ઇતિહાસ માટે અતિમહત્ત્વનો આ ઐતિહાસિક સંસ્કૃત ચરિત્રગ્રંથ સં. ૧૩૩૪મા એટલે

કે સારંગદેવ વાઘેલાના રાજ્યકાળમાં રચાયેલ છે. એમાં 'બપ્પભટ્ટિસૂરિ-ચરિત'માં કનોજનો આમ રાજા બપ્પભટ્ટિસૂરિના ચારિત્ર્યની પરીક્ષા કરવા માટે તેમના ઉપાશ્રયમાં એક ગણિકાને મોકલે છે, પરંતુ ગણિકાને આ કાર્યમાં નિષ્ફળતા સાંપડતાં તે રાજા પાસે આવીને નીચે પ્રમાણે એક અપભ્રંશ દૂહો બોલે છે·

गयवर केरइ सत्थरइ पाय पसारिउ सुत्त ।
निच्चोरी गुजरात[9] जिम्व नाह न केणइ भुत्त ॥

અર્થાત્ ગજવર (બપ્પભટ્ટિસૂરિનું 'ગજવર' એવું બિરુદ હતું) ના સાથરામાં પગ પસારીને સૂતેલા તે નાથ નિચ્ચોરી (?) ગુજરાતની જેમ કોઈનાથી ભોગવાયા નહિ.

આ ઉલ્લેખ સં. ૧૩૩૪નો એટલે કે ગુજરાતના સ્વતંત્ર હિંદુ રાજ્યનો અંત આવ્યો તે સમયથી ૨૬ વર્ષ પૂર્વેનો છે. વળી 'પ્રભાવકચરિત'ના મંગલાચરણમાં જ તેના કર્તા પ્રભાચન્દ્રસૂરિ લખે છે કે 'બહુશ્રુત મુનિઓ પાસેથી સાંભળીને તેમજ પ્રાચીન ગ્રંથોમાંથી એકત્ર કરીને આ ઇતિવૃત્તો હું વર્ણવું છું' અર્થાત્ સંસ્કૃત ગ્રંથમાં ઉતારેલો આ અપભ્રંશ દૂહો સં. ૧૩૩૪ પૂર્વેનો જ છે એમાં શંકા રહેતી નથી. સંસ્કૃત કાવ્યો કે પ્રબન્ધોમાં લોકોક્તિરૂપ અપભ્રંશ કે જૂના ગુજરાતી દુહાઓ આપવાની એક જૂની પરંપરા જૈન સાહિત્યમાં છે બપ્પભટ્ટિસૂરિનો જીવનકાળ 'પ્રભાવકચરિત' માં જણાવ્યા પ્રમાણે વિક્રમની નવમી શતાબ્દી છે. આ દુહો પણ તેના મૂળ સ્વરૂપે એટલો પ્રાચીન હશે કે કેમ એ કહેવું મુશ્કેલ છે, પણ 'પ્રભાવકચરિત'ના રચનાસમયથી ઘણા કાળ પૂર્વે તે દૂહો લોકોમાં-ખાસ કરીને પ્રભાચન્દ્રસૂરિ જેમનો નિર્દેશ કરે છે તેવા 'બહુશ્રુત મુનિઓ' માં પ્રચલિત થઈ ચૂક્યો હશે એમાં શંકા નથી

૪ અંબદેવસૂરિકૃત 'સમરારાસ' (સં. ૧૩૭૧)

આ પછી, સં. ૧૩૭૧માં લખાયેલો અંબદેવસૂરિકૃત 'સમરારાસ' આવે છે શ્રી. ચિમનલાલ દલાલ સંપાદિત 'પ્રાચીન ગૂર્જર કાવ્યસંગ્રહ'માં તે છપાયો છે. શ્રી નરસિંહરાવે તેમના વ્યાખ્યાનોના બીજા ભાગમાં (પૃ. ૧૯૯) આ રાસની રચનાસાલ સં. ૧૪૭૧ આપી છે, તે સરતચૂક લાગે છે.

---

[9] અહીં પણ 'ગુજરાત' સ્ત્રીલિંગમાં છે. આ વિષયની વધુ ચર્ચા માટે આગળ જુઓ.

સં. ૧૩૬૯માં પાટણના સૂબા અલફખાને શત્રુંજય ઉપરના મંત્રી બાહડે બંધાવેલા જૈન મંદિરને તોડી નાખ્યું હતું. આથી પાટણના એક ધનિક ઓસવાળ સમરસિંહે અલફખાન પાસે જઈ જૈન સંઘની લાગણી દર્શાવી, તથા બીજાં દેવસ્થાનોને ભ્રષ્ટ કરવામાં ન આવે એ માટેનું ફરમાન કઢાવ્યું. સમરસિંહે શત્રુંજયના મન્દિરનો જીર્ણોદ્ધાર કરવાની પરવાનગી મેળવી એ વર્ષમાં તેનો જીર્ણોદ્ધાર કરાવ્યો તથા પાટણથી એક મોટો સંઘ લઈ તે શત્રુંજય ગયો તથા ત્યાંના મંદિર અને મૂર્તિની પ્રતિષ્ઠા કરી, એ ઐતિહાસિક પ્રસંગ આ કાવ્યમાં વર્ણવેલો છે. તેની બારમી ભાષાની ચોથી કડીમાં નીચે પ્રમાણે 'ગુજરાત'નો ઉલ્લેખ છે–

सोढ्ग ऊपरि मंजरिय बीजीय सेरुजि उधारि ।
......ट्रिय प समरऊ प समरऊ प आविउ गुजरात ॥

અહીં ગુજરાતનો પ્રયોગ સોરઠ સંબંધી વર્ણન કરતાં થયેલો છે, એ ખાસ નોંધ માગી લે છે.

## ૫ ધર્મકલશમુનિકૃત 'જિનકુશલસૂરિ-પટ્ટાભિષેકરાસ' (સં. ૧૩૭૭)

આ પછી ધર્મકલશમુનિકૃત 'જિનકુશલસૂરિ પટ્ટાભિષેકરાસ' આવે છે. શ્રી. અગરચંદ નાહટા તથા ભંવરલાલ નાહટા સંપાદિત 'ઐતિહાસિક જૈન કાવ્યસંગ્રહ'માં આ રાસ પ્રસિદ્ધ થયેલો છે. ખરતર ગચ્છના મહાન પ્રભાવક આચાર્ય જિનકુશલસૂરિ (જેમનું દીક્ષિત નામ કુશલકીર્તિ હતું)-નો પટ્ટાભિષેક-મહોત્સવ પાટણમાં સં. ૧૩૭૭ના જેઠ વદિ અગિયારસના દિવસે ઓસવાળ શેઠ તેજપાલ તથા તેના ભાઈ રુદ્રપાલે ભારે ધામધૂમથી કરાવ્યો હતો અને પદસ્થાપના રાજેન્દ્રચન્દ્રસૂરિના હસ્તે કરવામાં આવી હતી, એ પ્રસંગનું વિસ્તૃત અને છટાદાર વર્ણન આ કાવ્યમાં છે જૈન ગુર્જર સાહિત્યમાં આ પ્રકારના સંખ્યાબંધ કાવ્યો લખાયેલાં છે. સામાન્ય રીતે આવાં કાવ્યો જે તે પ્રસંગ વીતી ગયા પછી તુરત જ, ઘણુંખરું તો એ પ્રસંગ નજરે જોનાર કવિની કલમે જ લખાય છે, એટલે આ પટ્ટાભિષેક-રાસ પણ ધર્મકલશે સં. ૧૩૭૭માં અથવા તે પછી તુરત જ રચ્યો હશે એમ માનવું યોગ્ય છે

આ કાવ્યની બાવીસમી કડીમાં નીચે પ્રમાણે 'ગુજરાત'નો પ્રયોગ છે–

सयल संघह सयल संघह केलि आवासु ।
अणहिलपुर वर नयर गुजरातधरमुलह मंडणु ।

देसदेसंतरि तहि मिलिय सयल सघ वरिसंत जिम घणु।
पाट धुरंधर संठविउ, मिलिय मिलावइ सूरि।
संघ महोछव कारावइ वाजंतइ घणतूरि।

## ૬. ભાષાઓનાં પ્રાચીન ઉદાહરણ (૧૫મા સૈકા પહેલાં)

કલકત્તાના 'રાજસ્થાની' ત્રૈમાસિકના ભાગ ૩, અંક ૩માં ભાષાઓં કે ચાર પ્રાચીન ઉદાહરણ એ શીર્ષક નીચે એક રસિક અને મનોરંજક પ્રાચીન ગદ્યપદ્યાત્મક કૃતિ છપાયેલ છે. ગુજરાત, માળવા, પૂર્વ અને મહારાષ્ટ્ર એમ ચાર પ્રદેશની સ્ત્રીઓ શત્રુંજય ઉપર ઋષભનાથના મન્દિરમાં ભેગી થાય છે અને પોતપોતાની ભાષામાં વાતચીત કરે છે.[10] આ કૃતિમાં રચ્યાસાલ નથી, પણ તેની હાથપ્રત વિક્રમના ચૌદમા સૈકાના ઉત્તરાર્ધમાં 'વિવિધતીર્થકલ્પ' લખનાર જિનપ્રભસૂરિના શિષ્યના હાથે લખાયેલ છે, આથી આ હાથપ્રતનો સમય વિક્રમના પંદરમા સૈકાના પહેલા પાદ કરતાં અર્વાચીન હોઈ શકે નહિ; અને કૃતિ પોતે તો એનાથી જૂની જ હોવી ઘટે.[11] આ કૃતિમાં 'ગુજરાત'ના ત્રણ પ્રયોગ મળે છે, જેમાંના પહેલા બે ગુજરાતણની ભાષામાં અને ત્રીજો મરાઠણની ભાષામાં છે:

(૧-૨) त प्रथमां चालवा गूजरी नायका भणइ। अहे बाइ

૧૦ જુઓ–

'गुज्जरि तह मालविणी पूरविणी तह य चेव मरहट्टी।
सपत्ता इय नारी सित्तुंजे रिसहभवणंमि ॥

× × × ×

हत्थजुयल कोमल कमलि जिम भरि धुल्लइ सारसी ॥
तिम रमणि पिखिय जिणवर भवणि निय निय बुल्लइ पारसी ॥

૧૧. આ માહિતી 'રાજસ્થાની'માં આપેલી નથી, પણ પુરાવિદ્ મુનિશ્રી જિનવિજયજીએ મને અંગત વાતચીતમાં આપી હતી. વિક્રમના ચૌદમા સૈકાના આરંભમાં લખાયેલી આવી એક ભાષાની હાથપ્રત તેઓશ્રીની પાસે છે તેમાં તથા તે જ અરસામાં લખાયેલી બીજી એક કૃતિમાં 'ગુજરાત'નો પ્રયોગ છે; પરન્તુ આ લેખ તૈયાર થયો ત્યાંસુધીમાં એ ઉલ્લેખો પ્રાપ્ત કરવાનો સુયોગ મળ્યો નથી, તેથી તેની માત્ર અહીં નોંધ કરી છે. ઉપર્યુક્ત મહત્ત્વના ઉલ્લેખો પ્રત્યે ધ્યાન ખેંચવા માટે હું મુનિજીનો આભારી છું.

पहु तुम्हारा देसु कघण लेखामाहि भणियइ। किसउ देसु गुजरात[12] सांभलि माहरी वात। ××× अनि किसउ घणउं भणियइ माहरी माइ पहु देसु गुजराति[12] छांडि करि अनइ देशि किसी परि मनु जाइ।

(२) तरि भाविक जन तं पुच्छसि मइं अनिक देस देशांतर चातुर्दिशा माणु मया देखुणी। ××× तरिया इकि नदी मागिन पुरि सतरि सहस्र गुजराताचा भीतरि गिरि सेत्तुंजचा ऊपरि।

૭ દેવપ્રભગણિકૃત 'કુમારપાલરાસ' (૧૫મા સૈકાનો પૂર્વાર્ધ)

આ પછીનો ઉલ્લેખ દેવપ્રભગણિકૃત 'કુમારપાલરાસ'નો છે. આ રાસ મારા તરફથી 'ભારતીય વિદ્યા' ત્રૈમાસિકના પુ. ૨, અંક ૩માં છપાયો છે. ૪૧ ગાળામાં છપાયેલા આ ટૂંકા કાવ્યમાં કુમારપાલે પ્રવર્તાવેલી અમારિઘોષણા તથા તેણે કાઢેલા શત્રુંજયના સંઘનું વર્ણન છે. રાસના અંતે કવિ રચનાસંવત્ આપતો નથી, પણ પોતાને સોમતિલકસૂરિના શિષ્ય તરીકે ઓળખાવે છે. હવે સોમતિલકસૂરિ સં. ૧૪૨૪ સુધી વિદ્યમાન હતા. સં. ૧૪૩૬ની એક ગ્રન્થપ્રશસ્તિમાં સોમતિલકસૂરિના શિષ્યસમુદાયમાં 'મુગ્ધાવબોધ ઔક્તિક'કાર કુલમંડનની સાથે દેવપ્રભનું નામ મળે છે. એટલે વિક્રમના ૫૬રમા શતકના પૂર્વાર્ધમાં આ કાવ્ય રચાયાનું સિદ્ધ થાય છે. એ કાવ્યની ત્રેવીસમી કડી નીચે પ્રમાણે છે–

मंत्रीय मोकली देसि देसि बहु संघ मेलावइ,
धामी बहु आसीस दिइ, राउ जात चलावइ।
देस विदेसइ मिलिय सघ पहुतउ गुजरात,
वाहुड मंत्री वीनवइ प सुणि स्वामी वात॥

છે. એ પછી એના વસ્તુમાં નહિ જેવા ફેરફારો કરી તેમણે ગુજરાતીમાં 'ત્રિભુવનદીપકપ્રબન્ધ'[૧૩] નામથી અત્યંત છટાદાર અને પ્રાસાદિક કાવ્ય રચ્યું છે. એટલે એ કાવ્ય સં. ૧૪૬૨ પછી થોડા સમયમાં રચાયું હોવું જોઈએ. ચોક્કસ વર્ષ કવિએ આપ્યું નથી. 'ત્રિભુવનદીપકપ્રબન્ધ'ની ૧૧૬મી કડીમાં નીચે મુજબ 'ગુજરાત'નો ઉલ્લેખ મળે છે-

**कर्मवसि जीव चिहुगति फिरइ, पितर तणउं तिहां तर्पण करइ।**
**गंगातडि जल ऊरेवीइं, गुजरात तिहां आंबा पीइं ॥**[१४]

## ૯. હીરાણંદસૂરિકૃત 'વસ્તુપાલરાસ' (સં. ૧૪૮૫)

પ્રસિદ્ધ 'વિદ્યાવિલાસ પવાડા'ના કર્તા હીરાણંદસૂરિએ સં. ૧૪૮૫માં 'વસ્તુપાલરાસ' રચ્યો છે. તેમાં વસ્તુપાલે કરેલી શત્રુંજયની તીર્થયાત્રાના સંબંધમાં જુદા જુદા દેશોનાં નામ ગણાવ્યાં છે, ત્યાં નીચે પ્રમાણે 'ગુજરાત'નો ઉલ્લેખ પણ મળે છે-

**इसउ एक श्रीशत्रुंजयतणउ विचारु, महिमानउ भंडारु, मंत्रीश्वरि मनमाहि जाणी, उत्सरंग आणी, यात्रा उपरि उद्यम कीधउ, तेहनउ मनोरथ सीधउ। हिव अंग वंग तिलंग कलिंग...मरुस्थल लाड मेयवाड गुजरात पारिजात सिंधुजात...मालव मरहठ सोरठ कासी कुंकण पंचाल बंगाल प्रमुख पचविह देसना चतुर्विध श्रीश्रमणसंघ चलाविउ।**

આ રાસ અપ્રસિદ્ધ છે. તેની હાથપ્રત મને મુનિશ્રી પુણ્યવિજયજી પાસેથી મળી હતી.

## ૧૦. પદ્મનાભકૃત 'કાન્હડદેપ્રબંધ' (સં. ૧૫૧૨)

આ પછી સ. ૧૫૧૨ માં રચાયેલુ પદ્મનાભનુ ઐતિહાસિક વીરરસપૂર્ણ કાવ્ય 'કાન્હડદેપ્રબન્ધ' આવે છે. એમાં 'ગુજરાત'નો પ્રયોગ નીચે પ્રમાણે તેર વખત આવે છે. આ તેર પૈકી બાર પ્રયોગો તો એ પ્રબન્ધના પહેલા ખંડમાં જ આવે છે; કે જેમાં મુખ્યત્વે અલાઉદ્દીનના લશ્કરની ગુજરાત ઉપર ચડાઈ તથા ત્યાં તેણે કરેલી રંજાડ વર્ણવાઈ છે. બીજા ખંડમાં

૧૩. પ્રસિદ્ધ: પં. લાલચંદ્ર ભગવાનદાસ ગાંધી તરફથી. એમાંથી થોડોક ભાગ કમી કરી તથા ફરી વાર સંપાદિત કરી એ કાવ્ય સ્વ. કેશવલાલ ધ્રુવે તેમના 'પંદરમા શતકનાં પ્રાચીન ગૂર્જરકાવ્ય'માં 'પ્રબોધચિન્તામણિ' નામથી છપાવ્યું છે.

૧૪. આ અવતરણવાળો ભાગ સ્વ. ધ્રુવે છોડી દીધો છે.

'ગુજરાત' એક જ વાર આવે છે તથા બાકીના બે ખંડોમાં એ પ્રયોગ બિલકુલ નથી. એમાંના પહેલા ત્રણ ઉલ્લેખો શ્રી નરસિંહરાવે નોંધ્યા છે–

(१) 'गूजरातिनूं (तु) भोजन करू जु तरकाणूं आणूं अरहूं' ।
माधव महितइ करिउ अधर्म नवि छूटिइ आगिला कर्म । (१-१५)

(२) पूछइ वात पातसाह इसी गूजराति[15] ते कहीइ किसी ।
किस्यूं संयाथत अणहलपुर? किस्यू दीवगढ मागलहर '। (१-२२)

(३) गूजरातिस्यू मांडिसि कलहु माहारइ साथि कटक मोकलउ ।
हुंडी हिंदू घालूं रानि, एक मारूं एक झालूं यान । (१-२७)

(४) खूनकार तूं साचूं जाणि, गुजराति लेईं आपूं प्राणि ।
ततखिण तूठउ असपति राउ तस आप्यु पंचांग पसाउ । (१-२८)

(५) अलूखान बलवन्तु वाडु तास दीउ फुरमाण
गूजराति ऊपरि दल न्युधाः बीडऊ दीऊं सुरताणि (१-३६)

(६) गूजराति सोरठ सोमईआ वाहरि विसमूं वीतूं ।
भडकमाडि राउलि हठ कीधउ, अलूखान दल जीतू । (१-३५)

(७) दीधी घाट समरसी राउलि, आव्या कटक घनासि ।
गूजराति भूयामा पहुताः ततखिण पडीउ त्रास । (१-४७)

૧૫ આ સ્થળે 'ગુજરાત' સ્પષ્ટ રીતે સ્ત્રીલિંગમાં છે. રાણકદેવીના દૂહામાંનો સં. ૧૨૯૦ પૂર્વેનો જે અતિ પ્રાચીન પ્રયોગ અગાઉ ઉતાર્યો છે, તેમાં પણ 'વાપુડલી ગૂજરાત' એ પ્રમાણે 'ગુજરાત' સ્ત્રીલિંગમાં છે. સં. ૧૩૩૪માં રચાયેલ 'પ્રભાવકચરિત'માંથી ઉદ્ધૃત કરવામાં આવેલા અપભ્રંશ દૂહામાં પણ 'निच्चोरी गुजरात' એ પ્રમાણે 'ગુજરાત' શબ્દ સ્પષ્ટ રીતે સ્ત્રીલિંગમાં છે. 'ભાષાઓના પ્રાચીન ઉદાહરણ'માં 'ગુજરાત' પુંલ્લિંગમાં છે, તે એની પૂર્વે વપરાયેલ 'દેશ' શબ્દની અસરથી છે એમ મેં કહ્યું છે (જુઓ ટિ. ૧૨). આ સિવાય બીજા સંખ્યાબંધ પ્રયોગોમાં લિંગ સંદિગ્ધ રહે છે અથવા આગળ-પાછળ મુકાયેલા 'દેશ' શબ્દને કારણે પુંલ્લિંગમાં છે. 'ચોખંડી કહાવડી, ને નવખંડી ગુજરાત' એ લોકગીતમાં તથા 'ગાગી ગુજરાત, આગુસે લાત, પીછુસે બાત' એ કહેવતમાં 'ગુજરાત' સ્ત્રીલિંગમાં છે. વળી 'અબ્દ પરિ આવી રહે તે નહિ તો આપું સઘળી ગુજરાત' (મધુસૂદન વ્યાસ—'હંસાવતી વિક્રમચરિત્ર વિવાહ'— ર. સં. ૧૬૦૬—કડી ૪૫૧) 'જય જય ગરવી ગુજરાત' (નર્મદ), 'કોની કોની છે ગુજરાત' (નર્મદ), 'સુણ ગરવી ગુજરાત, વાત હું કહું કાનમાં' (મલબારી), 'ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત' (ખબરદાર), 'ગુજરાત મોરી મોરી રે' (ઉમાશંકર) વગેરે શિષ્ટ

(૮) भागा देस काहानम चिडोत्तर वावननी खेड हारि;
गूजरातिनु सोखर भाग्यु अजीय न आवइ पार। (१-५८)

(९) भणी कटक ऊपड्यां असाउलि, गढ मांहि मेहल्यूं थाणूं।
गूजरात देस हीलोल्यू अति कीधूं तरकाणूं। (१-६७)

(१०) गूजराति मांहि तारुति कीधी, सहू सामटी लीधूं।
वाजी सात, खान सोमईआ भणी पियाणूं कीधू। (१-७१)

(११) माहरा दल साहामूं कुण मांडइ? देखि माहरी वात?
आणीमुहि मइ देस बि लीधा सोरठ नइ गुजराति। (१-११४)

(१२) कटक सनाह, हाथी, घोडा साहण संख नइ पार।
गुजरात, सोरठीआं माणस झाल्यां वान अपार। (१-१७९)

(१३) इम जाणि साचइ सहिनाणि, मइं नवि जाणिउ निश्चि जाणि।
पातसाहि इम कहावी वात, 'सातलनइ आपूं गुजरात। (२-१११)

એ જ કાવ્યમાં 'ગુજરાત'ને માટે વૈકલ્પિક 'ગૂજર' પ્રયોગ પણ મળે છે–

तिणि अवसरि गूजर धर राइ, सारंगदे नामि बोलाइ। (१-१३)
लाड देश नि सिन्धु सवालख, गूजर सोरठ लीध। (१-१२)

આજ સુધી પણ 'ગૂર્જર' નામ શિષ્ટ લેખનમાં ચાલુ રહેલું છે જ.

## ૧૬. લક્ષ્મીસાગરસૂરિકૃત 'વસ્તુપાલ-તેજપાલ રાસ' (૧૬મા શતક પૂર્વાર્ધ)

લક્ષ્મીસાગરસૂરિકૃત 'વસ્તુપાલ-તેજપાલ રાસ'માં કર્તાએ રચ્યાસાલ આપી નથી, પણ તેનો સમય નક્કી થઈ શકે એમ છે.[16] લક્ષ્મીસાગર-

કવિઓના કાવ્યપ્રયોગોમાં પણ 'ગુજરાત' સ્ત્રીલિંગમાં છે. 'ગુજરાત'ના સંસ્કૃત તથા પ્રાકૃતમાં અનુક્રમે गुर्जरत्रा અને गुज्जरत्ता રૂપો મળે છે, તે પણ સ્ત્રીલિંગમાં હોય છે. એટલે મારું માનવું છે કે 'ઢકગત', 'ભીલ્લાત' અને 'ગોહીલાત'ની જેમ 'ગુજરાત' પણ સ્ત્રીલિંગમાં હશે. તેની સાથે 'દેશ' અભિહિત કે અધ્યાહૃત રહેતાં તેનો પુંલ્લિંગમાં–તથા બીજા કેટલાક પ્રાન્તો અને દેશોનાં નામ નપુંસકલિંગમાં પ્રયોજાતાં હોઈ નપુંસકલિંગમાં પણ–પ્રયોગ કરવામાં આવે છે, એવો મારો તર્ક છે.

૧૬. પ્રસિદ્ધ 'જૈન સાહિત્ય સંશોધક' ખંડ ૩, અંક ૧. આ કૃતિ વિશે સ્વ. નરસિંહરાવભાઈ પોતાનાં વ્યાખ્યાનો (ભા. ૨, પૃ. ૨૦)માં લખે છે. "The date of this work is not ascertainable nor the author's name" –પરન્તુ 'જૈન સાહિત્ય સંશોધક'માં છપાયેલા રાસની ૧૭મી કડીમાં –

लखमीसागरसूरि बोलिउ ए गिरुउ एह जि रास।

એ પ્રમાણે કર્તા પોતાનું નામ આપે છે, અને તેથી ઉપર જણાવ્યું તેમ, કૃતિનો

સૂરિ એ 'વિમલપ્રબન્ધ'કાર પ્રસિદ્ધ કવિ લાવણ્યસમયના ગુરુ સમયરત્નના ગુરુ હતા. પટ્ટાવલિઓ ઉપરથી જણાય છે કે તેમનો જન્મ સં. ૧૪૭૪ માં થયો હતો, તથા તેમને સૂરિપદ સં. ૧૫૦૮ માં અને ગચ્છનાયકપદ સં. ૧૫૧૭ માં મળ્યું હતું. 'વિમલપ્રબન્ધ'ની પ્રશસ્તિમાં જણાવ્યા મુજબ, સં. ૧૫૨૧ માં લક્ષ્મીસાગરસૂરિએ લાવણ્યસમયને દીક્ષા આપી હતી. તેમનું અવસાન સં. ૧૫૩૭ માં થયાનું મનાય છે, પણ એ સાલ શંકાસ્પદ છે. ગમે તેમ, પણ 'વસ્તુપાલ–તેજપાલ રાસ' એ તેમને સૂરિપદ મળ્યા પછીની એટલે કે સં. ૧૫૦૮ પછીની રચના છે એ ચોક્કસ. એ રાસ સં. ૧૫૧૨ પછી રચાયો હોય તો 'કાન્હડદેપ્રબન્ધ'થી આ તરફનો ગણાય. એની બીજી કડી નીચે પ્રમાણે છે–

> वस्तुपाल तेजिग तणउ अम्हे बोलिस रासो।
> भरहखेत्र धुरि <u>गूजरात</u> अणहिल्लनिवासो ॥

. દેપાલકૃત 'જંબુસ્વામી પંચભવચરિત્ર' (સં. ૧૫૨૨)

ભોજક કવિ દેપાલે સં. ૧૫૨૨ માં 'જંબુસ્વામી પંચભવચરિત્ર'[17] રચ્યું છે. તેની ૧૩૫ મી કડી નીચે પ્રમાણે છે–

> गंगातटि जल ऊरेवीइ, गूजरात किम आंघा पीइ।
> जीव मरीनइ त्रिहुगति भमइ, जे विस षाइ ते पुण मरइ ॥

'ત્રિભુવનદીપક'માંથી આગળ ઉતારેલી પંક્તિઓ જ દેપાલે થોડાક પાઠાન્તર સાથે લીધી છે. અથવા કદાચ એમ પણ હોય કે આ પંક્તિઓ એક કહેવતના રૂપમાં પ્રચલિત બની ગઈ હોય, જેનો ઉપયોગ દેપાલે કર્યો હોય. જો એમ હોય તો તે 'ગુજરાત' શબ્દપ્રયોગની વ્યાપકતા સૂચવે છે.

---

રચનાકાળ નક્કી થઈ શકે છે. સ્વ. ચિમનલાલ દલાલે પાંચમી સાહિત્ય પરિષદ સમક્ષ રજૂ કરેલા પાટણના ગ્રન્થભંડારો વિશેના નિબંધમાં આ કાવ્ય વિશે જે ટૂંક નોંધ કરેલી તે જ માત્ર સ્વ. નરસિંહરાવભાઈ પાસે હતી. દલાલે નોંધેલી પ્રતમાં કર્તાનું નામ જ નહોતું. પરન્તુ આ કાવ્યની માત્ર બે જ કડીઓનું પૃથક્કરણ કરીને "अनइ and कहिसिउ belong to a period not earlier than the latter half of the fourteenth century A. D., so far as I see"–એ પ્રમાણે તેના રચનાકાળ સંબંધી લગભગ સત્ય નિર્ણય ઉપર નરસિંહરાવભાઈ સ્વતંત્રપણે આવી ગયા છે.

૧૭. મારા મિત્ર પં. અમૃતલાલ મોહનલાલ ભોજક પાસેની સં. ૧૫૬૦ માં લખાયેલી હાથપ્રતનો મેં ઉપયોગ કર્યો છે. કાવ્ય હજી અપ્રસિદ્ધ છે. દેપાલ કવિ માટે જુઓ 'જૈન ગૂર્જર કવિઓ', ભાગ ૧, પૃ. ૩૭-૪૨.

## ઉપસંહાર

આ પછીના સમયના સાહિત્યમાં 'ગુજરાત'નો પ્રયોગ તપાસવાની જરૂર મને લાગતી નથી,[૧૮] કારણ કે વિક્રમના સોળમા શતકના પૂર્વાર્ધ સુધીનું સાહિત્ય પણ એ શબ્દપ્રયોગની વ્યાપકતા બતાવી આપે છે. બીજું, અહીં રજૂ કરેલાં પ્રમાણો એ પણ બતાવી આપશે કે, "આપણા પ્રાન્તનું 'ગુજરાત' એ નામ મુસ્લિમ રાજ્યકાળ પહેલાં સર્વસામાન્ય પ્રચારમાં નહોતું, અને એ નામનો પહેલો વિશ્વાસપાત્ર પ્રયોગ આપણાં સાહિત્યમાં 'કાન્હડદે-પ્રબન્ધ'માંથી મળે છે"—એ મત હવે સાધાર ગણી શકાય એમ નથી. વિક્રમના અગિયારમા સૈકાનો લેખક અલ્બિરૂની 'ગુજરાત'નો ઉલ્લેખ કરે છે, એટલું જ નહિ પણ લાટદેશ અણહિલવાડની દક્ષિણે ૧૭૦ માઈલ દૂર આવેલો છે, એમ જણાવે છે; વિક્રમના તેરમા સૈકામાં રચાયેલા 'આબુ-રાસ'માં તથા સં. ૧૨૮૦ પૂર્વેના રાણકદેવીના લોકદૂહામાં પણ 'ગુજરાત'નો પ્રયોગ છે; વિક્રમના ચૌદમા સૈકાના પૂર્વાર્ધમાં રચાયેલ 'પ્રભાવકચરિત'માં ઉદ્ધૃત થયેલા અપભ્રંશ દૂહામાં પણ 'ગુજરાત'નો પ્રયોગ છે તથા એ જ સમયનો ઇટાલિયન મુસાફર માર્કો પોલો પોતાના પ્રવાસવર્ણનમાં 'ગુજ-રાત'ની નોંધ લે છે. આ ચારે ઉલ્લેખો મુસ્લિમ રાજ્યકાળ પૂર્વેના છે; 'સમરા-રાસ' તથા 'જિનકુશલસૂરિ–પટ્ટાભિષેક રાસ'માં મળેલા 'ગુજરાત'ના ઉલ્લેખો મુસ્લિમ રાજ્યકાળ પછી તુરતના જ છે. અલ્બિરૂની અને માર્કો પોલો જેવા પરદેશીઓએ તો તે કાળની જીવતી ભાષાનો પ્રચલિત પ્રયોગ જ સાંભળીને નોંધ્યો હોવો જોઈએ. પરદેશીઓની નોંધમાં તેમ જ તત્કાલીન

---

૧૮. ઉપર્યુક્ત કવિ દેપાલની પછી થયેલા – અથવા સંભવતઃ એના સમકાલીન–મારણ બધાસકૃત 'પ્રબોધબત્રીશી'માં–

'જાણેરિ જન હુ યમ કરિ ચડી, ગુજરાત શેરી સાકડી' (કડી પર)

એ પ્રમાણે 'ગુજરાત'નો ઉલ્લેખ છે. 'પ્રબોધબત્રીશી'ના કર્તાની એક પ્રતિજ્ઞા તત્કાલીન કહેવતોનો સંગ્રહ કરવાની છે; પ્રસ્તુત સ્થળે 'ગુજરાત શેરી સાકડી'એ પ્રયોગ સ્પષ્ટ રૂપે કહેવત તરીકે જ થયો છે. જનસમાજના સર્વસામાન્ય ઉક્તિ ભંડોળમાં પ્રવેશ પામેલા આવા વાક્યો સામાન્યતઃ ઘણા જૂના હોય છે, અને તેમની પાછળ ઘણીયે વાર પ્રજાજીવનના કંઈ કંઈ રહસ્યો છુપાયેલા હોય છે. પ્રસ્તુત ઉક્તિ ગુજરાતના જૂના શહેરોની રચના પરત્વે સુશ્લિષ્ટ સંક્ષેપમાં એક ઐતિહાસિક સત્ય રજૂ કરે છે, એ ભાગ્યે જ કહેવું પડે તેમ છે. માંડણ વિક્રમના સોળમા સૈકામાં થઈ ગયો, એટલે તેણે પોતાના કાવ્યમાં વણી લીધેલી, તેના જ શબ્દોમાં કહીએ તો, આ 'ઉખાણો' તેના સમય કરતાં સહેજે બે ત્રણ સૈકા જેટલો જૂનો હશે, એમ માનવામાં ઐતિહાસિક સત્યની અવગણના નહિ થાય.

દેશભાષાના શિષ્ટસાહિત્ય તેમ જ લોકસાહિત્યમાં પણ 'ગુજરાત' શબ્દનો પ્રયોગ છે. એમાં સૌથી પહેલો અલ્બિરૂનીનો ઉલ્લેખ ધ્યાનમાં લેતાં, આપણા પ્રાન્ત માટે-ખાસ કરીને ઉત્તર અને મધ્ય ગુજરાત માટે 'ગુજરાત'એ નામ વિક્રમના અગિયારમા શતકમાં મૂળરાજ સોલંકીના રાજ્યકાળ દરમ્યાન પ્રચારમાં આવ્યું હોવું જોઈએ.[૧૯] સંસ્કૃત–પ્રાકૃત સાહિત્ય,

---

૧૯ અહીં એક આનુષંગિક પ્રશ્ન ઊભો થાય છે—આ પ્રાન્તની ભાષાને 'ગુજરાતી' નામ ક્યારે મળ્યું? ઈસવી સનની અઢારમી સદીની અધવચમા આપણી ભાષાને આ નામ મળ્યું એમ શ્રી. નરસિંહરાવ માને છે. અલબત્ત, તેમણે બતાવ્યું છે તે પ્રમાણે, વિક્રમના અઢારમા સૈકાના ઉત્તરાર્ધમાં લખાયેલા પ્રેમાનંદના 'નાગદમણ'મા અને ઈ. સ. ૧૭૩૧ (સં. ૧૭૮૭)માં લા ક્રોઝે નામે જર્મનની નોંધપોથીમા આપણી ભાષા માટે 'ગુજરાતી' નામ પહેલી વાર વપરાયેલું મળે છે. પણ અગિયારમા–બારમા સૈકામા આ પ્રાન્તને માટે 'ગુજરાત' નામ પ્રચારમાં આવ્યા પછી ભાષાને 'ગુજરાતી' નામ મળતાં બીજા પાંચ–છ સૈકા વીતી જાય એ શું શક્ય અને સ્વાભાવિક છે? પ્રેમાનંદ પૂર્વેના સાહિત્યમાથી આપણી ભાષા માટે 'પ્રાકૃત' (પદ્મનાભ અને અખો), 'અપભ્રંશ' અને 'ગુર્જર ભાષા' (ભાલણ) એવા નામ અત્યાર સુધીમાં મળ્યા છે, પણ તેથી શું પુરવાર થઈ શકે કે જનસમાજમા એ વખતે 'ગુજરાતી' નામ નહિ જ બોલાતું હોય? 'તવારિખે ફિરિશ્તા' (ઈ. સ ૧૬૧૦=સં. ૧૬૬૬) અને 'મિરાતે સિકંદરી (ઈ. સ. ૧૬૧૧ = સં. ૧૬૬૭) એ મુસ્લિમ તવારીખોના લેખકો અમદાવાદના સુલતાનોને 'અહમદશાહ ગુજરાતી' 'મહમ્મદશાહ ગુજરાતી' એવા નામથી ઓળખાવે છે. બીજી રીતે પણ 'મિરાતે સિકંદરી'નો લેખક ગુજરાતવાસી લોકોને 'ગુજરાતી' નામ આપે છે. ગૂજરાત ધોરઠીઆં મણસ હાર્યાં થાન અપાર (૧–૧૭૯) એ 'કાન્હડદેપ્રબન્ધ–(ર. સં. ૧૫૧૨)ના ઉલ્લેખમા ગૂજરાતનો અર્થ 'ગુજરાતી'–ગુજરાતના વતની એવો છે, એ સ્પષ્ટ છે. મધુસૂદન વ્યાસકૃત 'હંસાવતી વિક્રમચરિત્ર વિવાહ'–(ર. સં. ૧૬૦૯)ના ગ્રબસેન ગુજરાતિ રાય (કડી ૬૦૬) એ ઉલ્લેખમાં પણ ગુજરાતિનો પ્રયોગ વિશેષણ તરીકે થયો હોય એ અશક્ય નથી. વળી પુષ્ટિમાર્ગીય કવિ મહાવદાસકૃત 'ગોકુલનાથજીનો વિવાહ' (ર. સં. ૧૬૨૪) એ કાવ્યમાં 'ગુજરાતિ સાથ', 'દાદો વસો ગુજરાતિનો', 'ગુજરાતિય લોક' એવા પ્રયોગ મળે છે (જુઓ ફાર્બસ સભાનાં હસ્તલિખિત પુસ્તકોની નામાવલિ, ભાગ ૨, પૃ. ૨૫૯). મુનિ શ્રીજસવિજયજી પાસે કૃષ્ણજીવનને લગતા કોઈ જૈન ગરાની એક તૂટક હાથપ્રતના માત્ર ૮ થી ૧૧ સુધીનાં ચાર પાના છે. આદિ–અંત મળતા નથી એટલે કર્તાનું કે કૃતિનું નામ તથા રચ્યાસવત જાણી શકાતા નથી. પણ ભાષા અને લિપિ ઉપરથી પ્રત વિક્રમના સત્તરમા સૈકામા લખાયેલી લાગે છે. આ રાસાના ૧૧મા પાના ઉપર ૧૧મી ઢાળના આરંભમાં "ઢાલ ૧૧મી ગુજરાતી

શિલાલેખો અને તામ્રપત્રો જેવાં વિદ્વન્માન્ય લખાણોમા એનાં ‘ગૂર્જરાત્રા’, ‘ગૂર્જરત્રા’, ‘ગુજ્જરત્તા’ કે ‘ગુર્જરગટ’ જેવા સસ્કારેલા કૃત્રિમ રૂપોને સ્થાન મળે એ સમજી શકાય એવુ છે.[20]

ફૂલડાંની” એ પ્રમાણે દેશીના ઢાળનો નિર્દેશ છે. હવે ‘હરિયાળી’ (દૂહા પદોમા વિનોદાત્મક અવળવાણી દ્વારા ગઢ આધ્યાત્મિક અર્થોનો નિર્દેશ કરતો એક જૂનો કાવ્યપ્રકાર)ને ‘ફૂલડા’ નામથી ઓળખવામા આવે છે, અને તે જ અર્થ જો અહીં ઉદ્દિષ્ટ હોય તો ‘ગુજરાતી ફૂલડા’મા ‘ગુજરાતી’ એ ભાષાનુ જ નામ ગણાય, અને એ રીતે પ્રેમાનંદ પૂર્વેનો આ ‘ગુજરાતી’ ભાષાનો ઉલ્લેખ ગણાય. આ ઉલ્લેખ ઘડીભર બાજૂએ રાખીએ તોપણ જો આ પ્રાન્તના વતનીઓ, ઉપર જણાવ્યા પ્રમાણે, ‘ગુજરાતી’ કહેવાતા હોય તો તેમની ભાષા પણ એ નામે ઓળખાય એ અશક્ય નથી, અને ઉપરના પ્રમાણો ધ્યાનમા લેતા પ્રેમાનંદની પહેલા લોકબોલીમા પણ ભાષા માટે ‘ગુજરાતી’ નામ નહિ જ વપરાતુ હોય એમ માનવુ વધારે પડતુ છે અલબત્ત, આ દિશામા વિશેષ સશોધનની જરૂર છે.

૨૦. ગુજરાત સાહિત્ય સભા-યોજિત ઇતિહાસ સંમેલનમા રજૂ થયા પછી પથમ પ્રકાશન – પ્રકાશિત ‘ઇતિહાસની કેડી’મા છપાયો.

# કલ્પનાની સૃષ્ટિ અને ઇતિહાસની સૃષ્ટિ

[ લે. શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ ]

કોઈ પણ સર્જન પહેલું ચિત્તમાં જન્મે છે. એ એક પ્રકારનો રહસ્યાનુભવ છે, જેને આપણે કલ્પના કહીને ચલાવીશું. એ કલ્પનાને માનવી સ્થૂળ ઘટનારૂપે પરિણમાવે છે. જેમ બ્રહ્મ સત્ય છે તેમ કલ્પના સત્ય છે, અને જગત મિથ્યા છે તેમ સ્થૂળ ઘટના મિથ્યા છે એમ કહેવું એ વેદાંતદૃષ્ટિ છે, કલાદૃષ્ટિ નથી. આત્મા ઉપર પરિણામકારક જેટલો ચિત્તનો વ્યાપાર છે તેટલો એકલો દેહનો સ્થૂળ વ્યાપાર નથી, એવી આધ્યાત્મિક દૃષ્ટિએ તો કલ્પના એ જ કર્મ છે અર્થાત્ એ જ સત્ય છે. પરંતુ સ્થૂળ ઘટનાદૃષ્ટિ સમીપેની હકીકત હોઇ કલાદૃષ્ટિ તેને મિથ્યા કહી શકતી નથી, ત્યારે એમ માનવુ પડે છે કે સ્થૂળ ઘટના પણ સત્ય છે; અને એ રીતે કલ્પના તથા સ્થૂળ ઘટનામાં એકસરખી સત્યશીલતા આરોપાય છે.

જે કલાસર્જનમાં કલ્પના વાસ્તવિકતા (Realism) ની મર્યાદાને ઉલ્લંઘે નહિ તે કલાસર્જન અને સત્ય ઘટનાવલંબી કલાસર્જન, એ બેઉને ભલે આપણે સમાન કોટિનાં લેખીએ, ભલે એકની ઊંચી અને બીજાની ઊતરતી ગણના ન કરવાની વાત ઉચિત માનીએ, પરંતુ એ બેઉના સર્જનવ્યાપારમાં જે ભેદ છે અને બેઉની રસપ્રદતામાં તથા ભોક્તાના ચિત્ત ઉપરની પ્રાભાવિકતામાં જે અંતર રહેલું છે તેની અવગણના કરી શકાય તેમ નથી.

ઇતિહાસાંતર્ગત કે વર્તમાનકાલીન કોઈ સત્ય ઘટનાની નિષ્પત્તિમાં કેટલાં અને કયાં બળોએ કેટ-કેટલો ભાગ લીધો છે તે વિશે જુદા જુદા ઇતિહાસકારોમાં અને માનસશાસ્ત્રવેત્તાઓમાં મતભેદ પડે છે. ઇતિહાસની વિશિષ્ટતા જ એ છે કે બાહ્યત સમાન દેખાતાં કારણોના સમન્વયથી પણ કોઈ બે ઘટનાઓ સર્વતઃ સમાન નિષ્પન્ન થતી નથી, અને એ કારણે History repeats itself એ કથન માત્ર વાગ્વાભારી છે. બે અને ત્રણનો સરવાળો પાંચ જ થાય તેવું શાસ્ત્ર ઇતિહાસનું નથી. ઇતિહાસની ઉપલબ્ધ થતી સત્ય ઘટનાઓના વિવેચક અને કાર્યકારણસંશોધક એવા જુદા જુદા ઇતિહાસકારો ઘણી વાર જુદોજુદો નિષ્કર્ષ પણ કાઢે છે, કારણ કે સત્ય ઘટનાને ઘડનારાં બળો તથા એ બળોની અસરોની

આકૃણીમાં તેમની દષ્ટિ વચ્ચે અંતર હોય છે, જે અંતર તેમની કલ્પના-શક્તિ કે આકલનશક્તિની મર્યાદાનો પણ પરિચય આપતું હોય છે. આજ કારણથી મોકોલે ટ્રેવેલિયન કહે છે કે "There is no 'Verdict of History' other than the private opinion of the individual. And no historian can possibly see more than a fraction of truth."

કોઈ સત્ય ઘટના એ તેને નિપજાવનારી અનેક ચિત્તોની કલ્પનાઓનું સંમિશ્ર ફળ હોય છે અને ઇતિહાસકાર કે કલાસર્જકને માટે તો એ એક એવો 'અકસ્માત' હોય છે કે જેનું 'કસ્માત' સંશોધવાનું દુર્ઘટ કાર્ય તેને કરવાનું હોય છે. કલ્પિત સૃષ્ટિ રચીને તેને અક્ષરોમાં ઉતારનારને જે મોકળાશ મળે છે તે સત્યઘટનાત્મક કલાકૃતિના સર્જકને મળતી નથી. કલ્પિત કલાકૃતિનો સર્જક પોતાની મર્યાદાને અનુસરીને એક સૃષ્ટિ રચે છે અને તેની રચનાનાં બધાં તત્ત્વો પોતાની ચિત્તભૂમિમાંથી તે મેળવે છે. સત્ય ઘટના કે ઐતિહાસિક કલાકૃતિના સર્જકની સમીપે બનાવનાં કેટલાંક તત્ત્વો હોય છે તો કેટલાંક તેને સંશોધવાનાં હોય છે. બીજી રીતે જોઈએ તો તેની સમીપે પડેલાં તત્ત્વો તેના સંશોધનના ક્ષેત્રવિસ્તારને નિયંત્રિત બનાવે છે. કલ્પિત સૃષ્ટિના સર્જકને પોતાની કલાકૃતિ માટે કોઈ તત્ત્વ ખૂટતું જણાય તો તે પોતાની સૃષ્ટિને બદલીને કે મઠારીને ચલાવી લઈ શકે છે, સૃષ્ટિને પોતાની આત્મલક્ષી મર્યાદાને અનુકૂળ રાખવા તે યત્ન કરે છે, પરંતુ સમીપે ઊભેલાં સત્ય ઘટનાનાં નક્કર તત્ત્વો વસ્તુ-લક્ષી સર્જકના સ્વૈર કલ્પનાવિહારને ચાલવા દેતાં હોતાં નથી. આથી તેનો 'કસ્માત'નો મનોગત પ્રશ્ન ઘણીવાર અતિકૂટ પણ બને છે. ઐતિ-હાસિક કલાસર્જકોના અનુભવની આ વાત છે.

ઘટનાનો તાળો મેળવી દેવામાં નથી ચારુતા રહેતી કે નથી ઇતિહાસ-રસ નિષ્પન્ન થઈ તેના ભોક્તાઓ માટે પ્રેરણાદાયક બનતો.

સત્ય ઘટના ઘણી વાર અનેક ચિત્તોની કલ્પનાઓની સમિશ્ર મૂર્તિમંત સૃષ્ટિ હોય છે. એ સૃષ્ટિના સ્વરૂપનું સંપૂર્ણ આકલન કરી, તેને ઘડનારાં બળોનું પૃથક્કરણ કરી, તે બળોનો હકીકતથી અવિરુદ્ધ એવો વાસ્તવિક સમન્વય કરી જે કલાકાર તેનું અક્ષરસર્જન કરે છે તે કલાકાર ઇતર પોતાની જ કલ્પનાસૃષ્ટિને મૂર્ત કરનાર કલાકાર કરતાં વિશિષ્ટ સામર્થ્ય બતાવી આપે છે એ તો આ રીતે સ્પષ્ટ બને છે. છતાં એમ માનવામાં વાંધો નથી કે ઉત્કૃષ્ટ કલ્પિત સર્જન અને ઉત્કૃષ્ટ સત્ય ઘટનાને કે ઇતિહાસને અવલંબેલું સર્જન એ બેઉ કલાદૃષ્ટિએ સમાન ગુણવત્તાવાળાં પણ હોય; તોપણ એ સર્જનોના ભોક્તાઓ ઉપરની પ્રાભાવિકતામાં તો ભેદ રહે જ છે. એ ભેદને કારણે સાહિત્યના ભોક્તાઓ સત્ય-ઘટનાત્મક કલાકૃતિ અને કલ્પિત કલાકૃતિ વચ્ચે પણ તર-તમ જેવો ભેદ માને તો તેમાં કશું અનૌચિત્ય નથી. કાર્લાઇલ કહે છે તેમ : "Consider all that lies in that one word Past! What a pathetic, sacred, in every sense poetic, meaning is implied in it; a meaning growing ever the clearer the further we recede in time, the more of that same past we have to look through! History after all is the true poetry. And Reality, if rightly interpreted, is greater than Fiction."

# પશ્ચિમી ક્ષત્રપો

## [તેમના વિશેના કેટલાક પ્રશ્નોની ચર્ચા]

[ લે. અધ્યા. ડોલરરાય રંગીલદાસ માંકડ ]

જેમને પશ્ચિમી ક્ષત્રપો અથવા શક ક્ષત્રપો કહેવામાં આવે છે તેમણે કચ્છ કાઠિયાવાડ અને ગુજરાત ઉપર, ત્રણુસોથી પણ વધુ વર્ષો સુધી રાજ્ય કર્યું હતું. 'સત્રપ' શબ્દ મૂળ ઇરાનમાં વપરાતો અને એનો અર્થ 'સૂબો' થતો. એના ઉપરથી સંસ્કૃતમાં 'ક્ષત્રપ' અને 'મહાક્ષત્રપ' શબ્દો વપરાયા છે. એટલે આ ક્ષત્રપો, ક્ષત્રપો હતા માટે કોઇક રાજાના સૂબા હોવા જોઈએ. તો, તે કોના સૂબાઓ હતા તે એક પ્રશ્ન છે. બીજો પ્રશ્ન એ છે કે આ શક ક્ષત્રપો હિંદમાં કયે રસ્તે અને ક્યારે આવ્યા.

પહેલા પ્રશ્ન વિશે આજે ઐતિહાસિકોમાં બે મતો છે: (૧) ઘણાખરા ઐતિહાસિકો માને છે કે આ શકો કુશાણવંશના કનિષ્કાદિ રાજાઓના ક્ષત્રપો હતા. (૨) તો કેટલાક ઐતિહાસિકો એમ માને છે કે તેઓ મિથ્રદાત બીજાના ક્ષત્રપો હતા.[1] કેટલાક વળી તેઓ કોના ક્ષત્રપો હતા એ પ્રશ્ન ચર્ચતા જ નથી અને એમને સ્વતંત્ર રાજાઓ તરીકે જ ગણે છે.[2] વળી થોડા ઐતિહાસિકો એમ પણ માને છે કે જૈનાચાર્ય કાલકસૂરિ જે શકોને હિન્દમાં લાવ્યા હતા તે જ આ પશ્ચિમી શકો છે.[3] જૈનગ્રંથોમાં કાલકાચાર્યની કથા નીચે મુજબ મળે છે

ઉજ્જેણીમાં જ્યારે ગર્દભિલ્લ રાજા રાજ્ય કરતો હતો ત્યારે મહાન જૈનાચાર્ય કાલકસૂરિ ત્યાં આવીને રહ્યા. તેની સાથે તેની બહેન સરસ્વતી પણ હતી. એ પણ સાધ્વી હતી. તેને ગર્દભિલ્લે કુદૃષ્ટિથી પકડીને પોતાના મહેલમાં રાખી, તેથી કાલકાચાર્યે તેનુ વેર વાળવાનો નિશ્ચય કર્યો. તે ઉજ્જેણ છોડીને લાટમાં ગયા. ત્યાં એનો ભાણેજ બલમિત્ર–ભાનુમિત્ર રાજા હતો. તેને ત્યા થોડો વખત રહીને, પછી તે કાલાન્તરે પારસકુળમાં પહોંચ્યા. ત્યા તે વખતે ૯૬ સાહિઓ (ઠાકરડાઓ) હતા. તેમાંથી જે મુખી હતો તેને ત્યાં કાલકાચાર્ય રહ્યા અને પોતાનાં જ્યોતિષ અને વૈદકથી એને ખુશ કર્યો. એક વખત આ સાહિઓના સ્વામીએ તેમને એક

૧. મુનિશ્રી વિજયેન્દ્રસૂરિ, જયચંદ્ર વિદ્યાલંકાર, જાયસ્વાલ
૨. રાયચૌધરી, સ્ટેન કોનૌ, રેપ્સન વગેરે
૩. લેવી, સ્ટેન કોનૌ, વિજયેન્દ્રસૂરિ વગેરે

કટાર મોકલી અને કહેવરાવ્યું "આનાથી તમારા માથા વાઢી નાખો." પણ, કાલકાચાર્યની સલાહથી સાહિઓએ હિન્દુગદેશ તરફ પ્રયાણ કર્યું. કાલકાચાર્ય આ સાહિઓ સાથે પહેલા સિન્ધુતીરે આવ્યા, અને પછી સિન્ધુને પાર કરી, કચ્છમા થઈ કાઠિયાવાડમા આવ્યા ત્યા, જે સાહિને ત્યા પોતે રહ્યા હતા તેને બધા સાહિઓનો મુખી ઠરાવ્યો અને આખો કાઠિયાવાડ ૯૬ સાહિઓની વચ્ચે વહેચી દીધો. તે પછી પોતાના ભાણેજની મદદથી ઉજ્જેણુ ઉપર તેમણે ચડાઈ કરી એ લડાઈમાં ગર્દભિલ હાર્યો અને કાલકાચાર્યે શકરાજને ઉજ્જેણુની ગાદીએ બેસાર્યો આવી કાલકાચાર્યની કથા છે

આ કથા ઉપરથી એક વાત તો સ્પષ્ટ છે જ કે કાલકાચાર્ય અમુક શકોને હિન્દમા લા ા હતા અને એ શકો કચ્છ, કાઠિયાવાડ અને ઉજ્જૈણુ મા સત્તાધીશો બન્યા હતા આના અનુસધાનમા કેટલાક ઐતિહાસિકો એમ માને છે કે આ શકો કાલકાચાર્ય સાથે સિન્ધમા આવ્યા ત્યારે ત્યા તેમણે મીનનગર નામે રાજધાની કરી હતી અને કાલકાચાર્યે ત્યા એક શકસાહિને રાજા બનાવ્યો હતો આ ઐતિહાસિકો એમ માને છે કે કચ્છ-કાઠિયાવાડ અને ઉજ્જેણુના ક્ષત્રપો આ મીનનગરના શકરાજાના ક્ષત્રપો હતા પણ કાલકકથામા ક્યાય એમ આવતુ નથી કે સિન્ધમા રાજધાની સ્થાપીને એક રાજાને એની ગાદી આપી હતી કાલકકથામા તો એમ જ આવે છે કે કાલકાચાર્ય આ શકો સાથે ઈરાનમાથી નીકળી, સિન્ધુને પસાર કરીને (ઉત્તીર્ય) કચ્છમા થઈ કાઠિયાવાડમા આવ્યા. એટલે કચ્છ-કાઠિયાવાડના પશ્ચિમી ક્ષત્રપો મીનનગરના શકરાજાના ક્ષત્રપો હતા એ વાત માનવાને કઈ જ આધાર નથી [૪]

આ આખા પ્રશ્નના નિર્ણયમા એક મોટુ વિઘ્ન આવે છે તે આ છે. આ શક રાજાઓએ—નહપાન, ચષ્ટન, રુદ્રદામા વગેરેએ—પોતાના સિક્કાઓમા તેમજ લેખોમાં જે સવત્ વાપર્યો છે તે કયો સવત્ છે તે જાણવાને કોઈ સ્પષ્ટ સાધન નથી પણ આજના ઐતિહાસિકો એ સવતને શાલિ

૪. પેરિપ્લસ (૧ લો સૈકો)મા છે કે એ વખતે સિન્ધની રાજધાની મીન નગર હતુ, અને એનો રાજા Mambarus હતો આ 'મેમ્બરસ'ને સુધારીને કેટલાકો 'નહપાન વાચે છે અને તેથી માને છે કે પશ્ચિમી ક્ષત્રપોની રાજધાની મીનનગર હતું. પણ આ પાઠસુધારા માટે કશો જ આધાર નથી, તેથી એ સુધારા ઉપર બાંધેલો નિર્ણય યોગ્ય ગણાય જ નહિ.

વાહનનો શક ગણે છે અને એનું આરમ્ભવર્ષ ઇ. સ. ૭૮ માં મૂકે છે.[૫] આ ઐતિહાસિકો એમ પણ માને છે કે આ ઈ. સ. ૭૮ વાળો શક કુશાણુવંશના કનિષ્કે પ્રવર્તાવ્યો હતો. હવે આ પશ્ચિમી ક્ષત્રપોના જે લેખો મળે છે તેમાં વહેલામાં વહેલી સાલ સંવત્ ૪૧ ની નહપાનના લેખમાં મળે છે. જો એ સાલ ઈ. સ. ૭૮ વાળા શકની હોય (લેખમાં એ શાલિવાહન શક છે એમ લખ્યું જ નથી, એમાં તો સંવત્- એમ જ લખ્યું છે.) તો નહવાન ઇ. સ. ૭૮+૪૧=૧૧૯ માં થઈ ગયો એમ ગણાય. અને આ પશ્ચિમી ક્ષત્રપોના વંશની શરૂઆત ભૂમક, જે નહપાનનો પૂર્વગામી કે પિતા હતો તેનાથી થાય છે. તેથી આ ઐતિહાસિકો એમ માને છે કે આ ક્ષત્રપોના વંશની શરૂઆત ઈ. સ. ૧૧૯ થી જરાક વહેલી થઈ હતી. હવે, જે ઐતિહાસિકો, આ શકો કનિષ્કના ક્ષત્રપો નહોતા એમ માને છે, તેઓ પણ એમને ઇ. સ. ૧૨૦ ની આસપાસ જ મૂકે છે અને એ કાળે ઇરાનમાં મિથ્રદાત બીજો રાજ્ય કરતો હતો, માટે કાલકાચાર્ય ઈરાનમાં એના રાજ્યકાળ દરમિયાન ગયા હતા એમ માને છે.

આ વળી પશ્ચિમી ક્ષત્રપોને આ સમયમાં મૂકવાનુ આજના વિદ્વાનોને એક બીજું કારણ પણ છે. આન્ધ્રવંશના ગૌતમીપુત્ર નામે રાજાએ નહપાનને હરાવ્યો હતો અને નહપાનના સિક્કાઓ ઉપર જ પોતાની છાપ મારી હતી. વળી રુદ્રદામાના ગિરનારના લેખ ઉપરથી એમ જણાયું છે કે રુદ્રદામાએ ગૌતમીપુત્ર અને વાસિષ્ઠીપુત્રને હરાવ્યા હતા. હવે નહપાનના લેખોમાં સં ૪૧ મળે છે તો રુદ્રદામાના ગિરનારના લેખમાં સં. ૭૨ ની સાલ મળે છે. અને આજના ઐતિહાસિકો આ આન્ધ્ર ગૌતમીપુત્રને ઇ. સ. ૧૨૦ની આસપાસ મૂકે છે તેથી નહપાન અને રુદ્રદામાનો સમય પણ એ જ હોવો જોઈએ એમ ઠરે છે. અને આના ઉપરથી પણ ઐતિહાસિકો માને છે કે આ પશ્ચિમી શકોના લેખોમાં ઈ. સ ૭૮ વાળો શક વપરાયો છે. અને, આ ક્ષત્રપોની સત્તા, આવી રીતે, જો ઇ. સ. ૧૨૦ ની આસપાસમાં શરૂ થઈ હોય તો, તેઓ કનિષ્કના કે મિથ્રદાતના ક્ષત્રપો હોવા જોઈએ એમ ઐતિહાસિકો કહે છે. પણ કનિષ્ક કે બીજા કોઈ પણ કુશાણુ રાજાની સત્તા કચ્છ કાઠિયાવાડ કે ગુજરાત ઉપર કોઈ પણ કાળે સ્થપાઈ હોય એમ માનવાને કોઈપણ પુરાવો નથી. કુશાણુ-

૫. કોઈક એને વિક્રમ સંવત્ પણ ગણે છે; પણ ઘણાખરા બધા જ વિદ્વાનો એને શાલિવાહન શક ગણે છે.

વંશના કોઈપણ અવશેષ પશ્ચિમ હિન્દમાંથી મળ્યા નથી, માટે આ ક્ષત્રપો કુશાણવંશના રાજાઓના ક્ષત્રપો હોઈ શકે નહિ. માટે, જે ઐતિહાસિકો કાલકાચાર્યની વાતમાં માને છે તેઓ એ મિથ્રદાતના ક્ષત્રપો હતા એમ માને છે; કારણ કે કાલકકથા મુજબ આ શકો મૂળ ઈરાનમાંથી આવ્યા હતા અને ઇ. સ. ૧૨૦ ની આસપાસમાં ઈરાનમાં મિથ્રદાત બીજો રાજ્ય કરતો હતો. પણ મિથ્રદાતનું રાજ્ય પણ ગુજરાત, અને મહારાષ્ટ્ર સુધી (કેમકે નહપાનનો અધિકાર મહારાષ્ટ્ર ઉપર પણ હતો) પહોંચ્યું હતું એમ માનવાને કોઈપણ આધાર નથી. આ કારણોને લીધે, આ પશ્ચિમી ક્ષત્રપો કનિષ્કના કે મિથ્રદાતના ક્ષત્રપો હતા એમ હું માની શકતો નથી.

પ્રાચીન ભારતીય સમયાનુક્રમ ( chronology )ની મારી ગણત્રી જુદી છે. મેં અન્યત્ર સમજાવ્યું છે[૬] તેમ આપણી આખી પ્રાચીન પરંપરા મુજબ, આન્ધ્રોનો અન્ત ઇ. સ. પૂ. ૩૮૦ માં આવી ગયો હતો; અને તે પછી ઇ. સ. પૂ. ૩૨૯ માં ગુપ્તવંશનો ચંદ્રગુપ્ત પહેલો ગાદીએ આવ્યો હતો. એ સમયાનુક્રમ મુજબ ગૌતમીપુત્રનો સમય લગભગ ઇ. સ. પૂ. ૪૯૮ થી ૪૭૭ નો અને વાસિષ્ઠીપુત્રનો સમય લગભગ ઇ. સ. પૂ. ૪૭૭-૪૪૯ નો થશે. તેથી કરીને નહપાન અને રુદ્રદામા, જે આ બંનેના સમકાલીન હતા, તેઓનો સમય પણ આ વર્ષોની આસપાસનો હોવો જોઈએ. ગણત્રી મુજબ, ગૌતમીપુત્ર ઇ. સ. પૂ ૪૯૮ માં ગાદીએ આવ્યો હતો. એણે નહપાનને હરાવ્યો હતો. તેથી નહપાન જે સંવત્ પોતાના લેખોમાં વાપરે છે તે સંવત્ (૪૯૮+૪૬=) ૫૪૪ ઇ. સ. પૂ. કે એની આસપાસમાં ક્યાંય શરૂ થયો હોવો જોઈએ નહપાનના લેખોમાં મોડામાં મોડું વર્ષ સં. ૪૬ નું મળે છે, એ પછી પણ જો એ થોડાં વધુ વર્ષ રાજ્યકર્તા તરીકે રહ્યો હોય તો આ સંવત્ ઇ. સ. પૂ ૫૪૪ થી પણ જરા વહેલો શરૂ થયો હોય.

૬. પ્રાચીન ભારતીય સમયાનુક્રમ વિષે મેં સ્વતંત્ર અભ્યાસ કરીને નિર્ણયો બાંધ્યા છે. તેમાંથી કેટલાક નીચેના લેખોમાં પ્રસિદ્ધ થઈ ગયા છે અને બાકીના હજી પ્રસિદ્ધ થવાના છે. અહીં મારા સમયાનુક્રમના જે હવાલાઓ છે તે મારા આ નિર્ણયોને અનુલક્ષે છે. પ્રસિદ્ધ લેખો : (૧) The Manvantara – Indian Historical Quarterly Vol. XVIII, p. 208-30 (૨) The Manvantara – Caturyuga Method,– Annals of Bhandarkar Oriental Research Institute, Silver Jubilee Volume. (3) Chronology of Kali Dynasties, Poona Orientalist, Poona, Vol. VIII, 1–4.

એવો સંવત્ જૂના કાળમાં એક જ જાણીતો છે. ઇ. સ. પૂ. ૫૫૧માં ઇરાનના મહાન સાયરસે એક શક પ્રવર્તાવ્યો હતો. એ શક હિન્દમાં પણ પ્રચારમાં હતો એમ કેટલાક વિદ્વાનો માને છે.[૭] તો નહપાને તથા આ પશ્ચિમી શકોએ વાપરેલો શક પણ એ જ હોય એમ મારું માનવું છે. જો નહપાને વાપરેલો શક એ હોય, તો નહપાનના વહેલામાં વહેલા લેખનું વર્ષ (૫૫૧–૪૧=) ઇ. સ. પૂ. ૫૧૦ થાય, અને રુદ્રદામાના ગિરનારના લેખનું વર્ષ (૫૫૧–૭૨=)૪૭૯ ઈ. સ. પૂ. થાય. અને નહપાન તથા રુદ્રદામાનો આ સમય ગૌતમીપુત્ર તથા વાસિષ્ઠીપુત્રની, મારા સમયાનુક્રમ મુજબની સાલો સાથે મળી રહે છે. માટે હું એમ માનું છુ કે આ પશ્ચિમી ક્ષત્રપોએ પોતાના લેખમાં ઇ. સ. પૂ. ૫૫૧ નો શક વાપર્યો છે. પણ જો એમ હોય તો પ્રશ્ન એમ થાય કે હિન્દુસ્તાનના આ ક્ષત્રપો ઇરાનના સમ્રાટે સ્થાપેલો શક કાં વાપરે છે? જવાબ સહેલો છે. આ ક્ષત્રપોએ શરૂઆતમાં એ શક વાપર્યો હશે અને પછી એમના વંશમાં એ જ શક વપરાવો ચાલુ રહ્યો હશે. અને આ વાતને હું કાલકાચાર્યની કથાની સાથે ઘટાવું છું. હું એમ ધારું છું કે આ શકો તે તે જ હતા, જે કાલકની સાથે ઇરાનથી અહીં આવ્યા હતા. માત્ર, તેઓ મિથ્રદાત બીજાના વખતમાં નહિ, પણ ઇરાનના મહાન સમ્રાટ દરાયસના વખતમાં અહીં આવ્યા હતા. દરાયસનો રાજ્યકાળ, ઇરાની ઇતિહાસ મુજબ ઈ. સ પૂ ૫૨૫ થી ઇ. સ. પૂ. ૪૮૫ સુધીનો છે, અને ઉપરનાં વર્ષો એના રાજ્યકાળમાં જ પડે છે.

ખરી રીતે, જૈન સાહિત્યમાં કાલકનો સત્તાકાલ આપ્યો જ છે અને એને તપાસવાથી કાલકવાળો કિસ્સો ક્યારે બન્યો તે નક્કી કરી શકાય. પણ જે ઐતિહાસિકો એમ માને છે કે કાલક હિન્દમાં લાવેલા શકો તે જ આ પશ્ચિમી ક્ષત્રપો છે તે પણ કાલકને માટે જૈન સાહિત્યમાં આપેલી સાલોને ગણત્રીમાં લેતા નથી. તેનું કારણ છે. જૈન ગ્રંથોમાં કાલકાચાર્ય માટે મહાવીર સંવત્ (=મ. સં.) ૩૩૫, ૪૫૩, ૭૨૦ અને ૯૯૩ એમ

૭. જુઓ નારાયણશાસ્ત્રી કૃત The Age of Shankar. એમનો આ મત બીજા ઘણા વિદ્વાનોએ સ્વીકાર્યો છે, ગુલશનરાય (Journal of the Punjab Historical Society I, I), જગન્નાથરાવ (The Age of Mahabharata War), કૃષ્ણમાચારિયર (Classical Sanskrit Literature), ડૉ. ત્રિવેદ અને એઓ બીજાએ સાયરસવાળો આ શક હિંદમા વપરાતો એમ બતાવ્યુ છે, એ દલીલોનો રદિયો હજી કોઈએ આપ્યો જાણ્યો નથી.

જુદી જુદી ચાર સાલો મળે છે[૮] ' હવે જૈન ગણના મુજબ મહાવીરનિર્વાણ સવત ઇ સ પૂ ૫૨૮માં શરૂ થયો હતો તો તે મુજબ કાલકની સાલ ઇ સ પૂ. ૨૧૬, અથવા ઇ સ પૂ ૮૮, અથવા ઇ સ ૧૮૨ અથવા ઇ સ ૪૬૫ થાય પણ આમાથી એકે સાલનો મેળ, નહપાન અને એના સમકાલીન ગૌતમીપુત્રના તેમણે સ્વીકારેલા સમય (ઇ સ ૧૧૮ની આસપાસ)ની સાથે મળતો નથી તેથી કાલકાચાર્ય માટે જૈનગ્રન્થોમાં આપેલી આ સાલોની કોઈ ગણના કરતું જ નથી પણ આપણે આ પ્રશ્નને જરા વીગતમા તપાસીએ

પણ જૈનગ્રન્થોમા કાલકાચાર્ય માટે આપેલી ઉપરની ચાર સાલો વચ્ચે વર્ષોનો ગાળો એટલો બધો મોટો છે કે એ ચારે સાલ સાચી જ હોય તો આપણે એમ સ્વીકારવુ પડે કે જૈનોમાં ચાર જુદા જુદા કાલકાચાર્યો થઈ ગયા હતા પણ ખરેખર તેમ નથી આ આખાયે પ્રશ્ન ઉપર હું એક જુદા લેખમા ચર્ચા કરવાનો છુ તેથી અહી એની વીગતમા પડતો નથી પણ આ ચાર સાલોમાથી, મ સ ૪૫૩ વાળા કાલકાચાર્યે ગર્દભિલ્લનો ઉચ્છેદ કર્યો હતો એમ જૈનગ્રન્થો સ્પષ્ટપણે કહે છે[૯] વિચારશ્રેણિ મુજબ, આ મ સ ૪૫૩મા કાલકાચાર્યને આચાર્યપદ મળ્યુ હતું[૧૦] મે અન્યત્ર બતાવ્યુ છે કે મહાવીરનિર્વાણનુ મૂળ ખરુ વર્ષ ૨૦૫૧ ઇ સ પૂ હતુ[૧૧] પણ પાછળથી અમુક કારણોને લીધે એમાથી કેટલાક વર્ષો બાદ કરાતા મહાવીરનિર્વાણનો સમય નીચો આવતો રહ્યો હતો આમાથી, એક વખત

૮ જૈનગ્રંથોનો કે જૈન સમયગણનાનો મારો અભ્યાસ મૂળગ્રંથો ઉપરથી નથી થયો પણ ' નાગરીપ્રચારિણી પત્રિકા ના ભાગ ૧૦, અંક ૪ મા મુનિશ્રી કલ્યાણવિજયજીએ વીરનિર્વાણ સવત્ ઔર જૈન કાલગણના ' ઉપર એક બહુ જ વિસ્તૃત અને વીગતોથી ભરેલો નિબંધ લખ્યો છે મારા આ પ્રસ્તુતમા જૈન કાલગણના સમ્બધી મૂળ જૈનગ્રંથોના જે જે આધારો મે આપ્યા છે, તે ઉક્ત લેખમાથી જ લીધા છે

કાલકની આ ચાર સાલ માટે જુઓ મુનિ ક૦નો લેખ પૃ ૬૪૯

૯ મુનિ ક૦ નો લેખ પૃ ૬૪૫ ૫૦

૧૦ મુનિ ક૦નો લેખ પૃ ૬૫૦ –अस्मिश्च वर्षे गर्दभिल्लोच्छेदकस्य श्रीकालकाचार्यस्य सूरिपदप्रतिष्ठाभूत्) વિચારશ્રેણી ૫ ૩

૧૧ મારો આ નિર્ણય જેમાં સમજાવ્યો છે તે લેખ હજી પ્રસિદ્ધ થયો નથી પણ થોડા વખતમા કોઈક સામયિકમાએ પ્રસિદ્ધ કરવાનો વિચાર છે પણ આ ઉલ્લેખ તેમ જ મ નિ સ વિશેના આ લેખમા આગળ આવતા બીજા ઉલ્લેખો મારા ઉક્ત અપ્રસિદ્ધ લેખને અનુસરે છે

૪૨૦ વર્ષ બાદ થયાં હતાં. એટલે મહાવીરનિર્વાણનું વર્ષ ૨૦૫૧–૪૨૦= ૧૬૩૧ ઇ. સ. પૂ. થયું. તેમાંથી વળી એક વખત ૭૫૩ વર્ષ બાદ કરવામાં આવ્યાં હતાં, તેથી મહાવીરનિર્વાણનું વર્ષ ૧૬૩૧–૭૫૩=ઇ. સ. પૂ. ૮૭૮ થયું. અને હું ધારું છું કે કાલકના આચાર્યપદની આ સાલ મ. સં. ૪૫૩– મહાવીરનિર્વાણની ઇ. સ. પૂ. ૮૭૮ની સાલ ઉપર રચાઈ છે. એ પ્રમાણે કાલકને આચાર્યપદ મળ્યાની સાલ ૮૭૮–૪૫૩=૫૨૫ ઇ. સ. પૂ. થાય. મહાવીરનિર્વાણનાં મૂળ વર્ષમાં (તેમજ બુદ્ધિનિર્વાણનાં મૂળ વર્ષમાં) વખતોવખત કેમ ફેરફારો થયા હતા અને તેને લીધે એ નિર્વાણોના સંવત્ ઉપર ગણાયેલા બીજા બનાવોનાં વર્ષોમાં પણ કેમ ફેરફારો થયા હતા તે બધું મેં અન્યત્ર બહુ વિસ્તારથી સમજાવ્યું છે, તેથી અહીં તો માત્ર એના અન્તિમ નિર્ણયો જ કામ પૂરતા નોંધ્યા છે, એટલું સ્પષ્ટીકરણ અહીં કરી લઉં છું.

કાલકાચાર્યને આચાર્યપદ ઇ. સ. પૂ. ૫૨૫મા મળ્યુ હતું એમ ગણીને આપણે કાલકકથાના પ્રસંગો તપાસીએ. હુ એમ ધારું છું કે આચાર્યપદ મળ્યા પછી આઠ નવ વર્ષે એટલે લગભગ ઇ. સ. પૂ ૫૧૬માં એ ફરતા ફરતા ઉજ્જૈણમા આવ્યા હશે. તે પછી એ જ વર્ષમાં ગર્દભિલ્લે સરસ્વતી ઉપર અત્યાચાર કર્યો અને તે જ વર્ષમા કાલકાચાર્ય વૈર લેવાની પ્રતિજ્ઞા લઈને, ઉજ્જૈણમાથી નીકળી ગયા. ત્યાર પછી એ ભરૂચ પોતાના ભાણેજ બલમિત્ર–ભાનુમિત્રને ત્યાં ગયા હતા. હું ધારુ છુ કે આ પ્રસગે વેર વાળવાની આખી યોજના–શકોને લાવવા વગેરેની–કાલકાચાર્યે પોતાના ભાણેજની સાથે મંત્રણા કરીને ઘડી કાઢી હશે. અને તે પછી ઇ. સ. પૂ. ૫૨૫માં એ ઈરાની શકસ્થાનમાં પહોંચ્યા. એ વખતે ત્યાં ૯૬ ઠાકરડાઓ હતા, તેમાથી એકને ત્યાં કાલકાચાર્ય રહ્યા. આ ઠાકરડાઓ ત્યાં સાહિ કહેતા. પણ ઇ. સ. પૂ. ૫૧૫માં ઇરાન ઉપર મહાન દરાયસની સત્તા પ્રવર્તતી હતી. તેથી આ બધા સાહિઓ દરાયસના મડલિક હતા એમ ઠરે છે. ઈરાનના ઈતિહાસ મુજબ, દરાયસ પહેલાં સાયરસે જ ઈરાની શકસ્થાનના શકોને જીતી લીધા હતા. (ઇ. સ. પૂ ૫૪૦માં. જુઓ His. of Persia, by Sykes, p. 160.)[૧૨] એટલે જ્યારે કાલકાચાર્ય ઈરાનમા ગયા ત્યારે આ શકસાહિઓ દરાયસની સત્તા નીચે હતા. કાલકકથામા કહ્યુ છે કે કાલકાચાર્ય ઈરાનમાં બે વર્ષ રહ્યા હતા, એટલે એ ઈરાનમાં ઇ. સ. ૫૧૫થી

૧૨. મુનિ કનો લેખ પૃ. ૬૪૨

૫૧૩ સુધી રહ્યા હશે એ બે વર્ષ દરમિયાન એમણે આ સાહિઓને અને એની મારફત દરાયસને હિન્દ ઉતરવા સમજાવ્યું હશે. એને પરિણામે ઇ સ. ૫૧૩ના અન્તમાં કાલકાચાર્ય ઈરાનથી આ સાહિઓ સાથે નીકળ્યા અને સિન્ધુ નદીને પાર કરીને, પહેલા કચ્છમાં અને પછી કાઠિયાવાડમાં આવ્યા કાઠિયાવાડમાં આવીને તેમણે આખો કાઠિયાવાડ એ ૯૬ સાહિઓ વચ્ચે વહેંચી દીધો અને પોતે ઈરાનમાંના સાહિને ત્યાં રહ્યા હતા તે સાહિને સ. સાહિઓના મુખી તરીકે નીમ્યો તે વખતે એને પોતાના ભાણેજ બલમિત્ર-ભાનુમિત્રની મદદ મળી હશે અને પછી એ બધાએ સાથે મળીને ઇ સ. પૂ ૫૧૨મા કે ૫૧૧મા ઉજ્જેણુ ઉપર ચડાઈ કરીને ગર્દભિલ્લને હરાવ્યો હશે. ગર્દભિલ્લને હરાવીને કાલકાચાર્યે, જે સાહિને કાઠિયાવાડનો અધિપતિ બનાવ્યો હતો તે સાહિને ઉજ્જેણુની ગાદીએ બેસાર્યો આમ ઉજ્જેણુની ગાદી ઉપર ગર્દભિલ્લ પછી શકરાજ આવ્યા આવી રીતે કાલકાચાર્યે શકોને પશ્ચિમ હિન્દમાં આણ્યા, અને એ શકોની સત્તા સિન્ધ કચ્છ, કાઠિયાવાડ, ગુજરાત, રજપુતાના મધ્ય હિન્દ મહારાષ્ટ્ર વગેરે પ્રદેશો ઉપર જામી ગઈ

આ શકો કોણ હતા અને શું ખરેખર દરાયસના વખતમાં હિન્દમા આવ્યા હતા કે નહિ એમા જે કઈ બીજા પ્રમાણો મને મળ્યા છે તે હવે આપણે જોઈએ

કાલકાચાર્ય જે શકોને પશ્ચિમ હિન્દમાં લાવ્યા તે શકો જ, જેને આપણે પશ્ચિમી ક્ષત્રપો કહીએ છીએ તે હતા એમ નીચેના કારણોએ હું માનું છુ.

(૧) હિન્દુસ્તાનના ઇતિહાસમાં, પશ્ચિમ હિન્દમા જે કોઈપણ શકોએ, કોઈપણ વખતે રાજ્યસત્તા ભોગવી હોય તો તે આ પશ્ચિમી શકોએ જ ભોગવી છે ભૂમક, નહપાન, ચષ્ટન, રુદ્રદામા વગેરે પશ્ચિમી ક્ષત્રપો, જે શકો હતા તેના સિવાય, બીજા કોઇ શકો ઇતિહાસમા પશ્ચિમ હિન્દમા રાજ્ય કરતા જણાયા નથી અને કાલકકથા મુજબ, કાલકાચાર્યની સાથે આવેલા શકો સિન્ધ, કચ્છ કાઠિયાવાડ અને ઉજ્જેણુ ઉપર આધિપત્ય ભોગવતા હતા તેથી કાલકની સાથે આવેલા શકો તે જ પશ્ચિમી ક્ષત્રપો હોવા જોઈએ

(૨) નહપાનને સાતવાહન રાજા ગૌતમીપુત્રે હરાવ્યો હતો એ વાત ઇતિહાસસિદ્ધ છે ગર્દભિલ્લના ઉચ્છેદક કાલકાચાર્ય-પણ એક સાતવાહન

રાજાના સમકાલીન હતા એમ જૈનગ્રન્થોમાં મળે છે. [૧૨] આમ કાલકાચાર્ય અને નહપાન બન્ને સાતવાહન રાજાના ઘણે ભાગે ગૌતમીપુત્રના જ સમકાલીન હતા. નહપાન પશ્ચિમી ક્ષત્રપોમાં લગભગ પહેલો જ મહાક્ષત્રપ હતો. તેથી કાલકાચાર્યની સાથે આવનારા શકો આ નહપાનવાળા પશ્ચિમી ક્ષત્રપો જ હોવા જોઈએ.

(૩) જૈનોમાં રાજત્વકાલગણનાની એક પદ્ધતિ છે. એ પદ્ધતિના[૧૩] ત્રણ જુદા જુદા ગ્રન્થોના ઉલ્લેખો ઉપરથી નીચે મેં ત્રણ કોષ્ટકો આપ્યાં છે. મહાવીરનિર્વાણ જે વર્ષમાં થયું તે વર્ષ પછી નીચેના વંશોએ કે રાજાઓએ તેમના નામની સામે લખેલી વર્ષસંખ્યા સુધી રાજ્ય કર્યું હતું.

| (૧) | | (૨) | | (૩) | |
|---|---|---|---|---|---|
| પાલક | ૬૦ | પાલક | ૨૦ | પાલક | ૬૦ |
| નન્દ | ૧૫૦ | નન્દ | ૧૫૮ | નન્દ | ૧૫૫ |
| મૌર્ય | ૧૬૦ | મૌર્ય | ૧૦૮ | મૌર્ય | ૧૩૮ |
| પુષ્પમિત્ર | ૩૫ | પુષ્પમિત્ર | ૩૦ | પુષ્પમિત્ર | ૩૦ |
| | ૪૦૫ | | ૩૧૬ | | ૩૫૩ |
| બાલમિત્ર–ભાનુમિત્ર | ૬૦ | બાલમિત્ર–ભાનુમિત્ર | ૬૦ | બાલમિત્ર–ભાનુમિત્ર | ૬૦ |
| | ૪૬૫ | | ૩૭૬ | | ૪૧૩ |
| નભઃસેન | ૪૦ | દધિવાહન | ૪૦ | નહવાહન | ૪૦ |
| | ૫૦૫ | | ૪૧૬ | | ૪૫૩ |
| ગર્દભિલ્લ | ૧૦૦ | ગર્દભિલ્લ | ૪૪ | ગર્દભિલ્લ | ૧૩ |
| | ૬૦૫ | | ૪૬૦ | | ૪૬૬ |
| શકરાજા થયો. | | શકો | ૧૦ | શકરાજા | ૪ |
| | | | ૪૭૦ | | ૪૭૦ |
| | | વિક્રમ | ૯૭ | વિક્રમ | |
| | | શૂન્ય | ૩૮ | | |
| | | | ૬૦૫ | | |

૧૨. મુનિ ક૦નો લેખ પૃ. ૬૪૨.

૧૩. પહેલું અને બીજું કોષ્ઠક જુઓ મુનિ ક૦ નો લેખ પૃ. ૬૧૫, ત્રીજું માટે પૃ. ૭૨૯.

આ કાલગણનાઓમાં પરસ્પર વિરોધ છે, તેમજ મહાવીરનિર્વાણનાં માર્ગ વર્ષની વચ્ચે અને આ ગણના વચ્ચે પણ ઘણો વિરોધ છે. પણ એ વિરોધોની સમજૂતી મેં અન્યત્ર વિસ્તારથી આપી છે એટલે અહીં આપતો નથી. માત્ર અહીં એટલું નોંધું છું કે ફિસ્સા કોષ્ઠકમાં ગર્દભિલ્લનો ગાદ્યા-રોહણકાળ મ. સં. ૪૫૩ માં મૂક્યો છે અને એનો રાજ્યકાળ કુલ ૧૩ વર્ષનો ગણ્યો છે એ વાતને કાલકાચાર્યના સમયની સાથે સમ્બન્ધ છે. ઉપર મ. સ. ૪૫૩ ને ઇ સ. પૂ. ૫૨૫ની બરાબર ગણ્યું છે. તો એ હિસાબે ૫૨૫-૧૩= ઈ. સ. પૂ. ૫૧૨માં ગર્દભિલ્લનો રાજ્યકાળ પૂરો થાય. અને ઉપર કાલકાચાર્યની કથાના પ્રસંગોને સમજાવતા મેં ગણાવ્યું છે કે કાલકે ગર્દભિલ્લને ઇ. સ. પૃ ૫૧૨ માં હરાવ્યો હતો. ઇરાનના ઇતિહાસ પ્રમાણે દરાયસે હિન્દની છત પણ ઇ સ. પૂ. ૫૧૨ માં કરી હતી. આમ આ સાલો મળી રહે છે. પણ આ વાત તો પ્રાસંગિક થઈ. આ કોષ્ઠકોમાં જે એક વાત તરતજ નજરમા આવે તેવી છે તેની વાત અહીં મારે ખાસ કરી છે. કોષ્ઠકમા પુષ્યમિત્ર પછી, બલમિત્ર-ભાનુમિત્ર, પછી એક રાજા (જેનુ નામ જુદી જુદી રીતે લખેલુ મળે છે) અને પછી ગર્દભિલ્લ એમ ક્રમ આપ્યો છે. હવે કાલકકથા મુજબ બલમિત્ર-ભાનુમિત્ર અને ગર્દભિલ્લ સમકાલીન હતા. એ સમકાલીનો હતા છતા એમની વચ્ચે સૌથી પણ વધુ વર્ષોનો ગાળો, આ કોષ્ઠકોમા મૂકવામાં આવ્યો છે, પણ આ વર્ષસંખ્યા મે અન્યત્ર સમજાવી છે. અહીં તો .આપણને પ્રસ્તુત પ્રશ્ન એ છે કે ગર્દભિલ્લ અને બલમિત્ર-ભાનુમિત્રની વચ્ચે મુકાયો છે તે રાજા કોણ છે. એનું નામ નભઃસેન, દધિવાહન કે નહવાહન એમ લખેલુ મળે છે. આમાંથી છેલ્લુ નહવાહનનું નામ મને સાચુ લાગે છે[૧૪] અને ભાષાશાસ્ત્રનુ સામાન્ય જ્ઞાન હશે તેને પણ સમજાશે કે એ નામ નહવાનનું સામાન્ય જ્ઞાન હશે તેને પણ સમજાશે કે એ નામ નહવાનનું સંસ્કૃત રૂપાન્તર છે. ખરી રીતે સંસ્કૃતનું રૂપાન્તર નભ(કે ભો)વાહન થયું લાગે છે અને તેમાંથી નહવાહન થઈ ગયું લાગે છે. એનો નભ, પહેલાં કોષ્ઠકના નભઃસેન નામમાં જળવાઈ રહ્યો છે. દધિવાહનનો દધિ તો લહિયાના અજ્ઞાનથી જન્મ્યો છે તે દેખીતું છે. આમ નહવાહન તેજ નહપાન છે. અને બલમિત્ર-ભાનુમિત્ર અને ગર્દભિલ્લની વચ્ચે નોંધાયેલ નહવાન કાલકાચાર્યનો પણ સમકાલીન

બને છે. આ ત્રણ નામોનો ખરો ક્રમ ગર્દભિલ્લ, બલમિત્ર ભાનુમિત્ર અને નહપાન એમ જોઈએ, પણ એને બદલે કોઠકોમાં આપેલો ક્રમ કેમ ઉદ્ભવ્યો હશે તે વાત મેં અન્યત્ર સમજાવી છે. પણ આ વાત એમ પુરવાર કરે છે કે આ નહપાન તે કાલકના શકોમાંનો પશ્ચિમી ક્ષત્રપ નહપાન જ છે; અને તેથી કાલકની તે કાલકની શકોમાંનો પશ્ચિમી ક્ષત્રપ નહવાન જ છે; અને તેથી કાલકની સાથે આવેલા શકો તે જ પશ્ચિમી ક્ષત્રપો હતા એમ પણ સિદ્ધ થાય છે.

(૪) કાલકાચાર્ય શકોને ઇરાનમાંથી લાવ્યા હતા એમ જૈનગ્રન્થોમાં સ્પષ્ટ છે. ઇગન એટલે તળ ઇગન નહિ પણ ઇરાની શકસ્થાન. હવે નહપાનાદિ પશ્ચિમી સત્રપો પણ મૂળ ઇરાની હતા એમ માનવાને નીચે મુજબ કારણો છેઃ

(क) નહવાન નામ મૂળ ઇરાની છે, ઇન્ડો–પાર્થિયન રાજા ગોન્ડોફર્નીસ્ (Gondopharnes) ઇતિહાસમાં જાણીતો છે. એનું મૂળ નામ વિન્દફર્ણ છે. એ નામ અન્તે જે ફર્ન કે ફર્ણ છે તે સંસ્કૃત પર્ણનું રૂપાન્તર લાગે છે અને આ ફર્ણ અને ગર્ણ ઉપરથી પણ્ણ, પાણ, પાન, ફન, ફાન વગેરે થઈ શકે. નહપ નમાં જે અન્ત્ય પાન છે તે આ જ છે. વળી આની જ સાથે ઇરાની બાદશાહ Xenophan ના નામનો અન્ત્ય ફન પણ સરખાવી શકાય. અન્ત્ય ફર્ણ, ફન, પાન બતાવે છે કે નહપાન નામ મૂળ ઇરાની છે. હિન્દમાં આ પાનનું સંસ્કૃત વાહન કરવામાં આવ્યું હતું એમ લાગે છે.

(ख) નહપાનનો જમાઈ ઉષવદત્ત, પોતાના લેખમા પોતાને શક તરીકે ઓળખાવે છે, ૧૫ તેથી એમ્ સિદ્ધ થાય છે કે આ પશ્ચિમી ક્ષત્રપો શકો હતા

(ग) આ પશ્ચિમી ક્ષત્રપોના લેખો સિક્કાઓ વગેરે ઉપરથી નીચે પ્રમાણે બે વંશો મળે છે. (૧) ભૂમક–નહપાન. (૨) ત્સામોતિક–ચષ્ટન જયદામા–રુદ્રદામા વગેરે. ઘણા ખગ ઐતિહાસિકો એમ માને છે કે આ બે વંશો જુદા જુદા છે. પણ લેવી, સ્ટેન કોનો વગેરે બે ચાર વિદ્વાનોએ બતાવ્યું છે કે ભૂમક અને ત્સામોતિક એ બન્ને નામો એક જ છે[૧૬] અને મારે એક જ વ્યક્તિને અનુલક્ષે છે. તેઓ એમ કહે છે કે ત્સામોતિકમાંનો

૧૫. જુઓ ઉષવદત્તનો નાશિકનો લેખ.

૧૬. જુઓ મુનિશ્રી વિજયેન્દ્રસૂરિકૃત 'મહાક્ષત્રપ રાજા રુદ્રદામન' પૃ.૨૮

ત્સામ કે ઝામ મૂળ ઈરાની શક (Iranian- Seythian) શબ્દ છે અને એનો અર્થ એ ભાષામાં જમીન કે ભૂમિ થાય છે, અને તેના ઉપરથી પ્સામોતિકનું સંસ્કૃત રૂપાન્તર ભૂમક પ્રચારમાં આવ્યું હશે. આ મત પ્રમાણે ક્ષત્રપોનું વંશવૃક્ષ આમ થશેઃ




મને લાગે છે કે જે વિદ્વાનો ભૂમક અને પ્સામોતિકને એક ગણે છે તેમનો મત સાચો છે. ભાષાશાસ્ત્રની દષ્ટિએ તો ઉપરના વિદ્વાનોએ પોતાની દલીલો વાપરી જ છે અને એમાં તથ્ય પણ છે. હું અહીં જરા જુદા પ્રકારની પણ હું ધારું છું ત્યાંસુધી સારી પેઠે નિર્ણાયક એવી વિચારસરણિ મૂકું છુ. કાલકકથામાં કહ્યું છે કે કાલકાચાર્ય શકોને પારસકુળમાંથી સિન્ધમાં અને ત્યાંથી કચ્છમાં થઈ કાઠિયાવાડમાં લઈ આવ્યા હતા. કાઠિયાવાડમાં આવ્યા પછી એણે આખો કાઠિયાવાડ ૯૬ સાહિઓ વચ્ચે વહેંચી દીધો અને પોતે ઇરાનમાં જે સાહિને ત્યાં રહ્યા હતા તે સાહિને એ બધા સાહિના અધિપતિ રાજા તરીકે નીમ્યો. હું એમ ધારું છું કે આ રાજા તે ભૂમક કે પ્સામોતિક હતો. કાઠિયાવાડની એક જૂની રાજધાનીનું નામ ધુમલી હતું. આજે એ પોરબંદરના જેઠવાઓની મૂળ રાજધાની ગણાય છે. પણ લેખોમાં આ ધુમલીનું નામ ભૂમિલિકા રૂપે પણ મળે છે.[૧૭] હું ધારું છું કે આ ભૂમિલિકા ભૂમકની રાજધાની હશે અને એના નામ ભૂમક ઉપરથી જ એનું નામ ભૂમિલિકા પડ્યું હશે. ભૂમ(ક) ઉપરથી ભૂમિલિકા નામ તો સહેજે આવી શકે. પણ આપણે ભૂમક અને પ્સામોતિકને એક જ

૧૭. જુઓ જાઈક દેવનાં ધિનિકાનાં પત્રો. પછી એનું નામ ભૂતાંબિલિકા હતુ એમ પણ મળે છે (જુઓ Six Saindhana copper-plate grants from Ghumli – A. S Altekar in Epigrapoica Indica, XXVI, No. 27.

વ્યક્તિ ગણીએ તો ભૂમલીનું બીજું રૂપાન્તર ઘુમલી કેમ થયું તે પણ સમજાવી શકાય તેમ છે. સામાન્ય રીતે, ભાષાશાસ્ત્રના જાણીતા નિયમો મુજબ 'ભૂમલી'ના 'ભૂ'નો 'ઘુ' (ઘુમલી) થવો શક્ય છે જ નહિ તો પછી આ ગામના નામની ભૂમલી (ભૂમિલિકા) અને ઘુમલી એવી બે જોડણી કેમ મળે છે? મારે અહીં બતાવવું જોઈએ કે ત્સામોતિકનું મૂળ સ્વરૂપ ઝામોતિક ગણાય છે. પણ એ આદિ 'ઝા'નો વિદેશી ઉચ્ચાર બરાબર ન સમજાવાથી કે એને માટે લિપિમાં કોઈ ખાસ સંકેત ન હોવાથી, એ નામ સિક્કાઓમાં નીચેની બે રીતે લખાયેલુ આજે મળે છે. (૧) ત્સામોતિક. (૨) ઘ્સામોતિક.[૧૮] આમ આ નામમા પ્રથમાક્ષર 'ઘ' લખેલો આજે પણ મળે છે. અને આ ઘ્સામોતિક (ઘ્યમોડિઅ – ઘૂમડીઅ – ઘુમલીઅ–ઘુમલી) ઉપરથી ઘુમલીનો 'ઘુ' આવ્યો છે એમ હું ધારું છું. આવી રીતે ઘુમલી મૂળ નામ ઘ્સામોતિક ઉપરથી અને ભૂમલી કે ભૂમિલિકા, મૂળ નામનાં સંસ્કૃત રૂપાન્તર ભૂમક ઉપરથી વ્યુત્પન્ન થયાં છે એમ મારું માનવું છે. એ મારી માન્યતા સાચી હોય તો એમ સિદ્ધ થાય કે ઘુમલી કે ભૂમલીનો મૂળ સંસ્થાપક ભૂમક હતો. એ ભૂમક નહપાનનો પિતા હતો અને એ ભૂમકને જ કાલકાચાર્યે કાઠિયાવાડના અધિરાજ તરીકે મૂક્યો હતો એમ પણ, ઉપરની વાતથી ફલિત થાય છે. તેથી ભૂમક–ઘ્સામોતિક–નહપાનવાળા ક્ષત્રપો જ કાલકાચાર્યે હિંદમાં આણેલા શકો હતા એમ પણ સાબિત થાય છે.

(ઘ) જયદામન્, રુદ્રદામન્ વગેરે નામોમાં અન્ત્ય અવયવ દામન્ છે રેપ્સન કોનોએ બતાવ્યું છે કે એ શબ્દ ઇરાનિયન *dāman* (*creation*) છે[૧૯] પણ હું આ અન્ત્ય દામન્ સાથે એક બીજો અન્ત્યાવયવ સરખાવવા ઇચ્છું છું. એક પ્રાચીન ગ્રીક (ઇન્ડો–ગ્રીક?) નામ Enthy demos છે. આમાં જે અન્ત્ય ડેમોસ છે તેને હું આ દામન્ સાથે સરખાવું છું. વળી આ ક્ષત્રપોના વંશમાં એક રાજાનું નામ દામઘી છે. મને એમ લાગે છે કે આ દામઘી અને Democles બન્ને ઉચ્ચારશાસ્ત્ર મુજબ, એક જ નામ છે. Democlesમાં Demo+cles છે હવે ગ્રીના ઘ નો clesનો ક થાય છે (સરખાવો ઘતેમ્ અને કેન્તુમ્) અને ગ્રીના ર નો cles માં લ થયો છે (ર નો લ થવાના તો અનેક દાખલા છે) આમ cle+(ક

૧૮. જુઓ મુનિ શ્રી એન્. પૃ. ૨૮.
૧૯. જુઓ Journal of Indian History, Vol. XII pt. I,

આના ઉપર કેમ્બ્રિજ હિસ્ટરી ઓફ ઇન્ડિયા (I, p. 336) માં નીચે મુજબ ટીકા કરવામાં આવી છે "From the statememt of Herodotus (IV, 44) it would appear that this achievement (Skylax's exploring the Indus) was accomplished prior to the Indian conquest (of Darius), for he says that, after they had sailed around, Darius conquered the Indians and made use of the sea [i. e. Indian Ocean]; but it seems much more likely that Darius must previously have won by force of arms a firm hold over the territory traversed from the headwaters of the Indus to the ocean, in order to have been able to carry out such an expedition."

આ બન્ને ફકરાઓ ઉપરથી આમ લાગે છે. સિન્ધુના મુખ સુધીનો સિન્ધનો પ્રદેશ દરાયસના તાબામાં આવી ગયો, તે પછી દરાયસે સ્કાઇલેક્સને સિન્ધુ નદી વાટે અરેબિયન સમુદ્રમાં થઈને, પર્શિયન ગલ્ફમાં આવવાનો રસ્તો શોધી કાઢવાનું ફરમાવ્યું હતું. અને એ રસ્તો બરાબર જણાઈ ગયો તે પછી, હીરોડોટસ લખે છે કે દરાયસે હિન્દીઓને જીત્યા. સિન્ધ આખો તો દરાયસના તાબામા હતો જ, અને તેના પછી હિન્દનો જે ભાગ દરાયસે જીત્યો હશે તે કચ્છ–કાઠિયાવાડનો જ હશે એમ મારુ માનવું છે. સિન્ધ જીત્યા પછી દરાયસે જીતેલો પ્રદેશ સિન્ધની પૂર્વનો ન હોઈ શકે, કેમકે હીરોડોટસે સ્પષ્ટ લખ્યુ છે કે પૂર્વે તો મોટું અનુલ્લંઘ્ય રણ છે અને આ રણ રજપુતાનાનુ રણ છે એમ વિદ્વાનો માને છે; માટે એ તરફ દરાયસનુ સામ્રાજ્ય વધ્યું ન હોય. માટે, કેમ્બ્રિજ હિસ્ટરીના લેખક લખે છે તેમ સ્કાઇલેક્સની મુસાફરી પહેલાં, દરાયસે સિન્ધુના મુખ સુધીનો આખો સિન્ધ જીતી લીધો હોય અને તે પછી હીરોડોટસ લખે છે તેમ હિન્દના બીજા પ્રદેશો દરાયસના તાબામા આવ્યા હોય તો તે પ્રદેશો સિન્ધની દક્ષિણ તરફના જ હોવા જોઈએ, અને આ પ્રદેશો, હું ધારું છુ કે કચ્છ, કાઠિયાવાડ અને ઉજ્જેન સુધીના એટલે કે કાલકાચાર્યે આણેલા શકોએ, ગર્દભિલ્લ પાસેથી મેળવેલા પ્રદેશો હોવા જોઈએ.

તેથી મારી કલ્પના આમ છે દરાયસે સિન્ધુના મુખ સુધીનો પશ્ચિમ હિન્દનો પ્રદેશ જીતી લીધો હતો તે પછી કાલકાચાર્ય ઈરાનમાં પહોંચ્યા

હશે. પછી તેના સમજાવવાથી સાહિઓએ દરાયસ પાસે ઉજ્જેણુ જીતવાની વાત મૂકી હશે ત્યારે, કદાચ હાર થાય અને પાછા ફરવું પડે તો દરિયાઈ રસ્તે ઈરાન પહોંચાય કે નહિ તે વાત નક્કી કરવાને દરાયસે સ્કાઇલેક્સને મોકલ્યો હશે એમ મારું ધારવુ છે. આમ સ્કાઇલેક્સની મુસાફરી, મારા ધારવા પ્રમાણે, કાલકાચાર્યના ઇરાનમાં થયેલા ગમનના સીધા પરિણામરૂપ હતી. અને જ્યારે સ્કાઇલેક્સ તરફથી દરાયસને ખાત્રી મળી કે દરિયાનો રસ્તો સ્પષ્ટ છે ત્યારે તેણે સાહિઓને કાલકાચાર્યની સાથે ઉજ્જેણુ જીતવા જવાની આજ્ઞા આપી હશે. કાલકકથામાં પણ લખ્યું છે કે કાલકાચાર્ય પારસકુળમાંથી નીકળીને, સિન્ધુને પાર કરીને સૌરાષ્ટ્રમાં આવ્યા. તો એમ પણ હોય કે કાલકાચાર્ય પોતાના સાહિઓ સાથે સ્કાઇલેક્સવાળે રસ્તે જ સિન્ધુના મુખ સુધી આવ્યા હોય આમ સ્કાઇલેક્સની મુસાફરી અને કાલકાચાર્ય તથા સાહિઓનુ સિન્ધુનું ઉત્તરણ બન્ને બરાબર મળી રહે છે.

આવી રીતે, ઉપરના હીરોડોટસ તેમજ કેમ્બ્રિજ હિસ્ટરીના ઉલ્લેખો એમ સૂચવે છે કે દરાયસના તાબામાં અર્વાચીન સિન્ધ ઉપરાંત, સિન્ધની દક્ષિણે આવેલા બીજા પ્રદેશો પણ હતા. અને આ પ્રદેશો, હુ ધારું છું કે કાલકવાળા સાહિઓએ જીતેલા પ્રદેશો–કચ્છ, કાઠિયાવાડ વગેરે;હતા. અને કાલકના સાહિઓ જ આપણા ઇતિહાસના પશ્ચિમી ક્ષત્રપો છે એમ આપણે ઉપર જોયુ જ છે. માટે હુ એમ કહુ છુ કે આ પશ્ચિમી ક્ષત્રપો મૂળ દરાયસના ક્ષત્રપો હતા

(૨) મારી માન્યતા આવી છે. કાલકાચાર્યે સાહિઓને ત્યાં રહીને તેમને ઉજ્જેણુ જીતવાને ઉશ્કેર્યા હતા. પણ આ સાહિઓ દરાયસને તાબે હતા, તેથી આવી બાબતમાં તેઓએ દરાયસની સંમતિ લીધી હશે. દરાયસે સિન્ધુ સુધીનો તેમનો રસ્તો, તથા જરૂર પડે તો પાછો ફરવાનો તેમનો દરિયાઈ રસ્તો, સહીસલામત કરી દીધો હતો. અને તે પછી જ આ સાહિઓએ કચ્છ–કાઠિયાવાડ ઉપર ચડાઈ કરી હતી. દરાયસ પોતે કચ્છ, કાઠિયાવાડ સુધી આવ્યો હોય એવો સમ્ભવ નથી. પણ એના મંડલિકો તરીકે આ સાહિઓએ, કાલકાચાર્યનાં નેતૃત્વ નીચે, નવા પ્રદેશો જીત્યા હશે, અને આરમ્ભમાં, આ સાહિઓ, ઇરાનમાં પણ પોતે તેનાં મંડલિકો હતા તેથી દરાયસના ક્ષત્રપો તરીકે વર્ત્યા હશે. આ વાતને જરાક આડકતરો પણ બહુ જ સબળ ટેકો નીચેની વાત ઉપરથી મળે છે.

દરાયસના તાબાના હિન્દી મુલકની વાત કરતાં હીરોડોટસ લખે છેઃ "The population of the Indians is by far the greatest

of all the people that we know; and they paid a proportionately larger than all the rest — [the sum of] three hundred and sixty talents of gold dust." "This immense tribute was equivalent to over a million pounds sterling and the levy formed about one-third of the total amount imposed upon Asiatic provinces." (Cambridge History of India, Vol I, p 335) આવી રીતે દરાયસને તેના હિન્દી મુલકોમાથી જે વાર્ષિક કર મળતો તે ૧૦,૦૦,૦૦૦ પાઉડથી પણ વધુ (એટલે દોઢ કરોડ રૂપિયાથી પણ વધુ) હતો અને દરાયસના તાબાના એશિયાના બધા પ્રદેશોમાથી એને મળતા કુલ કરોમા હિંદી પ્રદેશનો કર ત્રીજા ભાગનો હતો. અત્યારના ઇતિહાસિકો એમ કહે છે કે હિન્દમા દરાયસની સત્તા પૂર્વ પંજાબ અને સિન્ધ સુધી જ હતી પણ એવડા પ્રદેશને માટે population of the Indians is by far the greatest of all the people that we know એવુ વચન અસગત બને છે ખાસ કરીને સિન્ધના ઘણાખરા ભાગમા વસ્તીનુ પ્રમાણ બહુ ઓછુ છે એ ધ્યાનમા રાખીએ છીએ ત્યારે તો આ વચન આટલા જ પ્રદેશને લાગુ પાડી ન શકાય તે બગમર સમજાય છે વળી આટલા નાના પ્રદેશનો અને પ્રમાણમાં ઓછી ઊપજવાળા પ્રદેશનો કર આટલો બધો મોટો તે વાત પણ માની શકાય તેવી નથી. તેથી આ અસગતિ ટાળવાને વિન્સેન્ટ સ્મિથને એવી કલ્પના કરવી પડી છે કે[૨૪] હવામાનના ફેરફારને લીધે, સિન્ધ અને પંજાબના જે ભાગો આજે વેરાન છે તે આગળના વખતમા બહુ જ ફળદ્રુપ હશે અને એની ઊપજ આગળ બહુ ઘણી હશે પણ આવી કલ્પના માટે કશો જ આધાર નથી, તેમ જરૂર પણ નથી.

હું કહુ છુ તેમ કાલકાચાર્ય સાથે આવેલા સાહિઓ, મૂળ દરાયસના ક્ષત્રપો હોય તો દરાયસની સત્તા ઠેઠ નાશીક સુધી અને ઉજ્જેણ સુધી પ્રસરી હતી એમ ગણાય, કારણ કે પશ્ચિમી ક્ષત્રપોની સત્તા એ બધા પ્રદેશો ઉપર હતી અને, પંજાબથી નાશીક, અને સોરઠથી ઉજ્જેણ જેટલો પશ્ચિમ હિન્દનો પ્રદેશ દરાયસના તાબામા હોય તો દોઢ કરોડ રૂપિયા જેટલો મોટો વાર્ષિક કર દરાયસને હિન્દી મુલકોમાથી મળતો હોય એ

૨૪. Early History of India, by Vincent Smith

વાત માની શકાય તેવી બની જાય છે. તેથી કરીને, હીરોડોટસે નોંધેલી આ કરની વાત દરાયસની રાજ્યસત્તા મહારાષ્ટ્ર અને ઉજ્જેણ સુધી પ્રસરી હતી એ વાતને સાબિત કરે છે. આવી રીતે, દરાયસનની સત્તા ઉજ્જેણ સુધી પ્રસરી હતી તે, આ સત્તા પ્રસગવનારા કાલકાચાર્ય સાથે આવેલા સાહિઓ હતા તે, આ સાહિઓ તે જ પશ્ચિમી ક્ષત્રપો હતા તે, અને આ પશ્ચિમી ક્ષત્રપો, આરમ્ભમાં, દરાયસના ક્ષત્રપો તરીકે વર્તતા હતા તે—એમ બધી વાતોનો મેળ બરાબર મળી રહે છે.

(૩) દરાયસની સત્તાની બહારના હિન્દી પ્રદેશ વિશે હીરોડોટસ આમ લખે છે:૨૫ "They have also all the same tint of skin, which approaches that of the Ethiopean. This country is a long way from Persia towards the south; nor had king Darius ever any authority over them." દરાયસના તાબાની બહારનો આ હિન્દી મુલક ઇરાનથી ખૂબ દૂર દક્ષિણે આવ્યો હતો અને એના રહેવાશીઓની ચામડીનો રંગ હબશી ( Ethiopean )ની ચામડીના રંગ જેવો હતો એમ હીરોડોટસ કહે છે હું ધારુ છું કે આ વર્ણન મહાગબ્ઝથી નીચેના દ્રાવિડિયન લોકો જેની ચામડીનો રંગ ખૂબ કાળો આજે પણ છે, તેને લાગુ પડે છે. તો એનો અર્થ એમ થાય કે એ પ્રદેશની ઉપરનો પ્રદેશ દરાયસના તાબાનો પ્રદેશ હતો. આમ જરા આડકતરી રીતે, એમ સૂચવાય છે કે દરાયસની સત્તા, ઠેઠ હબશી જેવા કાળા હિન્દી લોકોના દેશ સુધી જઈને અટકની હતી, અને પશ્ચિમી ક્ષત્રપોની સત્તા પણ મહારાષ્ટ્રના દક્ષિણ છેડા સુધી હતી એ જાણીતી વાત છે. આ દૃષ્ટિએ પણ આ પશ્ચિમી ક્ષત્રપો દરાયસના ક્ષત્રપો હતા એમ કહી શકાય.

(૪) દરાયસની સત્તા કચ્છ—કાઠિયાવાડાદિ પ્રદેશ ઉપર હતી એમ નીચેની વાત ઉપરથી પણ જણાય છે. દરાયસના નક્ષ-ઈ-રૂસ્તમના લેખમાં, તેને કર આપનારાઓની ગણની કરી છે તેમાં ત્રણ જાતના શકોનો સમાવેશ છે. તે શકોનાં નામ આમ આપ્યાં છેઃ (૧) શકાઃ હોમવર્ગા. (૨) શકાઃ તિગ્રખૌદા અને (૩) શકાઃ તરદર્યા (કે પરિન્જ્ય=સમુદ્રપારવાસિનઃ ૨૫)

૨૫. History of Herodotus, by G. Rawlinson. London. 1892, Vol. II, p. 408

આજ સુધી વિદ્વાનો એમ માને છે કે શકા તરદર્યા (Sakas acros the ocean) તે કાસ્પિયન સીની પેલી બાજુ રહેનારા શકો છે પણ કાસ્પિયન સીને પેલે પાર સુધી દરાયસની સત્તા પ્રસરી હતી એ માનવાને બીજું કોઈ પ્રમાણ નથી. તેથી હું માનું છું કે દરિયાને પેલે પારના આ શકો તે કાલકની સાથે હિન્દમાં આવેલા શકો જ છે. સિન્ધુને પ્રદેશ તો દરાયસના આ લેખમાં જુદો ગણાયો જ છે. એના ઉપરથી સિન્ધ પછીના દક્ષિણના પ્રદેશો (કચ્છ–કાઠિયાવાડના પ્રદેશો) દરિયાને પેલે પારના જ ગણાય. અને તેથી દરાયસના લેખના આ દરિયાપારના શકોને હું પશ્ચિમી ક્ષત્રપો જ સમજું છું.

આવી રીતે જુદાં જુદાં દષ્ટિબિન્દુઓથી એમ સાબિત થાય છે જેને આપણે પશ્ચિમી ક્ષત્રપો કહીએ છીએ તેઓ હિન્દમાં કાલકાચાર્યની સાથે આવ્યા હતા અને આરમ્ભમાં તેઓ દરાયસના ક્ષત્રપો હતા માટે તેમણે પોતાનાં લેખમાં સાયરસે સ્થાપેલો ઇ. સ. પૂ. ૫૫૧નો શક વાપર્યો છે

અન્તે, આ લેખમાં મેં જે નિર્ણયો બાંધ્યા છે તેની એક બે ઉપપત્તિઓ નોંધી લઈએ.

જ્યારે ઉજ્જેણમાં ગર્દભિલ્લનો ઉચ્છેદ થયો ત્યારે ભૂમકને ઉજ્જેણને મહારાજા બનાવવામાં આવ્યો હશે. તે વખતે ભૂમકે પોતાના બન્ને પુત્રોને –નહપાનને અને ચષ્ટનને–પોતાના રાજ્યના જુદા જુદા ભાગના ક્ષત્રપો બનાવ્યા હશે. ઘણેભાગે ચષ્ટનને કચ્છ–કાઠિયાવાડનો અને નહપાનને મહારાષ્ટ્રનો ક્ષત્રપ બનાવ્યો હશે. પણ ભૂમકે ઉજ્જેણમાં માત્ર ચાર જ વર્ષ રાજ્ય કર્યું લાગે છે. તે પછી મોટો ભાઈ નહપાન ઉજ્જેણનો ક્ષત્રપ કે મહાક્ષત્રપ થયો હશે. આ નહપાનને ગૌતમીપુત્રે જ્યારે હરાવ્યો ત્યાર પછી ચષ્ટન ઉજ્જેણનો સત્તાધીશ બન્યો હશે. નહપાન પછી તેનો વંશ ચાલ્યો લાગતો નથી, જ્યારે ચષ્ટનનો વંશ તો બહુ લાંબો ચાલ્યો હતો. એટલે નહપાનની હારનું વેર, ચષ્ટનના પૌત્ર રુદ્રદામાએ ગૌતમીપુત્ર કે વસિષ્ઠીપુત્રને હરાવીને લીધું હતું. અને તે પછી આ ક્ષત્રપોને ઉજ્જેણમાં કેટલોક વખત[૨૬] અને કચ્છ કાઠિયાવાડમાં ઘણો કાળ સુધી રાજ્ય કર્યું હતું

૨૫. દરાયસના આ લેખની કોઈપણ આવૃત્તિ જુઓ. મેં કૌંસમાં મૂકેલો પાઠ ડૉ. ડી. સી. સરકારે પોતાનાં Select Inscriptions Vol. I માં આપ્યો છે.

૨૭. જૈન રાજ્યવંશાળઅણનામાં નભસેન કે નહવાહન જેને આપણે નહપાન સાથે એકરૂપ બનેલો છે તેના રાજ્યકાળનાં ૪૦ કે ૪૨ વર્ષ ગણ્યાં છે. હવે કે ગણનાની પદ્ધતિ એ વર્ષો નહપાનના પોતાના રાજ્યકાળનાં નહિ પણ જ્યાંસુધી

એમના સમ્બન્ધમાં એક બીજી વાત પણ નોંધવા જેવી છે. કાલકાચાર્યે ગર્દભિલ્લ ઉપર પોતાનું અંગત વેર વાળવાને પરદેશીઓને હિન્દમાં લાવ્યા એવો દોષ એના પર મૂકી શકાય; પણ મળે છે તે પુરાવા ઉપરથી એમ લાગે છે કે કાલકાચાર્યે પોતાના પ્રભાવથી આ પરદેશીઓને હિન્દી અને આર્ય બનાવી દીધા હતા, તે એટલે સુધી કે શરૂઆતના ક્ષત્રપો તો સ્પષ્ટપણે જૈનધર્મના અનુયાયીઓ થયા હોય એમ લાગે છે. આ વાત નીચેના મુદ્દાઓથી સ્પષ્ટ છે.[૨૮] (૧) ઉષવદાતનો લેખ બતાવે છે કે એ જૈનધર્મને માનતો. (૨) દામજદ શ્રી કે રુદ્રસિંહ વખતનો એક ત્રૂટક શિલાલેખ મળ્યો છે તેનાં અમુક વચનો (કેવલિજ્ઞાનસંપ્રાપ્તિનાં વગેરે) ઉપરથી મુનિશ્રી વિજયેન્દ્રસૂરિએ બતાવ્યુ છે, કે આ ક્ષત્રપોએ જૈનધર્મ અપનાવ્યો હતો. (૩) જૈનગ્રન્થોમાં આ શકોને જૈન જ ગણવામાં આવ્યા છે. દા. ત. કાલકકથામાં આ શકોને 'જૈનધર્મપ્રભાવકાઃ' કહ્યા છે. આવી રીતે આ ક્ષત્રપોએ અહીં આવીને જૈનધર્મનો સ્વીકાર કર્યો હતો તે કાલકાચાર્યની અસરને લીધે જ હતુ તે દેખીતુ છે. અને કાલકાચાર્યે પાડેલા આ આર્ય હિન્દી સંસ્કારો ચષ્ટનના વંશમાં ખૂબ ફાલ્યાફૂલ્યા લાગે છે, કેમકે એનો પૌત્ર રુદ્રદામા તો શુદ્ધ આર્ય કેળવણી પામ્યો હતો અને ખરેખરો આર્ય હિન્દી હતો. મૂળે વિદેશી એવા આ શકો હિન્દમાં આવીને હિન્દી બની ગયા, પોતાનાં નામોમાં પણ સંસ્કૃત શબ્દો (જય, રુદ્ર) વાપરવા મંડ્યા, પોતાના લેખોમા સંસ્કૃત ભાષા વાપરવા મંડ્યા અને પોતાની આખી સંસ્કૃતિને હિન્દી બનાવવા મંડ્યા—એ બધુ કાલકાચાર્યે આ વિદેશીને પણ શુદ્ધ દેશી સંસ્કૃતિ આપવાની અખત્યાર કરેલી નીતિનો વિજય બતાવે છે.

---

ક્ષત્રપો ઉજ્જેણમાં સત્તાધીશો રહ્યા ત્યાંસુધીના માગે છે. તો એ ગણત્રીએ આમ કહી શકાય. આ શકો મારી ગણત્રી મુજબ ઇ. સ. પૂ. ૫૧૨ મા ઉજ્જેણમા સત્તાધીશ બન્યા. પછી ઇ. સ. પૂ. ૫૧૨ થી ૫૦૮ સુધી ભૂમક, ઇ. સ. પૂ. ૫૦૮ થી લગભગ ૪૯૮ સુધી નહપાન અને ૫૦૨ થી ૪૭૦ સુધી ચષ્ટન વંશના ક્ષત્રપોએ ઉજ્જેણ ઉપર રાજ્ય કર્યું હતું. આમ ઇ. સ. પૂ. ૫૧૨ થી ૪૭૦ સુધી નાં ૪૨ વર્ષ સુધી ક્ષત્રપો ઉજ્જેણમાં સત્તાધીશ રહ્યા. ક્ષત્રપોની ઉજ્જેણમાંથી સત્તા તોડનાર કોણ હશે તે નિશ્ચિતપણે ન કહેવાય, પણ ઇશ્વરસેન આભીર હોય તો ના નહી.

૨૮. આ મુદ્દાઓ મુનિશ્રી વિ૦ના મહાક્ષત્રપ રાજા રુદ્રદામાના પુસ્તકમા આપ્યા છે.

# પશ્ચિમી ક્ષત્રપો

[ મુખ્ય નિર્ણયો ]

ક્ષહરાતવંશીય અને ચષ્ટનવંશીય ક્ષત્રપો વિષે આ લેખમાં નીચેના મુદ્દાઓ પ્રતિપાદન કરવામાં આવ્યા છે

(૧) આ બન્ને એક જ વંશના હતા, ભૂમક અને ત્સામોતિક એક જ વ્યક્તિ છે

(૨) ભૂમક કે ત્સામોતિક કાઠિયાવાડમાં ઘુમલી નામે ગામ છે તેનો સ્થાપક હતો

(૩) આ ક્ષત્રપો મૂળ ઇરાની શકો હતા.

(૪) તેઓને કાલકાચાર્ય હિન્દમાં લાવ્યા હતા તેઓનો હિન્દમાં આવવાનો રસ્તો ઇરાનમાંથી મકરાણ રસ્તે, સિન્ધમાં આવી, સિન્ધુ ઊતરી કચ્છમાં થઈ કાઠિયાવાડમાં આવવાનો હતો પછી તેઓ ઉજ્જેણ અને નાશીક સુધી પથરાયા

(૫) આ ક્ષત્રપો મૂળ ઇરાનના મહાન દારયસના ક્ષત્રપો હતા અને તેથી તેમનો સમય ઇ સ પૂ ૫૧૮-૭ થી શરૂ થાય છે

(૬) તેમના લેખોમાં તેઓએ ઇ સ પૂ ૫૨૨ નો સાયરસનો શક વાપર્યો છે

નોંધ ઉપરના નિર્ણયો માટે જે દલીલો કરી છે તેનો સાર અહીં આપવો અશક્ય છે, તેથી મૂળ લેખમાંથી જ જોઈ લેવા વિનતિ છે

# યુઅન ચ્વાંગે વર્ણવેલું ગુજરાત

[ લેખક — પ્રો. હરિપ્રસાદ શાસ્ત્રી ]

ચીન દેશમાં બૌદ્ધ ધર્મના પ્રચારનો આરંભ ગુપ્તસમ્રાટ અશોકના સમયથી થયો હતો. ઈ. સ. ૬૭માં ચીનના શહેનશાહ મિંગ–ટીએ હિંદના કાશ્યપ માતંગને ચીન તેડાવ્યા, ત્યારથી હિંદના અનેક બૌદ્ધ શ્રમણો પોતાના ધર્મના પ્રચાર વાસ્તે ચીન જતા થયા, એટલું જ નહિ, પણ ત્યાં જઈને તેઓ પ્રાકૃત અને સંસ્કૃતમાં લખાયેલા અગત્યના બૌદ્ધ ધર્મ-ગ્રંથોનો ચીની ભાષામાં અનુવાદ પણ કરી આપતા. તેવી રીતે ચીનના પણ જિજ્ઞાસુ બૌદ્ધ શ્રમણો હવે હિંદની મુલાકાત લેવા લાગ્યા. ખતે હિંદની મુલાકાત લેવામાં તેમના અનેક હેતુઓ હતા: ભગવાન બુદ્ધના જન્મતીર્થની યાત્રા થતી; હિંદની પ્રજાના ખાસ કરીને બૌદ્ધ વિહારોના શ્રમણોના રીતરિવાજની માહિતી મળતી, હિંદની મોટી વિદ્યાપીઠોમાં બૌદ્ધધર્મશાસ્ત્રોના રહસ્યનો ઊંડો અભ્યાસ કરવાની તક મળતી; વિશેષતઃ બૌદ્ધધર્મના બને તેટલા ગ્રંથોની મૂળ પ્રતો પ્રાપ્ત કરાતી; આખરે સ્વદેશ પાછા ફરીને બૌદ્ધશાસ્ત્રોનો વધુ સારો અનુવાદ કરી આપી શકાતો. ધર્મજિજ્ઞાસાનું આવું મુખ્ય ધ્યેય હોવા છતાં, તેમનામાં તદુપરાંત પ્રવાસનું દૃષ્ટિબિંદુ નહોતું એમ ન કહી શકાય. પ્રવાસ દરમ્યાન જોવાતાં સ્થળોની તેઓ નિયમિત નોંધ રાખતા, એટલું જ નહિ, પણ પ્રવાસ પૂરો કરી સ્વદેશ પહોંચ્યા બાદ આ નોંધ પરથી તેઓ પોતાના પ્રવાસના વર્ણનનું પદ્ધતિસર પુસ્તક પણ તૈયાર કરતા. અંગ્રેજી અનુવાદ મારફતે ઉપલબ્ધ થતાં આવાં ચીની પ્રવાસ–પુસ્તકો હિંદની તત્કાલીન સ્થિતિનો અભ્યાસ કરવાને આપણને એક વધુ અગત્યનું સાધન પૂરું પાડે છે. પરદેશી પ્રવાસીઓનાં પ્રવાસ–પુસ્તકો તો હવે હિંદના ઇતિહાસનાં વિવિધ સાધનોમાં અગત્યનું સ્થાન ધરાવે છે.

૬૨૯-૪૫) હિંદની ચારે સીમાઓની મુલાકાત લીધી. તેના પ્રવાસ-પુસ્તકમાં આધુનિક ગુજરાતના પ્રવાસનું પ્રથમ વર્ણન આવી જાય છે. તેના પછી હિંદના પ્રવાસે આવેલા ઇત્સિંગે (ઈ. સ. ૬૭૩) હિંદના માત્ર ઈશાન પ્રદેશની જ મુલાકાત લીધી. તેવી રીતે ઓ-કુંગ (ઈ. સ. ૮૦૦) પણ વાયવ્ય હિંદનો મર્યાદિત પ્રવાસ કરી ગયો હતો. આમ એકંદરે જોતાં ગુજરાતની જાતે મુલાકાત લઈને તેની સમકાલીન સ્થિતિનું ઐતિહાસિક વર્ણન આપનાર એક જ ચીની પ્રવાસી છે ને તે યુઅન શ્વાંગ.

યુઅન શ્વાંગની કારકિર્દી તાંગ વંશ (ઈ. સ. ૬૧૮-૯૦૭) ના બીજા સમ્રાટ તાઈ સંગ (ઈ. સ. ૬૨૬-૪૯) ના સમયમાં શરૂ થઈ પોતાના એક મોટા ભાઈની અસરથી યુઅન-શ્વાંગે વીસ વર્ષને વયે બૌદ્ધ-ધર્મની દીક્ષા લીધી. બૌદ્ધધર્મના વિદ્વાન પંડિતો પાસે ધર્મના મહાન ગ્રંથોનો અભ્યાસ કરીને તે બૌદ્ધ ધર્મના પ્રખર જ્ઞાની તરીકે ખ્યાતિ પામ્યો. પરંતુ તેને પોતાને બૌદ્ધ શાસ્ત્રોના ચીની અનુવાદોથી સંતોષ થતો નહોતો ને એકવાર ભગવાન બુદ્ધની જન્મભૂમિમાં જાતે જઈને ત્યાંના બૌદ્ધ પંડિતો પાસે ધર્મગ્રંથોનો મૂળ ભાષામાં અભ્યાસ કરવાની તેને તમન્ના થવા લાગી. આ તમન્ના તીવ્ર બનતાં તે આખરે ઈ. સ. ૬૨૯માં પાટનગરમાં ચાગ-અનથી ચોરીછૂપકીથી હિંદના પ્રવાસે નીકળી પડયો. કપિશ-ગન્ધારની વાયવ્ય દિશાએ તે હિંદની સરહદમાં દાખલ થયો (ઈ. સ. ૬૩૦). ત્યારથી કાશ્મીર, શાકલ, મથુરા, થાણેશ્વર, કનોજ, પ્રયાગ, કપિલવસ્તુ, વારાણસી, નેપાલ ને પાટલિપુત્રના માર્ગે તે નાલન્દાના વિશ્વવિખ્યાત વિશ્વવિદ્યાલયે પહોંચ્યો. અહીં તેણે લગભગ બે વર્ષ સુધી બૌદ્ધ ધર્મના મૂળ ગ્રંથોનો અભ્યાસ કર્યો (ઈ. સ. ૬૩૭-૩૮). ત્યાંથી આગળ જતાં યુઅન શ્વાંગે ચંપા, કામરૂપ, સમતટ, તામ્રલિપ્તિ, કલિંગ, આન્ધ્ર ને દ્રાવિડના માર્ગે હિંદના છેક દક્ષિણ છેડા સુધીનો પ્રવાસ ખેડયો. ત્યાંથી પશ્ચિમઘાટના માર્ગે ઉત્તર હિંદ પાછા ફરતાં તેણે કોંકણપુર, મહારાષ્ટ્ર, ભરુકચ્છ, માલવ, વલભી, સોરઠ, ગુર્જર, ઉજ્જન, સિન્ધ, મુલતાન વગેરે નાનામોટા દેશોની મુલાકાત લીધી (ઇ. સ. ૬૪૧-૪૨) ફરી એકવાર મગધની નાલન્દા વિદ્યાપીઠમાં રહીને તેણે પોતાની નવી શંકાઓનું સમાધાન કર્યું (ઈ. સ. ૬૪૩). કામરૂપની ફરી મુલાકાત લઈને તેણે પછી હર્ષના આગ્રહને અંગે તેની કનોજની તેમજ પ્રયાગની ધર્મપરિષદમા હાજરી આપી. પ્રયાગથી નીકળીને તે કૌશામ્બી, જાલંધર

ને તક્ષશિલાના માર્ગે કપિશ પહોંચ્યો (ઈ. સ. ૬૪૪). અહીંથી તે ખોટન–તુખારના રસ્તે ઈ. સ. ૬૪૫માં સોળ વર્ષે સ્વદેશ પાછો ફર્યો. રાજાએ તેમજ પ્રજાએ આ મહાન પ્રવાસીનો ભાવભીનો સત્કાર કર્યો. યુઅન શ્વાંગ પોતાની સાથે હિંદમાંથી બૌદ્ધધર્મનાં ૪૫૭ પુસ્તકોની મૂળ પ્રતોનો સમૃદ્ધ સંગ્રહ લઈ ગયો હતો. સમ્રાટ તાઈ-સંગની પ્રેરણાથી યુઅન શ્વાંગે હવે પોતે કરેલા હિંદના પ્રવાસના વર્ણનનું પુસ્તક તૈયાર કર્યું (ઇ. સ. ૬૪૬–૪૮). બાકીનાં બધાં વર્ષ મૂળ ધર્મગ્રંથોનો ચીની અનુવાદ કરવામાં તેમજ ભાવિક શ્રમણોને ધર્મઉપદેશ આપવામાં ગાળીને આ મહાન ચીની શ્રવણ ૬૫ વર્ષની વયે ઈ. સ. ૬૬૪ માં સ્વર્ગ સિધાવ્યો.

યુઅન શ્વાંગની આટલી જીવનરેખાને જાણીને આપણે હવે પ્રવાસમાં રહેલ તેના દૃષ્ટિબિંદુને સ્પષ્ટ સમજી શકીશુ હિંદના પ્રવાસમાં તેનું મુખ્ય ધ્યેય ભગવાન બુદ્ધના જન્મપ્રદેશના સ્થળેસ્થળના બૌદ્ધ વિહારોની જાતે મુલાકાત લઈને હિંદના બૌદ્ધધર્મની ઊંડામાં ઊંડી માહિતી મેળવવાનું હતું. આમ બૌદ્ધધર્મની સ્થિતિનો અભ્યાસ એ તેનું મુખ્ય દૃષ્ટિબિંદુ હતું, જ્યારે પ્રવાસનું વર્ણન એ તો તેનું શોખનું ગૌણકાર્ય હતુ. આથી તેના પ્રવાસવર્ણનમાં ઐતિહાસિક સપ્રમાણતા પૂરા પ્રમાણમા ન રહેલી હોય એ મુદ્દો ખાસ ધ્યાનમા રાખવા જેવો છે. અલબત્ત, ઉત્કીર્ણલેખીય તેમ જ સુનિશ્ચિત કે સ્વતઃસ્પષ્ટ પુરાવા સાથે અસગત ન જણાય તેવી હકીકતને સ્વીકારવામાં હરકત નથી.

યુઅન શ્વાંગના પ્રવાસપુસ્તકનું ટૂંકું નામ 'સિયુકી' છે, જેનો જુલિયને ફ્રેન્ચમાં (૧૮૫૭) તેમજ બીલે અંગ્રેજીમાં (૧૮૮૪) અનુવાદ કરેલો છે. તેની જીવનકથાને ધ્યાનમાં રાખીને થોમસવોટર્સે ફરી તપાસેલો અંગ્રેજી અનુવાદ ઈ. સ ૧૯૦૪માં બહાર પડયો. 'સિયુકી'નાં ભૌગોલિક સ્થળોની માહિતીનો અભ્યાસ કરનાર સર કનિંગહામે 'હિંદની પ્રાચીન ભૂગોળ' માં યુઅન શ્વાંગના પ્રવાસ–વર્ણનની ઐતિહાસિક અગત્ય બતાવી છે.

'સિયુકી'નાં કુલ બાર પ્રકરણ છે. આધુનિક ગુજરાતના પ્રદેશનું પ્રવાસવર્ણન તેના અગિયારમા પ્રકરણમાં આવે છે. 'સિયુકી'નાં છેલ્લાં ત્રણ પ્રકરણોમાં આવતી વિગતોની સપ્રમાણતા તેનાં પહેલાં નવ પ્રકરણોની વિગતો જેટલી માનવામાં આવતી નથી.[1] આથી ગુજરાતના પ્રદેશના તેના

૧. વોટર્સ, પુ. ૨, પૃ. ૨૩૩

પ્રવાસવર્ણનમાં સુસંગત ન જણાતી કેટલીક–ખાસ કરીને ભૌગોલિક—વિગતોને સચોટ માની લઈને વિષયને ગૂંચવવાની જરૂર રહેતી નથી. વળી-હ્યુઈ લિહે લખેલા 'યુઅન ચ્વાંગના જીવન'માંથી પણ આપણને તેના પ્રવાસની વિશેષ માહિતી મળી રહે છે. બીલે આ પુસ્તકનો પણ અંગ્રેજી અનુવાદ કરેલો છે.

'સિયુકી'નું અગિયારમું પ્રકરણ સિંહલ (સિલોન) દેશના વર્ણનથી શરૂ થાય છે. સિંહલની યુઅને ચ્વાંગે જાતે મુલાકાત લીધી નહોતી, પણ દ્રાવિડ દેશમાં રહીને જ તેણે મલકૂટ તેમજ સિંહલની માહિતી પૃચ્છકભાવે મેળવી હતી. દ્રાવિડ દેશથી તે કોંકણપુર ગયો ને ત્યાંથી મહારાષ્ટ્ર આવ્યો. મહારાષ્ટ્રમાં ઉત્તરાપથના સમ્રાટ હર્ષથી પણ અપરાજિત રહેતા પુલકેશીનું રાજ્ય હતું. આ દેશના પૂર્વ પ્રદેશમાં પર્વતોની હાર પર પશ્ચિમ હિંદના અર્હત આચારે બંધાવેલા સંઘારામની યુઅન ચ્વાંગે મુલાકાત લીધી. મિ બર્જેસે[૨] આ વિહારને અજન્તાની ગુફા નં. ૨૬ ના લેખમાં આવતા સ્થવિર અચલના શૈલગૃહ તરીકે ઓળખાવે છે. આ સ્થળથી, અર્થાત્ આ મહાવિહારથી, આગળ જતાં નર્મદા નદી ઓળંગીને પ્રવાસી ભરુકચ્છ દેશમાં દાખલ થાય છે. ભરુકચ્છથી તે માલવ, માલવથી સમુદ્રસંગમ થઈને વડાલી, વડાલીથી ખેટક ને ખેટકથી વલભી ગયો. વલભીથી તે આનંદપુરની મુલાકાત લઈ આવ્યો. પછી તે વલભીથી સોરઠ, સોરઠથી ગુર્જર દેશ ને ગુર્જરથી ઉજ્જન ગયો. ત્યાંથી જિઝોટી, જિઝોટીથી મહેશ્વરપુર, મહેશ્વરપુરથી પાછો સોરઠ, સોરઠથી ઉદુમ્બર, ઉદુમ્બરથી લાંગલ, લાંગલથી પીતશિલા, પીતશિલાથી અવણ્ડ, અવણ્ડથી સિંધ, સિંધથી મુલતાન ને મુલતાનથી પર્વતદેશ—આટલો પ્રવાસ કરીને યુઅન ચ્વાંગ મગધની બીજી મુલાકાતે ઊપડી ગયો. મગધથી પછી લાંઘન થઈને પ્રવાસી વર્ણુ ગયો. વર્ણુથી કપિશ જવા નીકળ્યો. 'સિયુકી'ના પ્રસ્તુત પ્રકરણમાં સિંહલથી વર્ણુ સુધીના દેશોનું વર્ણન આવે છે.

યુઅન ચ્વાંગના સમયમાં આ પ્રાંત 'ગુજરાત' નામથી ઓળખાતો નહોતો. ત્યારે તો સોરઠથી ઇશાનમાં લગભગ ૩૦૦ માઈલ જેટલા અંતરે 'ગુર્જર' દેશ આવેલો હતો; તેની રાજધાની ભિન્નમાલ હતી. ભિન્નમાલ આબુ પર્વતથી પશ્ચિમે ૫૦ માઈલ પર આવેલું છે. પરંતુ હાલ તો આબુ

૨. આ. સ. વે. ઈ. પુ. ૪, પૃ. ૧૩૫

પર્વતથી છેક દમણગંગા નદી સુધીનો પ્રદેશ 'ગુજરાત' કહેવાય છે. આ આધુનિક ગુજરાતના પ્રદેશનું વર્ણન યુઅન શ્વાંગે અનેક નાના નાના દેશોના રૂપમાં કર્યું છે. આ 'ગુજરાત' પ્રાંતની અનેકવિધ માહિતી આપણને તેના પુસ્તકમાંથી મળી રહે છે.

યુઅન શ્વાંગના પ્રવાસમાર્ગને અનુસરીએ, તો તે મહારાષ્ટ્રમાંથી ભરુકચ્છ આવ્યો ત્યારથી તે 'ગુજરાત'ની હદમાં દાખલ થયો ગણાય. તેણે ભરુકચ્છના પ્રવાસની દિશા વાયવ્ય ને અંતર ૧૦૦૦ લી (૧૬૭ માઇલ)નું આપ્યું છે. અજન્તાથી ભરૂચ આ દિશાએ તો આટલા અંતરે જ છે. ભરુકચ્છથી પ્રવાસી માલવ ગયો. આ માર્ગની દિશા વાયવ્ય ને અંતર ૨૦૦૦ લી (૩૩૩ માઇલ) આપ્યું છે. તેના પાટનગરનું નામ આપવામાં આવ્યું નથી, પણ તે કોઈ મોટી નદીના અગ્નિકોણે હતું. બીલ માલવાના પાટનગર તરીકે ડુંગરપુરની[3] ને કનિંગહામ ધારાનગરની[4] કલ્પના કરે છે. પરંતુ તે સમયના માલવના શિલાલેખો ને તામ્રપત્રો તપાસતાં માલૂમ પડે છે કે માલવનું મુખ્ય શહેર દશપુર હતું.[5] આ દશપુર તે રતલામની ઉત્તરે આવેલું મંદસોર છે, જ્યાં કુમારગુપ્ત તેમજ યશોધર્માના શિલાસ્તંભો આવેલા છે. મંદસોર ચંબલ નદીથી અગ્નિખૂણે આવેલું છે. પરંતુ ભરૂચથી મંદસોરનું અંતર લગભગ ૨૫૦ માઇલ જેટલું છે. ડુંગરપુરને ધારાનગરનું તો તેથીયે ખૂબ ઓછું છે વળી માલવ દેશનું કોઈ પણ શહેર લો, તોયે તે ભરૂચથી વાયવ્યમાં નહિ પણ ઈશાનમાં આવે. આથી એમ જણાય છે કે પ્રવાસી ભરૂચથી શરૂઆતમાં વાયવ્ય દિશામાં મહી નદીના મુખ તરફ નીકળીને પછી ત્યાંથી તેના દક્ષિણ તટના માર્ગે દશપુર ગયો હશે. માલવથી પ્રવાસી નૈર્ઋત્યમાં આવેલા અખાતે થઈને ત્યાંથી વાયવ્યમાં વળીને વડાલી[6] ગયો.

---

૩. બીલ, પુ. ૨, પૃ. ૨૬૦

૪. કનિંગહામ, પૃ. ૫૬૨

૫. Corpus Inscriptionum Indicarum, Vol. III ના લેખ નં. ૧૮, ૩૩, ૩૪ ને ૩૫ ના શિલાસ્તંભોનું સ્થળ મંદસોર છે. વળી નોગાવામાં મળેલાં વલભીનાં દાનપત્રોના સ્થળો પણ મંદસોરથી દૂર નથી. વલભીયુગનાં બીજા તામ્રપત્રોમાં પણ માલવનું કોઈ શહેર આવતું હોય તો તે દશપુર. આમ પાંચમાથી સાતમા સૈકા સુધીમાં તો દશપુર જ માલવનું મુખ્ય શહેર હતું.

૬. કનિંગહામ પૃ. ૫૬૬

વડાલી ઈડરની નજીકમાં આવેલું છે. આ માર્ગની લંબાઈ ૨૪૦૦ લી (૪૦૦ માઈલ) આપવામાં આવી છે. આ પરથી એમ કહી શકાય કે પ્રવાસી દશપુરથી ખંભાતના અખાતે ૭ગયેલો ને ત્યાંથી વડાલી જવા માટે તેણે શરૂઆતમાં વાયવ્ય દિશા લીધી હશે. વલભી યુગમાં ખંભાતના અખાતની નજીકમાં નગરક નામે શહેર નગરક મચકનું પાટનગર હતું. આ નગરક તે ખંભાતની ઉત્તરે આવેલું નગરા નામે ગામ છે.૮ નગરકથી વડાલી ખરી રીતે ઈશાનમાં છે; આથી પ્રવાસી આગળ જતાં તે દિશા તરફ વળ્યો હશે. દશપુરથી નગરક ને નગરકથી વડાલીનું કુલ અંતર ૪૦૦ માઈલ જેટલુ થાય. વડાલીથી પ્રવાસી ખેટ(ક) ગયો. વડાલીથી ખેડાનુ અંતર ૩૦૦ લી (૫૫ માઈલ) આપ્યું છે તે બરાબર મળતું આવે છે. પરંતુ દિશા નૈર્ઋત્યને બદલે વાયવ્ય આપી છે તેથી તે પ્રયાણ સમયની દિશા સૂચવે છે. ખેડાથી પ્રવાસી વલભી ગયો. વલભી ઉત્તર દિશામા ૧૦૦૦ લી (૧૬૭ માઈલ)ના અંતરે આપ્યું છે. આથી જણાય છે કે ખેડાથી થોડે દૂર ઉત્તરમાં જઈને ત્યાંથી પશ્ચિમે ગોળ ફરતો ફરતો દક્ષિણમા આવ્યો હશે. આથી તેનો માર્ગ બમણો લાંબો બન્યો હશે. વલભીથી પ્રવાસી વાયવ્ય દિશા તરફ પ્રયાણ કરનો આનંદપુર ગયો. વલભીથી આનંદપુરનું અંતર ૭૦૦ લી (૧૧૭ માઈલ) આપ્યુ છે તે બરાબર છે. પરંતુ દિશાની બાબતમાં કહેવું પડે કે તેણે પછીથી ઈશાન દિશા લીધી હશે. આનંદપુર તે હાલનું વડનગર. ત્યાંથી વલભી પાછા આવીને પ્રવાસી સોરઠ ગયો. વલભીથી સોરઠદેશ પશ્ચિમે ૫૦૦ લી (૮૩ માઈલ) ના અંતરે જણાવ્યો છે. આ દિશા-અંતર લગભગ મળતાં આવે છે. સોરઠનું પાટનગર ગિરિનગર (જૂનાગઢ) હતું તે તેની નજીકમાં જણાવેલા ઉજ્જન્ત (ઉજ્જયન્ત) પરથી સ્ફુટ થાય છે. સોરઠથી પ્રવાસી ઈશાનમા ૧૮૦૦ લી (૩૦૦ માઈલ)ના અંતરે આવેલા ગુર્જર દેશે ગયો. તેનું મુખ્ય નગર ભિન્નમાલ૯ હતું. ભિન્નમાલ જૂનાગઢથી આ જ દિશાએ લગભગ આટલા અંતરે આવેલું છે. ગુર્જર દેશથી પ્રવાસી ઉજ્જન ગયો. ઉજ્જનને ભિન્નમાલથી અગ્નિમાં ૨૮૦૦ લી (૪૬૭ માઈલ) ના અંતરે જણાવ્યું છે. ભિન્નમાલથી ઉજ્જનનું સીધું અંતર બહુ તો ૩૦૦ માઈલનું છે. પરંતુ પ્રવાસના માર્ગમા વચ્ચે અરવલ્લીના ડુંગરા આવતા હોવાથી

૭. કનિંગહામ, પૃ. ૫૬૬
૮. ખંભાતનો ઇતિહાસ, પૃ. ૨૧
૯. કનિંગહામ, પૃ. ૬૯૭

પ્રવાસીને કાં તો ઉત્તરમાં અજમેર તરફ કાં તો દક્ષિણમાં અનહવાડ તરફ ગોળ ફરીને ૪૬૭ માઈલ જેટલા લાંબા માર્ગે જવું પડેલું જણાય છે.[૧૦] પ્રવાસવર્ણનમાં ઉજ્જનથી આગળ આવતા દેશો 'ગુજરાત'ની સીમાની બહાર હોવાથી, પ્રવાસીનો 'ગુજરાત'ના પ્રદેશનો પ્રવાસ ઉજ્જનથી પૂરો થયો ગણીએ. આમ ભરુકચ્છથી ઉજ્જન સુધીના યુઅન સ્વાંગના પ્રવાસ-પ્રદેશને 'ગુર્જરાત' નામ લાગુ પાડીએ, તો તે સમયના ગુજરાત વિશે 'સિયુકી' પરથી નીચેની માહિતી તારવી શકાય.

યુઅન સ્વાંગના ગુજરાતના પ્રવાસનો કાળ સર કનિંગહામની[૧૧] ગણત્રી મુજબ ઈ. સ. ૬૪૦ના ઑગસ્ટથી ઈ. સ. ૬૪૧ના ફેબ્રુઆરી સુધીનો, ને [૧૨]સ્મિથની ગણના મુજબ ઈ. સ. ૬૪૧ની વર્ષાના અન્તથી ઈ. સ. ૬૪૨ના વસંતની આગળ સુધીનો કહી શકાય. 'ગુજરાત'નો પ્રદેશ તે સમયે નવ નાના દેશોમાં વહેંચાયેલો હતો-ભરુકચ્છ, માલવ, વડાલી, ખેડા, વલભી, આનંદપુર, સોરઠ, ગુર્જર ને ઉજ્જન. છસાત માસમાં પ્રવાસીએ આ નવેય દેશોની મુલાકાત લીધી હતી. આમાં ગુર્જરદેશ તે ઉત્તરની, ભરુકચ્છ દક્ષિણની, ઉજ્જન પૂર્વની ને સોરઠ પશ્ચિમની સીમા પર હતા. ગુર્જર દેશનો ઘેરાવો ૫૦૦૦ લી (૮૩૩ માઈલ), ભરુકચ્છનો ૨૪૦૦ લી (૪૦૦ માઈલ), ઉજ્જનનો ૬૦૦૦ લી (૧૦૦૦ માઈલ) ને સોરઠનો ૪૦૦૦ લી (૬૬૭ માઈલ) હતો. ભરુકચ્છની ઉત્તરે ખેટ(ક) દેશ ને તેની ઉત્તરે આનંદપુર દેશ હતો. ખેટ(ક)નો ઘેરાવો ૩૦૦૦ લી (૫૦૦ માઈલ) ને આનંદપુરનો ૨૦૦૦ લી (૩૩૩ માઈલ) હતો. આનંદપુરની પૂર્વે વડાલી ને તેની પૂર્વે માલવ દેશ હતો. આ બને દેશનો ઘેરાવો ૬૦૦૦ લી (૧૦૦૦ માઈલ) હતો. ખરી રીતે 'ગુજરાત'ના આ આઠ જ મુલક હતા. વલભી તો વસ્તુતઃ રાજ્યનુ નામ હતું, દેશનું નહિ.

મુલક તરીકે તો તે સોરઠના પૂર્વ પ્રદેશનુ એક મોટું નગર હતુ આથી 'સિયુકી'માં આવતો ૬૦૦૦ લી (૧૦૦૦ માઈલ) ઘેરાવાનો વલભી દેશ તે ખરી રીતે સોરઠ ને ખેટ(ક)ને અસલથી અન્તર્ગત કરનાર વલભી રાજ્ય જ સૂચવે છે. વલભીનાં તામ્રપત્રો બતાવે છે કે જેમ ક્ષત્રપોના સમયમાં આનર્ત-સુરાષ્ટ્રનો એક સંયુક્ત પ્રાંત ગણાતો તેમ મૈત્રકોના

૧૦. કનિંગહામ, પૃ. ૩૫૭
૧૧. કનિંગહામ, પૃ. ૬૪૭
૧૨. વૉટર્સ, પુ, ૨, પૃ. ૩૩૬

વખતમાં સુરાષ્ટ્ર–ખેટક[13] લગભગ એક સંયુક્ત દેશ જેવા ગણાતા. આનંદપુર, માલવ, ઉજ્જન ને ભરકચ્છ સુરાષ્ટ્રથી દૂર આવેલા દેશ ગણાતા.

હવે આપણે 'ગુર્જરાત'ની તત્કાલીન રાજકીય પરિસ્થિતિનો વિચાર કરીએ. સુરાષ્ટ્રમાં પુરાણા પાટનગર ગિરિનગરને સ્થાને વલભી નવા રાજવંશની રાજધાની હતું. યુવન શ્વાંગની મુલાકાતના સમયે ત્યાં મૈત્રક રાજા ધ્રુવસેન બીજાનું રાજ્ય હતું. તેના કાકા શીલાદિત્યની કીર્તિ માલવમાં પ્રવાસીને કાને આવી હતી. ધ્રુવસેન કનોજના રાજા શીલાદિત્ય (સમ્રાટ હર્ષ)નો જમાઈ થતો હતો. ઈ. સ. ૬૪૦ સુધીનાં તેનાં તામ્રપત્રો મળી આવ્યાં છે; તેના પુત્ર ધરસેન ચોથાનાં દાનપત્ર ઈ. સ. ૬૪૫ થી શરૂ થાય છે. ઈ. સ. ૬૪૩માં મળેલી હર્ષની ધર્મપરિષદમાં યુવન શ્વાંગ ધ્રુવસેનની હાજરી જણાવે છે. આથી તેનો રાજ્યકાળ ઈ. સ. ૬૪૩ સુધી તો નક્કી થાય છે. નાંદીપુરીના ગુર્જરોના તામ્રપત્રોમાં વલભીના રાજાને સમ્રાટ હર્ષ સાથે વિગ્રહ થયાનો ઉલ્લેખ છે તે વિગ્રહ આ અગાઉ બની ગયો હશે એમ તેના હર્ષ સાથેના નિકટ સંબંધથી સ્પષ્ટ થાય છે. સોરઠ દેશ પહેલેથી વલભીના મૈત્રકોની સત્તા નીચે હતો. મૈત્રકોની રાજસત્તાનું બીજું કેન્દ્ર હતું માલવ. શીલાદિત્યના સમયથી આ દેશ મૈત્રકોની સત્તા નીચે આવ્યો હતો. આ રાજાના રાજ્યકાળની વિગતો ભૂલભરેલી છે માલવમાં પ્રવાસીને એવી માહિતી મળેલી કે શીલાદિત્ય સાઠ વર્ષ અગાઉ થયો ને તેનો રાજ્યકાળ પચાસથી વધુ વર્ષનો હતો. આ ગણત્રી મુજબ શીલાદિત્યનો રાજ્યકાળ ઓછામાં ઓછો ઈ. સ. ૫૩૦ થી ૫૮૦ નો આવે. પરંતુ વલભીના રાજવંશમાં અગાઉ એક જ શીલાદિત્ય થયો હતો ને તેણે તો વધુમાં વધુ ૨૫ વર્ષ જ રાજ્ય કર્યું હતું ને તે પણ ઈ. સ. ૫૯૦ થી ૬૧૫ના અરસામા. આ બાબતમાં ડૉ. હોર્નલેનો વિચિત્ર મત એવો છે કે વલભીના વર્ણનમાં આવતો શીલાદિત્ય જે ધ્રુવસેનનો કાકો હતો તેને બાજૂએ રહેવા દો. માલવના વર્ણનમાં આવતા શીલાદિત્યને બદલે વિક્રમાદિત્ય નામ મૂકો. આ વિક્રમાદિત્ય તે મંદસોરના શિલા-

૧૩. કનિંગહામ વલભી રાજ્ય = સુરાષ્ટ્ર + ભરુકચ્છ એમ માને છે (પૃ. ૩૭૧–૭૨) પણ ભરુકચ્છ દદ્દ બીજાનો સમય (ઇ. સ. ૬૨૯–૪૧) પૂરો થતા પહેલા મૈત્રક સત્તા નીચે આવ્યાનો કઈ ઉલ્લેખ મળતો નથી. ઊલટું વલભીના કેટલાંક દાનપત્રોમા સુરાષ્ટ્ર અને ખેટકાહારમાંનાં ગામ એક સાથે તેના તે જ બ્રાહ્મણને આપેલા મળી આવે છે.

સ્તંભવાળો યશોધર્મા છે એમ માનો. તેની કારકિર્દી ઈ. સ. ૫૩૩ ના અરસામાં શરૂ થઈ હતી. તેથી ઈ. સ. ૫૩૦-૮૦માંનો માલવનો રાજા તે આ યશોધર્મા જણાશે. ( J. R. A. S. 1903, p. 545 ) પરંતુ ધ્રુવસેનના કાકા શીલાદિત્યને પડતો મૂકીને માલવના શીલાદિત્યને વિક્રમાદિત્ય, ને વિક્રમાદિત્યને યશોધર્મા માનવાની દૂર દૂરની અટકળ કરવાની શી જરૂર? બૌદ્ધધર્મના અભ્યાસી શ્રમણને ઐતિહાસિક વિગતોની સચોટતાની શી પડી હોય? ઈ. સ. ૬૩૯-૪૦માં તો માલવ મૈત્રક રાજા ધ્રુવસેનની સત્તામાં જ હતું એમ નોગાવાનાં બને દાનપત્રો પરથી જણાય છે. તે અગાઉ શીલાદિત્યના સમયમાં પણ માલવ મૈત્રકો સાથે સીધો સંપર્ક ધરાવતું એવો તેના ઈ. સ. ૬૦૯ના એક દાનપત્રમાં ઉલ્લેખ મળે છે. આ દાન દશપુરથી વલભીમાં આવીને વસેલા બે બ્રાહ્મણોને આપવામાં આવ્યું હતું. (J. U. B. Pt. I. p. 84 ): વળી ઈ. સ. ૬૧૬માં ધ્રુવસેનના પિતા ખરગ્રહ પહેલાએ ઉજ્જન સુધી વિજયકૂચ કરી હતી એમ તેના વીરડીના તામ્રપત્રમાં આવે છે. ( S. A. O. L. Cp. 659 ) આથી માલવના વર્ણનમાં આવતો શીલાદિત્ય રાજા તે મૈત્રકવંશી શીલાદિત્ય પહેલો જ હતો એમ નક્કી થાય છે. માલવના વર્ણનમાં આવતો હોવાથી તે માલવનો કોઈ સ્થાનિક રાજા હતો એમ માનવાનું નથી; ખરી રીતે તે વલભીના મોટા રાજ્યનો જ રાજા હતો ને તેની સત્તા નીચે આવેલા માલવ દેશમાં તેની કીર્તિ ગવાતી હતી એમ જ સમજવાનું છે. શીલાદિત્યના સમયથી માલવમાં શરૂ થયેલી મૈત્રક સત્તા ધ્રુવસેન બીજાના સમયમાં પણ ચાલુ હતી એમ માલવના આનંદપુર-ખેટક સાથેના રાજ્યતંત્રીય સંબંધથી સ્પષ્ટ થાય છે. આનંદપુર અને ખેટકનું રાજ્યતંત્ર માલવના હાથ નીચે હતું એમ યુઅન શ્વાંગ જણાવે છે. આ બંને દેશ અગાઉ ઘણા લાંબા વખતથી મૈત્રક સત્તા નીચે હતા એમ વલભીનાં તામ્રપત્રો પરથી માલૂમ પડે છે. ઈ. સ. ૫૯૬માં શીલાદિત્ય પહેલાએ આનંદનગરના બ્રાહ્મણોને દાન આપ્યું હતું; તેવી રીતે ઈ. સ. ૬૩૧માં ખુદ ધ્રુવસેન બીજાએ ખેટક આહારમાં દાન આપ્યું હતું. આથી માલવમાં મૈત્રકોની સત્તા હતી એમ વધુ પુરવાર થાય છે. આમ સુરાષ્ટ્ર અને માલવ એ વલભી રાજ્યનાં બે મુખ્ય અંગ હતા. વલભી સુરાષ્ટ્રનો વહીવટ સીધો સંભાળતું, જ્યારે આનંદપુર અને ખેટકનો વહીવટ માલવ મારફતે ચાલતો.

હવે લઈએ ભરુકચ્છ. 'સિયુકી'માં યુઅન શ્વાંગે ભરુકચ્છમાં કોની

રાજસત્તા હતી તે વિશે કંઈજ ઉલ્લેખ કર્યો નથી. કેટલીક વાર તે આવો ઉલ્લેખ કરવો ચૂકી જાય છે. નાંદોદનાં દાનપત્રો પરથી માહિતી મળે છે કે ધ્રુવસેન બીજાના સમયમાં નાંદીપુરીમાં દદ્ બીજાનું રાજ્ય હતું. ઈ. સ. ૬૨૯ થી ૬૪૧ સુધીનાં તેનાં દાનપત્રો મળી આવ્યાં છે. યુઅન ચ્વાંગે નાંદીપુરીનો જુદો ઉલ્લેખ કર્યો નથી તે પરથી કહી શકાય કે ભરૂકચ્છ ત્યારે નાંદોદની ગુર્જરસત્તા નીચે હતું. નાંદોદના ગુર્જર રાજા દદ્ બીજાએ વલભીના રાજાને હર્ષ સાથેના સમાધાનમાં મદદ કરી હતી. ઈ. સ. ૬૪૯મા ભરૂકચ્છમાં મૈત્રક સૈન્યની વિજયકૂચ ગયેલી તે પ્રસંગ ધ્રુવસેન બીજાના અવસાન પછી બન્યો હતો.

ઉજ્જનમાં બ્રાહ્મણવર્ણનો ધર્મયુક્ત રાજા હતો એમ યુવન ચ્વાંગ જણાવે છે. આ રાજા કયા વંશનો ને કોણ હતો તે હજી નક્કી થયું નથી ઈ. સ. ૫૯૬માં કલચ્યુરી વંશના શંકરગણની ઉજ્જનમાં સત્તા હતી. તેના પુત્ર બુદ્ધરાજે ઈ. સ. ૬૧૦ સુધી આ સત્તા ટકાવી હશે એમ તેના સર્સવણીના દાનપત્રથી જાણવા મળે છે. ઈ. સ. ૬૧૧ ના અરસામા ચાલુક્ય રાજા મંગલેશે બુદ્ધરાજની સત્તા તોડી હતી, ત્યાર પછી ઈ. સ ૬૧૬માં ખરગ્રહ પહેલાએ ઉજ્જનમાં વિજય છાવણી નાખી હતી. ઈ. સ. ૬૪૦માં ઉજ્જનમા કોઈ બ્રાહ્મણ રાજા સંભવે. કોઈ મૈત્રક રાજાએ અવન્તિદેશમાં આપેલું દાન મળી આવતું નથી તે પરથી એમ કહી શકાય કે ખરગ્રહે ઉજ્જનના રાજાની પાસે માત્ર મૈત્રકોની સત્તા કબૂલ કરાવી હશે. આ રાજા સંભવત. બુદ્ધરાજનો વંશ જ હશે. બનતાં સુધી તે કોઈ નાની ચાલુક્ય શાખાનો નહિ હોય, કેમકે મહારાષ્ટ્રના વર્ણનમાં યુવન ચ્વાંગે ચાલુક્ય રાજાને ક્ષત્રિયવર્ણનો કહ્યો છે.

વડાલીમાં કોની રાજ્સત્તા હતી તે વિશે ‘ સિયુકી ’માં કંઈ નોંધ નથી. વડાલી દેશની માહિતી અન્યત્ર આવતી ન હોવાથી આ નક્કી કરવાને આપણી પાસે બીજાં સાધનો પણ નથી.

ગુર્જર દેશમાં એક વીમેક વર્ષનો ક્ષત્રિય રાજા રાજ્ય કરતો હતો એમ યુઅન ચ્વાંગ નોંધે છે. આ રાજાનું નામ હજી મળી આવ્યુ નથી ઈ. સ. ૬૨૮માં ભિન્નમાલમાં ચાપવંશના રાજા વ્યાઘ્રમુખની સત્તા હતી. આ પરથી એટલું કહી શકાય કે યુઅન ચ્વાંગે જણાવેલો યુવાન રાજા તે બનતાં સુધી આ વ્યાઘ્રમુખનો વારસદાર હશે. આમ ગુર્જરદેશમાં ચાપ વંશની સત્તા હતી.

ગુજરાતમાં આ પ્રમાણે ત્યારે ઓછામાં ઓછી ત્રણ રાજસત્તાઓ હતી–વલભીમાં મૈત્રકોની, ભરુકચ્છમાં ગુર્જરોની ને ગુર્જરદેશમાં ચાપોની.

ભૌગોલિક દૃષ્ટિએ ગુજરાતના બે કુદરતી વિભાગ પાડી શકાય. એકમાં માલવ, ખેડા, વલભી ને આનંદપુરનો, બીજામાં ભરુકચ્છ, વડાલી, સોરઠ, ગુર્જર ને ઉજ્જનનો સમાવેશ થતો. પહેલાને માલવ વિભાગ ને બીજાને સોરઠ વિભાગ નામ આપીએ. માલવ વિભાગની જમીન સારી ફળદ્રુપ હોવાથી પાક પુષ્કળ થતો વનસ્પતિ સારા પ્રમાણમાં ને આબાદ સ્થિતિમાં જોવામાં આવતી. ફળફૂલની પણ સારી સમૃદ્ધિ હતી. ઘણી જગ્યાએ જમીન ઘઉંના શિયાળુ પાક માટે અનુકૂળ હતી. સોરઠ વિભાગની જમીન ખારાશવાળી હતી. વડાલીની તો રેતાળ પણ હતી. આબોહવા ઉષ્ણ રહેતી ને પવનનાં વાવાઝોડાં ચાલુ રહેતા. આ પ્રદેશમાં વનસ્પતિ ઓછીઓછી જોવામા આવતી.

વેપાર ને હુન્નરઉદ્યોગ—સોરઠ તેમજ ભરુકચ્છમા દરિયાઈ વેપાર ને દ્રવ્યવિનિમય એ ગુજરાતનું મુખ્ય સાધન હતુ. ભરુકચ્છમાં મીઠું પકવવાનો ઉદ્યોગ પણ ચાલતો પાટનગર વલભી દરિયા પરના વેપારમાં સૌથી મોખરે હતુ. દૂરના દેશોની અમૂલ્ય ને અસામાન્ય ચીજો અહીં પુષ્કળ પ્રમાણમાં સંગ્રહાતી. સોરઠ એકંદરે સમૃદ્ધ મનાતો, પણ તેમાથી વલભીની વાત તો ન્યારી હતી. પાટનગરમાં લક્ષાધિપતિ–અરે કરોડાધિપતિની સંખ્યા લગભગ સોસવાસોની હતી. 'દશકુમારચરિત'મા ગૃહગુપ્ત નામે આવા એક ધનિક વેપારીની વાર્તા છે. (પૃ. ૨૨૫) કથાસરિત્સાગરમાં પણ પાટલિપુત્રનો દેવસેન વાણિજ્ય માટે વલભી આવ્યાની વાત આવે છે. (તરંગ ૨૯). વડાલીમાં પણ વેપારનો મુખ્ય ધંધો હતો. ત્યા રત્નો ને બીજા અમૂલ્ય પદાર્થોનો સંગ્રહ મોટા પ્રમાણમાં જોવામાં આવતો. ગુર્જરદેશની સમૃદ્ધિ પણ સારી હતી. ખેડા, આનંદપુર ને ઉજ્જનમાં પણ સમૃદ્ધ દેશ ગણાતા. વસ્તીનું પ્રમાણ તો આખા 'ગુજરાત'મા સારુ હતું.

કેળવણી ને સંસ્કૃતિ—આ બાબતમા પણ 'ગુજરાત'ના બે વિભાગ જુદા તરી આવતા. કેળવણી તેમજ સંસ્કૃતિમા માલવ વિભાગ કરતાં સોરઠ વિભાગ પછાત હતો, કેમ જાણે કુદરતી સમૃદ્ધિ સાથે સાંસ્કૃતિક સમૃદ્ધિને સંબંધ હોય! માલવ વિભાગની પ્રજા સતેજ બુદ્ધિ ધરાવતી તેમજ કેળવણીમાં વિશાળ ને અગાધ જ્ઞાન ધરાવતી. યુઅન શ્વાંગના સમયમાં માલવદેશને વિદ્યાસમૃદ્ધિમા મગધદેશની સાથે સરખાવાતો. ઇત્સિંગે

વલભી વિદ્યાપીઠને મગધની નાલન્દા વિદ્યાપીઠ સાથે સરખાવી છે તથા સરિત્સાગરમા પણ અન્તર્વેદીના દૂર દેશથી વિષ્ણુદત્ત નામે યુવાન બ્રાહ્મણ વિદ્યાપ્રાપ્તિ વાસ્તે વલભી આવ્યાનો ઉલ્લેખ છે (તરગ-૩૨) સોરઠ વિભાગની પ્રજા વિદ્યામા પ્રગતિશીલ નહોતી સસ્કૃતિમા પણ માલવ વિભાગની પ્રજા નમ્ર, વિવેકી ને સદ્ગુણી હતી, જ્યારે સોરઠ વિભાગના લોકો બહુ ઓછા ભાવવાળા તેમજ બુદ્ધી ને બેપરવાઈભરી વર્તણૂકવાળા હતા એમ યુઅન સ્વાગ નોંધે છે

ગુજરાતના ધર્મસપ્રદાયો—ખાસ કરીને બૌદ્ધધર્મની પરિસ્થિતિ વિશે યુઅન સ્વાગ સારી માહિતી આપે છે બૌદ્ધધર્મનો સૌથી વધુ પ્રચાર વલભી ને માલવમા હતો બને સ્થળે હીનયાનની સમ્મતીય શાખાના શ્રમણો રહેતા હતા માલવમા બૌદ્ધસઘના લગભગ સો વિહારો હતા, વલભીમા તો સોસવાસો જેટલા વિહારો હતા માલવના વિહારોમા બે હજાર જેટલા શ્રમણો રહેતા, જ્યારે વલભીના વિહારોમા તો લગભગ છ હજાર શ્રમણો વસતા બને સ્થળે શીલાદિત્ય ને ધ્રુવસેન જેવા મૈત્રક રાજાઓના બૌદ્ધધર્મપ્રેમની સારી અસર જોવામા આવતી શીલાદિત્યની અહિંસાભાવનાની અસર તો પાળેલા તેમજ વની પ્રાણીઓ પર પણ થતી એમ કહેવાતુ પોતાના પ્રાસાદની બાજૂમા જ તેણે એક એવો વિહાર બધાવ્યો હતો કે જેમા શિલ્પીઓની શિલ્પકળાની વિપુલ સમૃદ્ધિ હતી તેમા સાત બુદ્ધોની મૂર્તિઓ હતી શીલાદિત્યની જેમ ધ્રુવસેન પણ દર વર્ષે મોક્ષ મહાપરિષદ મેળવતો ને તેમા ચારે દિશામાથી દૂર દૂરના મહાન શ્રમણોને આમત્રતો લાગલાગટ સાત દિવસ સુધી રાજા શ્રમણોને ઉત્તમ આહાર, ત્રણ વસ્ત્રો, ચાર દ્રવ્યો અને સાત રત્નોનાં દાન કરતો માલવ માના બ્રહ્મપુરમા એક નાનો સ્તૂપ હતો તેની બાજૂમા એક ઊડો ખાડો હતો આને વિશે એક દતકથા હતી અગાઉના વખતના એક મિથ્યા ભિમાની બ્રાહ્મણ પશ્ચિમ હિંદના ભિક્ષુ ભદ્રરુચિ સામે વાદવિવાદમાં પરા જય પામતા અહીં જીવતો જમીનમા ઊતરી ગયો હતો વલભી દેશમા જ્યા જ્યા ભગવાન બુદ્ધ ફરેલા ત્યા ત્યા અશોકે સ્તૂપ ઊભા કરાવ્યા હતા નગરની નજીકમા અર્હત્ આચારે બધાવેલો એક મહાવિહાર હતો, તેમા બોધિસત્ત્વ ગુણમતિ અને સ્થિરમતિ રહેતા ને તેમણે ત્યા જ પોતાના સુપ્રસિદ્ધ ધર્મગ્રંથો લખેલા આનંદપુરમા પણ સમ્મતીય શાખાના હજારેક શ્રમણો રહેતા ત્યા વિહારો તો માત્ર દસબાર જ હતા સોરઠ તેમજ

ભરુકચ્છમાં મહાયાનની સ્થવિર શાખાનો પ્રચાર હતો. સોરઠમાં પચાસેક જેટલા વિહારો હતા ને તેમાં લગભગ ત્રણ હજાર શ્રમણો રહેતા. ઉજ્જયન્ત પર્વતના શિખર પર પણ એક ખડકમાંથી કોતરી કાઢેલો વિહાર હતો. ભરુકચ્છમાં માત્ર દસેક જેટલા વિહારો હતા ને તેમાં લગભગ ત્રણસો શ્રમણો રહેતા. આ બંને દેશ વિશે યુઅન સ્વાંગ અસંતોષ દર્શાવતાં નોંધે છે કે ત્યાંના લોકો ખરા અને ખોટા સંપ્રદાયોનો ભેદભાવ ન સમજતા. ખેટક અને ઉજ્જનમાં હીનયાન તેમજ મહાયાન–એ બંને યાનના શ્રમણો રહેતા. ખેટકમાં વિહારો તો દસબાર જ હતા, પણ ત્યાં રહેતા શ્રમણોની સંખ્યા હજાર જેટલી હતી. ઉજ્જનમાં પહેલાં તો પચાસેક જેટલા વિહારો હતા, પણ હાલ તો માત્ર ત્રણચાર જ સારી સ્થિતિમાં હતા ને બાકીના ખંડેરની હાલતમાં હતા. હાલ આ વિહારોમાં લગભગ ત્રણસો જેટલા શ્રમણો રહેતા હતા. ગુર્જરદેશમાં હીનયાનની સર્વાસ્તિવાદ શાખાનો પ્રચાર હતો. તેમનો એક જ વિહાર હતો ને તેમાં સોએક શ્રમણો વસતા. વડાલીની પ્રજાને યુઅન સ્વાંગ મોટે ભાગે નાસ્તિક ગણાવે છે. તે દેશમાં બૌદ્ધધર્મનો એક પણ વિહાર નહોતો.

બૌદ્ધ સિવાયના બીજા ધર્મો વિશેની માહિતી મેળવવામાં યુઅન સ્વાંગને ભાગ્યેજ કંઈ રસ હતો. બહુમાં બહુ તે ઇતર ધર્મોનાં મંદિરોની સંખ્યા નોંધતો ને આ મંદિરોમાં અનેક જુદા જુદા સંપ્રદાયોના અનુયાયીઓ રહેતા એ ઉપરાંત વિશેષ વિગતો તે કવચિત જ નોંધતો. ઇતર ધર્મોનાં મંદિરોની સૌથી વધુ સંખ્યા તે વડાલી દેશમાં જણાવે છે, જ્યાં એક પણ બૌદ્ધવિહાર નહોતો. વડાલીમાં એક હજાર જેટલાં મંદિરો હતાં. વલભીમાં પણ બસો ચારસો મંદિરો તો હતાં. સોરઠમાં સૌથી વધુ ને માલવમાં લગભગ સો જેટલાં મંદિરો હતાં. ખેટક, આનંદપુર, ગુર્જર અને ઉજ્જનમાં પચાસસાઠ જેટલાં મંદિરો હતાં. ભરુકચ્છમાં મંદિરો માત્ર દસેક જેટલાં જ હતાં. આ મંદિરોમાં આવતા જનો વિવિધ સંપ્રદાયના હતા. વલભી રાજ્યનાં તામ્રપત્રોમાં માહેશ્વર, ભાગવત ને આદિત્યભક્તોના સંપ્રદાય જણાવ્યા છે. દેવીઓનાં મંદિરો પણ હતાં એમ ત્રિસંગમક નામે ગામને લગતાં બે દાનપત્રોમાં આવે છે. વલભીમાં જૈન પ્રતિમાઓ પણ હતી એમ તે ધર્મનું સાહિત્ય જણાવે છે. આ બધા ઇતર ધર્મોમાં સૌથી વધુ પ્રચલિત શૈવધર્મ હતો એ નિર્વિવાદ છે. વલભીના ઘણાખરા મૈત્રક રાજાઓ માહેશ્વર હતા. તેમના સિક્કાઓમાં ત્રિશૂળનું ને તેમની મુદ્રાઓમાં નંદીનું ચિહ્ન જોવામાં આવે છે. વલભીનાં ખંડેરોમાં પણ અનેક શિવલિંગ

તેમજ નંદીની મૂર્તિઓ મળી આવે છે. યુઅન સ્વાંગ પોતે પણ માલવનાં મંદિરોની નોંધમાં ઇતર ધર્મોના અનુયાયીઓમાં મુખ્યત્વે પાશુપતો હતા એમ નોંધે છે. આથી ગુજરાતના તે સમયના શૈવો-માહેશ્વરો તે પાશુપત સંપ્રદાયના હતા એ માન્યતાને ટેકો મળે છે. [૬૪]પ્રભાસ આ સંપ્રદાયનું પ્રાચીન કેન્દ્ર હતું. એ જોતાં પ્રભાસતીર્થના જ્યોતિર્લિંગના ધામમાં પાશુપત સંપ્રદાયનો પ્રચાર હતો એમ કહી શકાય. એકંદરે જોતાં 'ગુજરાત'માં બૌદ્ધ વિહારોની સંખ્યા લગભગ ત્રણસો જેટલી હતી, ત્યારે ઇતર ધર્મોનાં મંદિરોની સંખ્યા આથી ૭ ગણી હતી.

આ પ્રમાણે યુઅન સ્વાંગની પ્રવાસનોંધ પરથી આપણને તે સમયના 'ગુજરાત'ની અનેકવિધ માહિતી મળે છે. ગુજરાતની ભૌગોલિક તેમજ રાજકીય સ્થિતિ, આબોહવા તેમજ વનસ્પતિ, કેળવણી તેમજ સંસ્કૃતિ ને ખાસ કરીને બૌદ્ધ તેમજ ઇતર ધર્મોની પ્રચુરતાની આ નોંધ સાતમી સદીના ગુજરાતના ઇતિહાસ માટે સારી માહિતી પૂરી પાડે છે. ગુજરાતના ઇતિહાસના વલભીયુગના પ્રકરણમાં આ રીતે યુઅન સ્વાંગનું 'સિયુકી' એક અગત્યનું સાધન બની રહે છે.

# વસ્તુપાલનું વિદ્યામંડળ

[અધ્યા. ભોગીલાલ જ. સાંડેસરા]

त्यागाः कुड्मलयन्ति कल्पविटपित्यागक्रियापाटवं
कामं काव्यकलापि कोमलयति द्वैपायनीयं वचः ।
बुद्धिर्धिक्कुरुते च यस्य धिषणां चाणक्यचिन्तामणेः
सोऽयं कस्य न वस्तुपालसचिवोत्तंसः प्रशंसास्पदम् ॥

—નરેન્દ્રપ્રભસૂરિકૃત અલંકારમહોદધિ

सत्कविकाव्यशरीरे दुष्यद्गददोषशोषणैकभिषक् ।
श्रीवस्तुपालसचिवः सहृदयचूडामणिर्जयति ॥

—સોમેશ્વરકૃત ઉલ્લાઘરાઘવ

બાળ મૂળરાજ, ભીમદેવ બીજો, લવણપ્રસાદ, વીરધવલ અને વીસલદેવનો કાળ—વિક્રમના તેરમા સૈકાનો ઉત્તરાર્ધ અને ચૌદમા સૈકાનો પ્રારંભકાળ—એ ગુજરાતમાં સંસ્કૃત વિદ્યાના વિલાસનો કાળ છે. વીરધવલ અને વીસલદેવ તો માળવાના પ્રસિદ્ધ રાજાઓ મુંજ અને ભોજની જેમ પોતાની સભામાં પંડિતો રાખતા. પણ આ યુગમાં વિદ્યાપ્રચારને સૌથી વધુ વેગ મળ્યો હોય તો તે ધોળકાના રાણા વીરધવલના મંત્રીઓ વસ્તુપાલ-તેજપાલ તરફથી. આ સમયની સાહિત્યપ્રવૃત્તિમાં વસ્તુપાલની પોતાની પ્રેરણા ઘણે મોટે અંશે કારણભૂત બની છે.

ચતુર્વિંશતિપ્રબન્ધ જિનહર્ષકૃત વસ્તુપાલચરિત તથા પુરાતન પ્રબન્ધસંગ્રહ આદિ ગુજરાતમાં જ રચાયેલ પ્રબન્ધાત્મક ગ્રન્થોમાં પણ વસ્તુપાલની સમ્બન્ધ સૂક્તિઓ મળે છે. સૂક્તિઓની રચનામાં વસ્તુપાલનો વિશિષ્ટ આદર હતો એટલું જ નહિ પણ સૂક્તિરચનામાં તેની કવિપ્રતિભાનું વૈશિષ્ટ્ય પ્રગટ થતું હતું એમ જુદા જુદા પ્રબન્ધોમાં ઉદ્ધૃત થયેલા કોઈ અજ્ઞાતનામા કવિના નીચેના શ્લોક ઉપરથી જણાય છે

पीयूषादपि पेशला शशधरज्योत्स्नाकलापादपि
स्वच्छा । नूतनचूतमञ्जरिभरादप्युल्लसत्सौरभा ।
वाग्देवीमुखसामसूक्तविशदोद्गारादपि प्राञ्जला
केषां न प्रथयन्ति चेतसि मुदं श्रीवस्तुपालोक्तयः ॥

સોમેશ્વરે પણ પોતાના "ઉલ્લાઘરાઘવ" નાટકમાં આ જ વસ્તુનું સમર્થન કરતાં કહ્યું છે કે—

अम्भोजसम्भवसुता वक्त्राम्भोजेऽस्ति वस्तुपालस्य ।
यद्वाणीरणितानि श्रूयन्ते सूक्तिदम्भेन ॥

વસ્તુપાલની કાવ્યરચનાની મૌલિકતા વર્ણવતાં એ જ કવિ પોતાની આબુપ્રશસ્તિમાં લખે છે કે—

विरचयति वस्तुपालश्चुलुक्यसचिवेषु कविषु च प्रवरः ।
न कदाचिदर्थहरणं श्रीकरणे काव्यकरणे वा ॥

એક સમકાલીન કવિએ વસ્તુપાલને 'કૂર્ચાલ સરસ્વતી' (દાઢીવાળી સરસ્વતી)નું બિરુદ આપ્યું છે બીજાએ તેને 'સરસ્વતીકંઠાભરણ' તરીકે વર્ણવ્યો છે. 'વાગ્દેવીસૂનુ' અને 'સરસ્વતીપુત્ર' એ તેના બીજાં બિરુદો છે. કવિઓનો આશ્રયદાતા હોવાને કારણે તે 'લઘુ ભોજરાજ' કહેવાતો. પંડિતો અને કવિઓને તેણે પ્રબન્ધોમાં વર્ણવ્યા પ્રમાણે, લાખોનાં પ્રીતિદાન આપ્યાં હતાં. લાખો દ્રમ્મ ખર્ચીને તેણે ભરૂચ, ખંભાત અને પાટણમાં જ્ઞાનભંડારો સ્થાપ્યા હતા, એ તેની અપૂર્વ વિદ્યાપ્રિયતાનો પુરાવો છે. તેનો પોતાનો ગ્રન્થભંડાર પણ ખૂબ સમૃદ્ધ હતો. રાજ્યમંત્રી—પ્રવણ એવા અતિશય પ્રવૃત્તિમય જીવનમાંથી પણ સરસ્વતીસેવા માટે પૂરતો સમય તે મેળવી લેતો. તેના પોતાના જ હસ્તાક્ષરોમાં સં. ૧૨૯૦ માં લખાયેલી, ઉદયપ્રભસૂરિકૃત ધર્માભ્યુદય મહાકાવ્યની તાડપત્રીય પ્રત ખંભાતના ભંડારમાં મોજૂદ છે, 'ધોળકા યુનિવર્સિટી' તરીકે આજકાલ

ઉપહાસ પામી રહેલું ધોળકા વસ્તુપાલની છાયા નીચે ગુજરાતનું એક સાચું વિદ્યાધામ બન્યું હતું.

વિક્રમના તેરમા શતકના ઉત્તરાર્ધમાં અને ચૌદમા શતકના પૂર્વાર્ધમાં ગુજરાતમાં જે મૂલ્યવાન સંસ્કૃત સાહિત્ય રચાયું છે તે મુખ્યાંશે વસ્તુપાલના પોતાના આશ્રય અને ઉત્તેજનને આભારી છે. વિદ્યામંડળમાં રાજપુરોહિત સોમેશ્વર, હરિહર અને નાનાક પંડિત, મદન, સુભટ, મંત્રી યશોવીર, અરિસિંહ આદિ હતા. વસ્તુપાલના ગાઢ સંપર્કમાં આવેલા જૈન સાધુ કવિઓ અને પંડિતોમાં અમરચન્દ્રસૂરિ, ઉદયપ્રભસૂરિ, નરચન્દ્રસૂરિ, નરેન્દ્રપ્રભસૂરિ, બાલચન્દ્રસૂરિ, જયસિંહસૂરિ તથા માણિક્યચન્દ્ર આદિનાં નામો ગણાવી શકાય. આ ઉપરાંત બીજા અનેક કવિઓ તથા જેમનાં નામો આજે મળતાં નથી એવા કેટલાયે પંડિતો વસ્તુપાલની આસપાસ એકત્ર થયેલા હતા. એ સર્વનો તથા તેમની સાહિત્યપ્રવૃત્તિનો સંક્ષિપ્ત પરિચય આપવાનો પ્રયાસ અહીં કર્યો છે.

## સોમેશ્વર

यस्यास्ते मुखपङ्कजे सुखमयं वेदः स्मृतीर्वेद य—
श्चेता सद्मनि यस्य यस्य रसना सूते च सूक्तामृतम् ।
राजानः श्रियमर्जयन्ति महतीं यत्पूजया गूर्जराः
कर्तुं तस्य गुणस्तुतिं जगति कः सोमेश्वरस्येश्वरः ॥

—વસ્તુપાલ

श्रीसोमेश्वरदेवकवेरवेत्य लोकम्पृणं गुणग्रामम् ।
हरिहर-सुभटप्रभृतिभिरभिहितमेवं कविप्रवरैः ॥
वाग्देवतावसन्तस्य कवेः श्रीसोमशर्मणः ।
धुनोति विबुधान् सूक्तिः साहित्याम्भोनिधेः सुधा ॥
तव वक्त्रं शतपत्रं सद्वर्णं सर्वशास्त्रसम्पूर्णम् ।
अवतु निजं पुस्तकमिव सोमेश्वरदेव वाग्देवी ॥

—સુરથોત્સવ મહાકાવ્ય. પ્રશસ્તિ

હોય એ યોગ્ય છે." એમ કહીને તે બન્ને વચ્ચે તેણે મૈત્રી કરાવી. સોમેશ્વરે કીર્તિકૌમુદીમાં હરિહરની જે પ્રશંસા કરી છે તથા સુરથોત્સવના અંતિમ સર્ગમાં જણાવ્યા પ્રમાણે હરિહર પણ સોમેશ્વરની કાવ્યરચનાને જે રીતે બિરદાવતો હતો તે જોતાં પાછળથી તેમની મૈત્રી ગાઢ બની હોય એમ જણાય છે.

વીરધવલની રાજસભામાં કાવ્યગોષ્ઠિ થતી તેમાં હરિહર નૈષધના શ્લોકો બોલતો. નૈષધ કાવ્ય એ સમયમાં ગુજરાતમાં જાણીતું થયું નહોતું, તેથી એ નવા કાવ્યના કવિત્વપૂર્ણ શ્લોકો સાંભળીને વસ્તુપાલ આદિ આનંદ પામતા હતા. એક વાર વસ્તુપાલે હરિહરને પૂછ્યું કે, "પંડિત! આ કયો ગ્રન્થ છે?' પંડિતે ઉત્તર આપ્યો કે, "શ્રીહર્ષકૃત નૈષધ મહાકાવ્ય." વસ્તુપાલે કહ્યું કે, "તેની પ્રતિ મને બતાવો." પંડિત બોલ્યો કે, "આ ગ્રન્થ અન્યત્ર નથી, માટે ચાર પ્રહર માટે જ તેની હસ્તલિખિત પુસ્તિકા તમને આપીશ" પછી મંત્રીએ લહિયાઓ રોકીને એક રાતમાં જ તે આખું પુસ્તક લખાવી લીધુ. પછી તેના ઉપર સુગંધિ દ્રવ્યો નાખી જીર્ણ દોરી વડે બાંધી જૂના જેવું બનાવીને રાખી મૂક્યું. સવારે પંડિતને તેનું પુસ્તક પાછું આપીને વસ્તુપાલે કહ્યું કે, "અમારા ભંડારમાં પણ આ શાસ્ત્ર છે એમ અમને યાદ આવે છે, માટે તપાસ કરો." પછી પેલી નવીન પ્રતિ વિલંબપૂર્વક શોધી કાઢવામાં આવી અને ખોલી તો **निपीय यस्य क्षितिरक्षिण कथा** થી શરૂ થતું નૈષધ કાવ્ય નીકળ્યું. પંડિતે કહ્યું કે, "મંત્રી આ તમારી જ માયા છે." આ રીતે મંત્રીએ હરિહરને પણ ગર્વમુક્ત કર્યો.

સંસ્કૃત પંચકાવ્યો પૈકીના સુપ્રસિદ્ધ નૈષધીયચરિતના કર્તા શ્રીહર્ષના વંશમાં હરિહર પંડિત થયો હતો. પોતાના વતન ગૌડદેશમાંથી નીકળીને માર્ગમાં લોકોને અન્નદાન દેતો તે ભારે સમૃદ્ધિપૂર્વક ધોળકામાં વીરધવલની સભામાં આવ્યો હતો પણ તેનું આગમન સોમેશ્વરથી સહન થયું નહિ અને હરિહર આવ્યો એ સમયે તે હાજર રહ્યો નહિ પછી સોમેશ્વરે હરિહરનું ગર્વખંડન કરવાનો નિશ્ચય કર્યો એક વાર સભા મળી ત્યારે રાણાએ હરિહરને કહ્યું કે, "હે પંડિત! આ નગરમાં અમે વીરનારાયણ મનો પ્રાસાદ કરાવ્યો છે, તેની પ્રશસ્તિના ૧૦૮ કાવ્યો સોમેશ્વરદેવ મે કરાવ્યા છે, તે સાંભળીને પરીક્ષા કરો" પછી સોમેશ્વરે તે કાવ્યોનું ડન કર્યું તે સાંભળી હરિહરે કહ્યું કે, "હે દેવ! કાવ્યો સારાં છે મજ અમારાં પરિચિત છે, કેમકે માલવદેશની ઉજ્જયિની નગરીમાં હું યો હતો ત્યાં સરસ્વતી-કંઠાભરણ નામના પ્રાસાદના ગર્ભગૃહમાં પટ્ટિકા પર ભોજદેવના વર્ણનરૂપ આ કાવ્યો મેં જોયાં હતાં જો આપને વિશ્વાસ . આવતો હોય તો એ સર્વ કાવ્યો હું પરિપાટીપૂર્વક બોલી બતાવું" એમ કહીને તેણે એ કાવ્યો અસ્ખલિત રીતે બોલી બતાવ્યાં આથી રાણાને કેમજ વસ્તુપાલને દુઃખ થયું અને સોમેશ્વર તો શરમનો માર્યો જડ

હતો. સોમનો પુત્ર લલ્લશર્મા ચામુંડનો અને તેનો પુત્ર મુંજ દુર્લભરાજનો પુરોહિત હતો. મુંજનો પુત્ર કુમારશર્મા સિદ્ધરાજનો પુરોહિત હતો. તેનો પુત્ર સર્વદેવ, તેનો આમિગ તથા તેનો સર્વદેવ (બીજો) થયો. તેણે કુમારપાલના અસ્થિ ગંગામાં પધરાવ્યાં હતા. એ સર્વદેવના નાનાભાઈ કુમારને લક્ષ્મી નામે સ્ત્રીથી મહાદેવ, સોમેશ્વર અને વિજય નામે ત્રણ પુત્રો થયા, એમાંનો સોમેશ્વર એ ભીમદેવ વીરધવલ અને વીસલદેવનો રાજપુરોહિત થયો, તેની તથા વસ્તુપાલની વચ્ચે મૈત્રીની દૃઢ ગાંઠ બંધાઈ અને વસ્તુપાલને આશ્રયે તેની સારસ્વત સેવાને ખૂબ પોષણ મળ્યું.

સોમેશ્વરના ગ્રન્થોમાં કીર્તિકૌમુદી, સુરથોત્સવ, રામશતક અને ઉલ્લાઘરાઘવ નાટક પ્રાપ્ત થએલાં છે. આ સિવાય આબુ ઉપર વસ્તુપાલ-તેજપાલે બંધાવેલ લૂણવસહીની પ્રશસ્તિ તથા ગિરનાર ઉપરના તેમણે ઉદ્ધૃત કરેલા મન્દિરની પ્રશસ્તિ સોમેશ્વરે રચેલી છે. વીરધવલે ધોળકામા બંધાવેલા વીરનારાયણપ્રસાદની ૧૦૮ શ્લોકની પ્રશસ્તિ પણ સોમેશ્વરે રચેલી હતી, એમ ચતુર્વિંશતિપ્રબન્ધ ઉપરથી જણાય છે. એ પ્રાસાદ કે તેની પ્રશસ્તિ હાલમા વિદ્યમાન નથી. સુરથોત્સવની પ્રશસ્તિમાં પોતે ભીમદેવની સભાને યામાર્ધમા એક નાટક રચીને હર્ષિત કરી હતી, એમ સોમેશ્વરે લખ્યુ છે. આ નાટક ઉલ્લાઘરાઘવથી ભિન્ન હોવું જોઈએ, કારણ કે ઉલ્લાઘરાઘવ તો સોમેશ્વરે પોતાના પુત્ર ભલ્લશર્માની પ્રાર્થનાથી લખ્યુ હતુ, એવી તેમા નોંધ છે સુરથોત્સવની પ્રશસ્તિમાં જેનો ઉલ્લેખ છે તે નાટક અપ્રાપ્ય છે.*

નવ સર્ગનું કીર્તિકૌમુદી મહાકાવ્ય સોમેશ્વરે પોતાના આશ્રયદાતા મન્ત્રીની પ્રશસ્તિરૂપે લખ્યું છે, પરન્તુ વસ્તુપાલની કારકિર્દી અને ગુજરાતના વાઘેલા રાજાઓનો ઇતિહાસ એટલાં અવિનાભાવે સંકળાયેલા છે કે ગુજરાતના ઇતિહાસના અભ્યાસ માટે પણ એ કાવ્ય અત્યંત ઉપયોગી થઇ પડે છે. પ્રારંભમા અણહિલપુરનુ વર્ણન કરીને કવિએ મૂળરાજથી ભોળા ભીમ સુધીના તથા પછીની વાઘેલા શાખાના અર્ણોરાજથી વીરધવલ સુધીના રાજાઓનો ઇતિહાસ આપ્યો છે. પછી વસ્તુપાલ—તેજપાલની મન્ત્રિપદે થયેલી સ્થાપના તથા લાટપતિ શંખનો તથા મારવાડથી

* સોમેશ્વરે કાવ્યપ્રકાશ ઉપર કાવ્યાદર્શ નામની ટીકા લખી હોવાનું સુરથોત્સવના સંપાદકો જણાવે છે, પણ એ સોમેશ્વર તો ભારદ્વાજગોત્રીય દેવકનો પુત્ર હોઈ આપણા સોમેશ્વરથી ભિન્ન છે.

ચઢી આવેલા ચાર રાજાઓનો મંત્રીએ એકી સાથે કેવી રીતે પરાજય કર્યો એ વર્ણવ્યું છે. વિજય પછી, મહાકાવ્યની રૂઢિ અનુસાર પુરપ્રમોદ તથા ચન્દ્રોદયનું વર્ણન કર્યું છે, પછી મંત્રીનો પરમાર્થવિચાર નિરૂપ્યો છે, જેમાં સૂર્યોદયનું વર્ણન કરતાં કવિએ સંસારની અસારતાનો બોધ આપ્યો છે, અને છેવટે મંત્રીએ કરેલી શત્રુંજય અને ગિરનારની યાત્રાઓનું વિસ્તૃત વર્ણન કરીને કીર્તિકૌમુદીનું સમાપન કર્યું છે.

પણ કીર્તિકૌમુદીનું મહત્ત્વ કેવળ ઐતિહાસિક દૃષ્ટિએ જ નથી, કાવ્યદૃષ્ટિએ પણ મધ્યકાળમાં રચાયેલાં સંસ્કૃત મહાકાવ્યોની આગલી હરોળમાં તે બેસે છે. વસ્તુપાલનું નરનારાયણાનંદ જેમ માઘની પાટી ઉપર રચાયેલું છે તેમ કીર્તિકૌમુદીમાં કાલિદાસની રીતિનું પ્રશસ્ય અનુકરણ છે. વસ્તુપાલ તેમજ સોમેશ્વરે પોતાના એ સમર્થ પુરોગામીઓની કાવ્યપરંપરાને બહુ સુન્દર રીતે જાળવી રાખી છે અને સંસ્કૃત પદ્યકાવ્યોના ઇતિહાસમાં જોઈએ તો, પાછલા સંસ્કૃત મહાકાવ્યોમાં તેમની કૃતિઓ બેશક અગ્રિમ સ્થાન પ્રાપ્ત કરે છે.

પંદર સર્ગનું સુરથોત્સવ મહાકાવ્ય ભોળા ભીમદેવના સમયમાં અણહિલવાડમાં થયેલી રાજકીય અવ્યવસ્થાને અનુલક્ષીને રચાયેલું જણાય છે. માર્કંડેયપુરાણ--અંતર્ગત દેવીમાહાત્મ્યનું વસ્તુ કવિએ લીધું છે. સ્વારોચિષ મન્વંતરમાં ચૈત્ર વંશમાં થયેલા સુરથ રાજાના મંત્રીઓ તેના શત્રુઓ સાથે ભળી જતાં તેનું રાજ્ય હરાઈ ગયું અને તે અરણ્યમાં જઈને વસ્યો. ત્યાં તેને મેધ નામના એક મુનિનો સમાગમ થયો. એ મુનિએ તેને ભવાનીની આરાધના કરવાનું કહ્યું અને દેવીમાહાત્મ્યમાં વર્ણવેલા ભવાનીના પરાક્રમો તેને કહ્યા. આથી સુરથે તપશ્ચર્યા કરીને ભવાનીને પ્રસન્ન કરી. દેવીએ તેને થોડા સમયમાં રાજ્ય પાછું મળવાનો આશીર્વાદ આપ્યો. એવામાં સુરથના સ્વામિભક્ત સેવકો તેના કૃતઘ્ન મંત્રીઓનો નાશ કરીને તેને બોલાવવા આવી પહોંચ્યા અને રાજધાનીમાં લઈને ધામધૂમથી તેનો અભિષેક કર્યો.

ભોળા ભીમદેવને રાજ્યભ્રષ્ટ કરીને, જયંતસિંહ નામનો કોઈ સામંત અભિનવ સિદ્ધરાજ નામ ધારણ કરીને, અણહિલવાડની ગાદી ઉપર થોડાક સમય બેઠો હતો. સં. ૧૨૮૦નું તેનું એક શાસનપત્ર પણ મળે છે. આ પછી ભીમદેવનું બીજું શાસનપત્ર સં. ૧૨૮૩નું તો મળે છે, એટલે જયંતસિંહે માત્ર થોડોક કાળ રાજ્ય કર્યું હતું એ ચોક્કસ છે. સંભવિત

છે કે આ સમકાલીન પ્રસંગ જોયા પછી સોમેશ્વરની કવિપ્રતિભા સુરથોત્સવ રચવાને પ્રેરાઇ હોય.

એ કાવ્યના પહેલા જ સર્ગમાં, પોતાના કાવ્યના આદર્શભૂત કાલિદાસના કવિત્વ પ્રત્યે પક્ષપાત વ્યક્ત કરતાં કહે છે કે—

श्रीकालिदासस्य वचो विचार्य
नैवान्यकाव्ये रमते मतिर्मे ।
किं पारिजातं परिहृत्य हन्त
भृङ्गालिरानन्दति सिन्धुवारे ॥

ઉલ્લાઘરાઘવ એ રામાયણની કથાનું નાટકરૂપે નિરૂપણ કરતી કૃતિ છે એના પ્રત્યેક અંકને અંતે કવિએ વસ્તુપાલની પ્રશંસાનો એક શ્લોક મૂક્યો છે. એ નાટક દ્વારિકાના જગતમન્દિરમાં પ્રબોધની એકાદશીને દિવસે ભજવાયું હતું. રામશતક એ સોમેશ્વરનું એક સુન્દર સ્તુતિકાવ્ય છે.

આ સિવાય જુદા જુદા પ્રબન્ધોમાં સોમેશ્વરનાં સંખ્યાબંધ શીઘ્રકાવ્યો, સ્તુતિકાવ્યો, સમસ્યાપૂર્તિઓ અને પ્રશંસાત્મક પ્રાસંગિક પદ્યો મળે છે.

વસ્તુપાલ અને સોમેશ્વરનો મૈત્રિસંબંધ ઠેઠ વસ્તુપાલના જીવનના અંતકાળ સુધી ટક્યો હતો. રાજા વીસલદેવના મામા સિંહે એક જૈન સાધુનું અપમાન કર્યું હતું, (કેટલાકના કથન મુજબ, સિંહે વસ્તુપાલના નોકરને માર્યો હતો,) આથી વસ્તુપાલે સિંહનો હાથ કાપી નાખ્યો હતો. વીસલદેવે વસ્તુપાલને મોતની સજા કરી, પણ પુરોહિત સોમેશ્વરે રાજાને સમજાવી વસ્તુપાલનો જીવ બચાવ્યો હતો. એ જ અરસામાં વસ્તુપાલને તાવ આવવા લાગ્યો. વસ્તુપાલ અને તેજપાલ એ બન્ને ભાઇઓ મોટો સંઘ કાઢી શત્રુંજય તરફ ચાલ્યા, પણ ત્યાં પહોંચ્યા પૂર્વે જ વસ્તુપાલનું મૃત્યુ થયું.

## હરિહર

मुधा मधु मुधा सीधु मुधा सोऽपि सुधारस ।
आस्वादितं मनोहारि यदि हारिहरं वच ॥

—વસ્તુપાલ

स्ववाक्पाकेन यो वाचां पाकशास्यपरान् कवीन् ।
तस्य हरिहरः सोऽभूत् कवीनां पाकशासनः ॥

—કીર્તિકૌમુદી

સંસ્કૃત પંચકાવ્યો પૈકીના સુપ્રસિદ્ધ નૈષધીયચરિતના કર્તા શ્રીહર્ષના વંશમાં હરિહર પંડિત થયો હતો. પોતાના વતન ગૌડદેશમાંથી નીકળીને માર્ગમાં લોકોને અજ્ઞાન દેતો તે ભારે સમૃદ્ધિપૂર્વક ધોળકામાં વીરધવલની સભામાં આવ્યો હતો. પણ તેનું આગમન સોમેશ્વરથી સહન થયું નહિ અને હરિહર આવ્યો એ સમયે તે હાજર રહ્યો નહિ. પછી સોમેશ્વરે હરિહરનું ગર્વખંડન કરવાનો નિશ્ચય કર્યો. એક વાર સભા મળી ત્યારે રાણાએ હરિહરને કહ્યું કે, "હે પંડિત! આ નગરમાં અમે વીરનારાયણ નામનો પ્રાસાદ કરાવ્યો છે, તેની પ્રશસ્તિનાં ૧૦૮ કાવ્યો સોમેશ્વરદેવ પાસે કરાવ્યાં છે, તે સાંભળીને પરીક્ષા કરો." પછી સોમેશ્વરે તે કાવ્યોનું પઠન કર્યું. તે સાંભળી હરિહરે કહ્યું કે, "હે દેવ! કાવ્યો સારાં છે તેમજ અમારાં પરિચિત છે, કેમકે માલવદેશની ઉજ્જયિની નગરીમાં હું ગયો હતો ત્યાં સરસ્વતી–કંઠાભરણ નામના પ્રાસાદના ગર્ભગૃહમાં પટ્ટિકા ઉપર ભોજદેવના વર્ણનરૂપ આ કાવ્યો મેં જોયાં હતાં. જો આપને વિશ્વાસ ન આવતો હોય તો એ સર્વ કાવ્યો હું પારિપાટીપૂર્વક બોલી બતાવું." એમ કહીને તેણે એ કાવ્યો અસ્ખલિત રીતે બોલી બતાવ્યાં. આથી રાણાને તેમજ વસ્તુપાલને દુઃખ થયું અને સોમેશ્વર તો શરમનો માર્યો ગયો

હોય એ યોગ્ય છે." એમ કહીને તે બન્ને વચ્ચે તેણે મૈત્રી કરાવી. સોમેશ્વરે કીર્તિકૌમુદીમાં હરિહરની જે પ્રશંસા કરી છે તથા સુરથોત્સવના અંતિમ સર્ગમાં જણાવ્યા પ્રમાણે હરિહર પણ સોમેશ્વરની કાવ્યરચનાને જે રીતે બિરદાવતો હતો તે જોતાં પાછળથી તેમની મૈત્રી ગાઢ બની હોય એમ જણાય છે.

વીરધવલની રાજસભામાં કાવ્યગોષ્ઠિ થતી તેમાં હરિહર નૈષધના શ્લોકો બોલતો. નૈષધ કાવ્ય એ સમયમાં ગુજરાતમાં જાણીતું થયું નહોતું, તેથી એ નવા કાવ્યના કવિત્વપૂર્ણ શ્લોકો સાંભળીને વસ્તુપાલ આદિ આનંદ પામતા હતા. એક વાર વસ્તુપાલે હરિહરને પૂછ્યું કે, "પંડિત! આ કયો ગ્રન્થ છે?' પંડિતે ઉત્તર આપ્યો કે, "શ્રીહર્ષકૃત નૈષધ મહાકાવ્ય." વસ્તુપાલે કહ્યું કે, "તેની પ્રતિ મને બતાવો." પંડિત બોલ્યો કે, "આ ગ્રન્થ અન્યત્ર નથી, માટે ચાર પ્રહર માટે જ તેની હસ્તલિખિત પુસ્તિકા તમને આપીશ" પછી મંત્રીએ લહિયાઓ રોકીને એક રાતમાં જ તે આખું પુસ્તક લખાવી લીધું. પછી તેના ઉપર સુગંધિ દ્રવ્યો નાખી જીર્ણ દોરી વડે બાંધી જૂના જેવું બનાવીને રાખી મૂક્યું. સવારે પંડિતને તેનું પુસ્તક પાછું આપીને વસ્તુપાલે કહ્યું કે, "અમારા ભંડારમાં પણ આ શાસ્ત્ર છે એમ અમને યાદ આવે છે, માટે તપાસ કરો." પછી પેલી નવીન પ્રતિ વિલંબપૂર્વક શોધી કાઢવામાં આવી અને ખોલી તો **નિપીય યસ્ય ક્ષિતિરક્ષિણઃ કથા**થી શરૂ થતું નૈષધ કાવ્ય નીકળ્યું. પંડિતે કહ્યું કે, "મંત્રી આ તમારી જ માયા છે." આ રીતે મંત્રીએ હરિહરને પણ ગર્વમુક્ત કર્યો.

વસ્તુપાલે નકલ કરાવ્યા પછી નૈષધનો ગુજરાતમાં બહોળો પ્રચાર થયો. અસાધારણ કાવ્યપ્રતિભા અને પાંડિત્યથી મંડિત એ મહાકાવ્ય ઉપરની જૂનામાં જૂની અને પ્રમાણભૂત ટીકાઓ ગુજરાતમાં જ લખાયેલી છે.*

ખુદ વસ્તુપાલે કરેલી હરિહરના કાવ્યોની પ્રશંસા ઉપરથી તેની કવિત્વશક્તિનો ખ્યાલ આવે છે. જે કે પ્રબન્ધોમાં ઉદ્ધૃત થયેલાં ગીતાગાથો,

* નૈષધ ઉપરની સૌથી પ્રાચીન વિદ્યાધરની ટીકા વીસલદેવના ભાદ્રવી ભાંડાગારમાંની પ્રતના પાઠ ઉપર રચાયેલી છે. સંભવ છે કે એ પ્રત વસ્તુપાલવાળી નકલ ઉપરથી જ લખાયેલી હોય. વધુ માટે જુઓ પંદરમા સાહિત્ય સંમેલનમાં મારો નિબંધ 'ગુજરાતમાં નૈષધીયચરિતનો પ્રચાર તથા તે ઉપર લખાયેલી ટીકાઓ.' (મુદ્રિત : ભારતીય વિદ્યા, ભાગ ૩, સિંઘી સ્મૃતિ ગ્રન્થ)

અને સોમનાથનું દર્શન કરતાં તેણે રચેલાં કેટલાંક સ્તુતિકાવ્યો સિવાય હરિહરની બીજી કોઈ રચનાઓ આજે મળતી નથી. શ્રીહર્ષના વંશમાં થયેલો આ કવિ, મહાકવિ બાણની જેમ, ગર્ભશ્રીમંત હોવા છતાં વસ્તુપાલની કીર્તિથી આકર્ષાઈ ઠેઠ ગૌડ દેશથી ગુજરાત સુધી આવ્યો હતો, એ વસ્તુ ગુજરાતની સરસ્વતીસેવાએ સમસ્ત ભારતવર્ષમાં જે પ્રસિદ્ધિ પ્રાપ્ત કરી હતી તેની સૂચક છે.

### મદન

हरिहर परिहर गर्वं कविराजगजाङ्कुशो मदनः ।

—મદન

જૂના સમયમાં રાજસભાઓ તેમજ અન્યત્ર જ્યાં અનેક કવિઓ એકત્ર થતા ત્યાં તેઓ વચ્ચે અનિવાર્ય રીતે સ્પર્ધા થતી. કેટલીક વાર એ સ્પર્ધા ખૂબ ઉગ્ર રૂપ પકડતી. વસ્તુપાલની સભામાં હરિહર અને મદન એ બે પંડિતો વચ્ચે પુષ્કળ વાદવિવાદ થતો. મદન પંડિત કોણ અને ક્યાંનો હતો તે વિષે કંઈ જાણવા મળતું નથી, પણ પ્રબન્ધકારે હરિહર અને મદનને **મહાકવીશ્વરો** કહ્યા છે, તે ઉપરથી લાગે છે કે મદન પણ કંઈ સાધારણ કોટિનો પંડિત નહિ હોય. તેના કેટલાંક સૂક્તો પ્રબન્ધોમાં મળે છે. તે અને હરિહર પરસ્પર ખૂબ મત્સર કરતા. આથી વસ્તુપાલે દૌવારિકને આજ્ઞા કરી હતી કે, "જ્યારે આ બેમાંથી એક પંડિત અંદર હોય ત્યારે બીજાને પ્રવેશ કરવા દેવો નહિ." પણ એક વાર હરિહર મંત્રીની સાથે વિદ્યાવિનોદ કરતો હતો ત્યારે મદન આવી પહોંચ્યો. તેણે કહ્યું.—

हरिहर परिहर गर्वं कविराजगजाङ्कुशो मदनः ।

એ સાંભળી હરિહર બોલ્યો—

मदन विमुद्रय वदनं हरिहरचरितं स्मरातीतम् ॥

પછી મંત્રીએ વિનોદમાં કહ્યું, "જે સો કાવ્યો રચી કાઢે તેને હું મહાકવિ કહું." એટલે મદને ત્વરાપૂર્વક નાળિયેળના વર્ણનનાં સો કાવ્યો રચ્યાં. હરિહરે સાઠ કાવ્યો રચ્યાં એટલે મંત્રીએ કહ્યું, "હરિહર તો હાર્યા." હરિહર બોલ્યો :—

रे रे ग्रामकुविन्द कन्दलयता वस्त्राण्यमूनि त्वया
गोणीविभ्रमभाजनानि बहुशः स्वात्मा किमायास्यते ।

अप्येकं रुचिरं चिरादभिनवं वासस्तवामून्यतां
यन्नोज्झन्ति कुचस्थलात् क्षणमपि क्षोणीभृतां वल्लभा ॥

આ સાંભળીને મંત્રીએ હર્ષથી બન્નેનો સત્કાર કર્યો.

સુભટ

सुभटेन पदन्यास स कोऽपि समितौ कृतः ।
येनाधुनाऽपि धीराणां रोमाञ्चो नापचीयते ॥

—નરચન્દ્ર

વસ્તુપાલના વિદ્યામંડળમાંના કવિઓ નરચન્દ્ર, વિજયસેન, હરિહર આદિ સાથે સુભટની સ્તુતિ પણ સોમેશ્વરે કીર્તિકૌમુદીના મંગલાચરણમાં કરી છે. વળી સુરથોત્સવની પ્રશસ્તિમાં પોતાની કવિતા વિશેનો સુભટ અને હરિહરનો પ્રશંસાત્મક અભિપ્રાય તેણે ટાંક્યો છે તે ઉપરથી પણ સુભટ અને સોમેશ્વર ગાઢ સંપર્કમાં હતા એમ અનુમાન થાય છે. અંગદવિષ્ટિના પૌરાણિક પ્રસંગનું નિરૂપણ કરતું સુભટનું નાનકડું દૂતાંગદ છાયાનાટક પ્રાપ્ત થાય છે. એ નાટક ત્રિભુવનપાલની આજ્ઞાથી પાટણમાં ભજવાયું હતું એમાંના કેટલાયે શ્લોકો સુભટની ઉચ્ચ કવિપ્રતિભાની સાક્ષી પૂરે છે. દૂતાંગદની પ્રસ્તાવનામાં સુભટે પોતાને 'પદવાક્યપ્રમાણપારંગત' કહ્યો છે, એ જોતાં એણે પ્રમાણશાસ્ત્રના વિષયમાં કોઈ ગ્રન્થ કદાચ રચ્યો હોય.

વળી આ છાયાનાટકમાં સુભટે સ્વરચિત શ્લોકો ઉપરાંત ભવભૂતિ, રાજશેખર આદિ પૂર્વકાલીન કવિઓના શ્લોકો પણ લીધા છે, અને નાટકને અંતે એ વસ્તુનો ઋણસ્વીકાર પણ કર્યો છે:

स्वनिर्मितं किञ्चन गद्यपद्य-
बन्धक्रियाप्राक्तनसत्कवीन्द्रैः
प्रोक्तं गृहीत्वा प्रविरच्यते स्म
रसाढ्यमेतत्सुभटेन नाट्यम्

નાનાક પંડિત

मुखे यदीये विमलं कवित्वं
बुद्धौ च तत्त्वं हृदि यस्य सत्त्व

करे सदा दानमयावदानं
पादे च सारस्वततीर्थयानम् ॥

काव्येषु नव्येषु ददाति कर्णं
प्राप्नोति यः संसदि साधुवर्णम् ।

विभूषणं यस्य सदा सुवर्णं
प्राप्ते तु पात्रे न मुखं विवर्णम् ॥

—સરસ્વતીસદન પ્રશસ્તિ

નાનાક પંડિત આનંદપુરનો કાપિષ્ઠલગોત્રીય નાગર બ્રાહ્મણ હતો. તેના પિતાનું નામ ગોવિંદ હતું. ગોવિંદના ત્રણ પુત્રોમાં નાનાક વચેટ હતો. તેના કુટુંબમાં વિદ્વત્તાનો વારસો વંશપરંપરાથી ઊતરી આવેલો હતો. નાનાકે કાતન્ત્ર વ્યાકરણનો સંપૂર્ણ અભ્યાસ કર્યો હતો, રામાયણ મહાભારત પુરાણો અને સ્મૃતિઓમાં તે પારંગત હતો, કાવ્ય નાટક અને અલંકારમાં નિપુણ હતો તથા આખા ઋગ્વેદનો જ્ઞાતા હતો. સારંગદેવ વાઘેલાના વખતનો એક અધૂરો શિલાલેખ વંથળીમાંથી મળ્યો છે, તે નાનાકની રચના હોય એમ તેના અંતમાં પ્રશસ્તિકારના કુટુંબ વિશે જે હકીકત આપી છે તે ઉપરથી જણાય છે. વીસલદેવની રાજસભામાં જેઓએ અમરચન્દ્રસૂરિની કવિત્વશક્તિની પરીક્ષા કરી હતી તેમાં નાનાક પણ હતો. પરંતુ નાનાકની કોઈ સળંગ કૃતિ અત્યાર સુધીમાં જાણવામાં આવી નથી. તેણે સં. ૧૩૨૮ માં પ્રભાસના સમુદ્રકિનારે સારસ્વતસદન—પાઠશાળા બાંધી હતી. એ સરસ્વતીસદનની બે પ્રશસ્તિઓમાંથી નાનાક અને તેના કુટુંબ વિશે ઘણી હકીકત મળે છે. રાજા વીસલદેવે નાનાકને વિપુલ દાન આપ્યાં હતાં. નાનાકે પોતે પણ સુપાત્રોને એવાં જ દાન આપ્યાં હતાં, અને પ્રશસ્તિકાર કહે છે તે પ્રમાણે, લક્ષ્મી અને સરસ્વતીનો વિરોધ તેનામાં શમી ગયો હતો. રાજા વીસલદેવ જ્યારે જીવતો હતો ત્યારે નાનાક તેને શાસ્ત્રપુરાણોની કથા સંભળાવતો હતો અને તે મરણ પામ્યો ત્યારપછી તેનું પર્વે પર્વે શ્રાદ્ધ સરાવતો હતો એમ પ્રશસ્તિમાં કહ્યું છે. આથી વસ્તુપાલની વિદ્યમાનતામાં નાનાક યુવાવસ્થામાં હશે એમ જણાય છે. નાનાકે રચેલું વસ્તુપાલનું સ્તુતિકાવ્ય ઉપદેશતરંગિણી અને ચતુર્વિંશતિ પ્રબંધમાં મળે છે.

### યશોવીર

**प्रकाश्यते सदा साक्षाद् यशोवीरेण मन्त्रिणा।**
**मुखे दन्तद्युता ब्राह्मी करे श्री· स्वर्णमुद्रया॥**

—કીર્તિકૌમુદી

યશોવીર વસ્તુપાલનો ગાઢ મિત્ર હતો અને જાલોરના ચૌહાણ રાજા ઉદયસિંહનો મંત્રી હતો. **वस्तुपालयशोवीरौ सत्यं वाग्देवतासुतौ** એ રીતે સોમેશ્વરે બન્ને મિત્રોની સ્તુતિ કરી છે. ઘણું કરીને આ મૈત્રીને કારણે તો તેને 'કવીન્દ્રબન્ધુ'નું બિરુદ મળ્યું હતું. તે રાજનીતિનિપુણ હોવા ઉપરાંત બહુશ્રુત વિદ્વાન અને નિપુણ કવિ હતો. વસ્તુપાલ સાથે તેનો મેળાપ આબુ ઉપર નેમિનાથના મન્દિરમાં પ્રતિષ્ઠામહોત્સવ-પ્રસંગે થયો હતો. તે સમયે યશોવીરે વસ્તુપાલનું એક કવિત્વપૂર્ણ શ્લોકથી સ્વાગત કર્યું હતું (પુરાતન પ્રબન્ધસંગ્રહ, પૃ૦ ૭૦). વસ્તુપાલે પણ મિત્રભાવે કરેલી યશોવીરની કવિત્વમય પ્રશંસાના સંખ્યાબંધ શ્લોકો પ્રબન્ધોમાં મળે છે.

શિલ્પશાસ્ત્રનો પણ યશોવીર ઉત્તમ જ્ઞાતા હતો. આબુ ઉપરના એ મન્દિરના શિલ્પકામમાં તેણે કેટલાક દોષો બતાવ્યા હતા.

વિખ્યાત આલંકારિક માણિક્યચન્દ્રે પણ યશોવીરની સ્તુતિ કરતાં કહ્યું છે કે—

यशोवीर लिखत्याख्यां यावच्चन्द्रे विधिस्तव ।
न भाति भुवने तावदाद्यमप्यक्षरद्वयम् ॥

(પુરાતન પ્રબન્ધસંગ્રહ, પૃ. ૫૦

વસ્તુપાલની જેમ યશોવીરે પણ કવિઓ અને ચારણોને દાન આપ્યાં હતાં. તેનાં સંસ્કૃત અને અપભ્રંશ સ્તુતિકાવ્યો પ્રબંધોમાં મળે છે

### અરિસિંહ

यत्कवेर्लवणसिंहजन्मनः
काव्यमेतदमृतोद्दीर्घिका ।
वस्तुपालनवकीर्तिकन्यया
धन्यया किमपि यत्र खेलितम् ॥

—અમરચન્દ્રસૂરિ

ઠક્કુર અરિસિંહના પિતાનું નામ લવણસિંહ હતું. ચતુર્વિંશતિપ્રબન્ધમાં જણાવ્યા પ્રમાણે, તે વાયડ ગચ્છના જીવદેવસૂરિનો ભક્ત હતો. એ ઉપરથી એ જૈન હતો એમ જણાય છે તે ગૃહસ્થ હતો, છતાં પ્રસિદ્ધ સાધુકવિ અમરચન્દ્રસૂરિને કાવ્યદીક્ષા આપવાનો યશ તેને ઘટે છે. અમરચન્દ્રસૂરિએ પોતે પણ આ વસ્તુ સ્વીકારી છે અને અરિસિંહને **સારસ્વતામૃતમહાર્ણવપૂર્णिमेन्दुः** તરીકે વર્ણવ્યો છે. ચતુર્વિંશતિપ્રબન્ધકારે અરિસિંહને અમરચન્દ્રનો 'કલાગુરુ' કહ્યો છે. જહ્લણની સૂક્તિમુક્તાવલિમાં અરસી ઠક્કુરનાં ચાર સુભાષિતો ઉદ્ધૃત થયેલાં છે. તે અરસી અને આ અરિસિંહ અભિન્ન જણાય છે. અમરચન્દ્રે પોતાના કલાગુરુ અરિસિંહનો રાજા વીસલદેવ સાથે પરિચય કરાવ્યો હતો તે પ્રસંગના તથા વસ્તુપાલ સાથેના પ્રાસ્તાવિક વિનોદનાં અરિસિંહે રચેલાં સંખ્યાબંધ શીઘ્રકાવ્યો મળે છે. અરિસિંહની મુખ્ય રચના એ વસ્તુપાલના સુકૃત્યોના વર્ણનરૂપે રચેલું સુકૃતસંકીર્તન નામનું અગિયાર સર્ગનું મહાકાવ્ય છે. તેમાં વનરાજથી સામંતસિંહ સુધીના તથા મૂળરાજથી ભીમદેવ અને અર્ણોરાજથી વીરધવલ સુધીના રાજાઓનો સંક્ષિપ્ત ઇતિહાસ આપીને વસ્તુપાલનું વિસ્તૃત ચરિત્ર આપ્યું છે, અને વિશેષત તેણે કરેલી યાત્રાનું વર્ણન કર્યું છે. એ કાવ્યના પ્રત્યેક સર્ગને અંતે અમરપંડિત-અમરચન્દ્રસૂરિએ રચેલા પાંચ શ્લોકો આપવામાં આવેલા છે એમાંના પહેલા ત્રણ શ્લોક વસ્તુપાલની પ્રશંસાના અને ચોથો અરિસિંહ તથા તેની કાવ્યચાતુરીની પ્રશંસાનો છે, ઉપર્યુક્ત ચાર શ્લોકો અમર પંડિતે રચેલા છે એમ પાંચમા શ્લોકમાં જણાવેલું છે.

### અમરચન્દ્રસૂરિ

**ब्रह्मब्रवरो महाव्रतधरो वेणीकृपाणोऽमरः ।**

—નયચન્દ્રસૂરિકૃત હમ્મીરમહાકાવ્ય

અમરચન્દ્રસૂરિ એ સંસ્કૃત સાહિત્યમાં એક નામાંકિત વ્યક્તિ છે. બાલભારત અને કાવ્યકલ્પલતા એ તેમના ગ્રન્થો સાર્વત્રિક પ્રસિદ્ધિ પામેલા છે બાલભારત તો તેમણે બ્રાહ્મણ વિદ્વાનોની પ્રેરણાથી જ વીસલદેવના સમયમાં રચ્યું હતું. કાવ્યકલ્પલતા નામના અલંકારશાસ્ત્રના ગ્રન્થ ઉપર કવિશિક્ષાવૃત્તિ નામની ટીકા તેમણે પોતે જ રચી છે. એ ટીકામાં તેમણે કાવ્યકલ્પલતાપરિમલ અને અલંકારપ્રબોધ નામના પોતાના ગ્રન્થોનો ઉલ્લેખ કરેલો છે, પણ તે હાલ મળતા નથી. તેમની બીજી કૃતિઓમાં

છન્દોરત્નાવલી, સ્યાદિશબ્દસમુચ્ચય અને પદ્માનંદ-કાવ્ય છે. પદ્માનંદ કાવ્ય પાટણના એક વાયડા વણિક પદ્મની વિનંતિથી અમરચન્દ્રે રચ્યું હતું. તેમાં તીર્થંકરોનાં ચરિત્ર આપેલાં હોવાથી તે જિનેન્દ્રચરિત પણ કહેવાય છે. આ ઉપરાંત સૂક્તાવલી અને કલાકલાપ એ અમરચન્દ્રના બે ગ્રન્થોનાં નામ ચતુર્વિંશતિપ્રબન્ધમાં આપેલાં છે

વિવેકવિલાસના કર્તા વાયડગચ્છીય સુપ્રસિદ્ધ જિનદત્તસૂરિના અમરચન્દ્ર શિષ્ય હતા. ચતુર્વિંશતિપ્રબન્ધ અનુસાર, અરિસિંહ પાસેથી અમરચન્દ્રને સિદ્ધસારસ્વત મંત્ર મળ્યો હતો અને તેનો એકવીસ દિવસ જપ કરવાથી સરસ્વતીએ તેમને સિદ્ધ કવિ થવાનું વરદાન આપ્યું હતું પછી વીસલદેવની વિનંતિથી અમરચંદ્ર તેના દરબારમાં આવ્યા હતા. તે સમયે સભામાં હાજર રહેલા કવિઓએ અમરચન્દ્રને સમસ્યાઓ પૂછી હતી; અને એ પ્રસંગે અમરચન્દ્રે ૧૦૮ સમસ્યાઓ પૂરી હતી એમ પ્રબન્ધકાર નોંધે છે.

જેમ અરિસિંહના સુકૃતસંકીર્તનના પ્રત્યેક સર્ગને અંતે અમરચન્દ્રે પાંચ શ્લોક મૂકેલા છે તેમ અમરચન્દ્રની કાવ્યકલ્પલતાનાં કેટલાંક સૂત્રો અરિસિંહે રચેલાં છે.

અમરચન્દ્રના શીઘ્રકવિત્વનો એક નર્મગર્ભ પ્રસંગ ઉપદેશતરંગિણીમાં મળે છે.* એકવાર વસ્તુપાલ અમરચંદ્રસૂરિના વ્યાખ્યાનમાં આવ્યો હતો, પણ બારણામાં પ્રવેશતાં તેણે આચાર્યના મુખેથી સાંભળ્યું—

દીપિકાકાલિદાસ અને ઘંટામાઘની જેમ અમરચંદ્ર સંસ્કૃત સાહિત્યમાં **વેણીકૃપાણોઽમરઃ** તરીકે પ્રસિદ્ધ છે, કેમકે બાલભારતમાં પ્રભાતવર્ણનમાં દધિમંથન કરતી તરુણીના વર્ણનમાં તેમણે વેણીને અનંગના કૃપાણની ઉપમા આપી છે—

> **दधिमथनविलोलल्लोलदृग्वेणीदम्भा—**
> **दयमदयमनङ्गो विश्वविश्वैकजेता ।**
> **भवपरिभवकोपत्यक्तबाणः कृपाण—**
> **श्रममिव दिवसादौ व्यक्तशक्तिर्व्यनक्ति ॥**

છન્દ, અલંકાર, વ્યાકરણ અને કાવ્ય એમ અનેક વિષયોમાં અમરચન્દ્રે ગ્રન્થરચના કરી છે. તેમની રચનાશૈલી સરલ, મધુર, સ્વસ્થ અને નૈસર્ગિક છે, શબ્દાલંકારો અને અર્થાલંકારો ઉપરનું તેમનું પ્રભુત્વ અસાધારણ છે. તેમની રચનાઓમાં વ્યાકરણની ભૂલ શોધી પણ જડે તેમ નથી. જૈન હોવા છતાં બ્રાહ્મણધર્મ ઉપર તેમને નૈસર્ગિક ભાવ હતો એ બાલભારત જેવી તેમની રચના ઉપરથી તેમજ બાલભારતના પ્રત્યેક સર્ગના પ્રારંભમાં તેમણે કરેલી વ્યાસમુનિની સ્તુતિ ઉપરથી જણાઈ આવે છે.

### વિજયસેનસૂરિ

> **जीयाद् विजयसेनस्य प्रभोः प्रातिभदर्पणः ।**
> **प्रतिबिम्बितमात्मानं यत्र पश्यति भारती ॥**
>
> —ઉદયપ્રભસૂરિકૃત ધર્માભ્યુદય

> **मुनेर्विजयसेनस्य सुधामधुरया गिरा ।**
> **भारतीमञ्जुमञ्जीरस्वरोऽपि परपीकृतः ॥**
>
> —કીર્તિકૌમુદી

વિજયસેનસૂરિ એ નાગેન્દ્ર ગચ્છના હરિભદ્રસૂરિના શિષ્ય હતા અને વસ્તુપાલ-તેજપાલના કુલગુરુ હતા એ મંત્રી બંધુઓએ કરેલાં સત્કૃત્યોમાં, બાંધેલાં મન્દિરોમાં અને કરેલી યાત્રાઓમાં વિજયસેનસૂરિની પ્રેરણા મુખ્યાંશે કારણભૂત હતી. એમના ઉપદેશથી જ વસ્તુપાલે ગિરનારની યાત્રાનો મોટો સંઘ કાઢ્યો હતો. એ સંઘમાં સ્ત્રીવર્ગને ગાવા માટે ગિરનાર આદિનું સુન્દર વર્ણન ગૂંથીને વિજયસેનસૂરિએ રેવંતગિરિરાસુ નામની અપભ્રંસ રાસકૃતિની રચના કરેલી છે. વસ્તુપાલે જીર્ણોદ્ધાર કરેલા ગિરનારના મન્દિરની

પ્રતિષ્ઠાવિધિ સં. ૧૨૮૮ માં થઈ હતી, એટલે આ રાસ પણ તે જ સમયે રચાયો હોવો જોઈએ એ કાવ્ય ઐતિહાસિક દૃષ્ટિએ તો મહત્ત્વનું છે જ, પણ કાવ્ય તરીકે પણ આપણા જૂના રાસસાહિત્યમાં એનું અગ્રિમસ્થાન છે વળી રેવંતગિરિરાસુ એ આપણી પ્રાચીનતમ રાસકૃતિઓ પૈકી એક છે એ તેની એક નોંધપાત્ર વિશિષ્ટતા છે.

બાલચન્દ્ર કવિએ રચેલી વિવેકમંજરી ટીકાનું સંશોધન વિજયસેનસૂરિએ કર્યું હતું. પ્રબન્ધોમાં વિજયસેનસૂરિના મુખમાં કેટલાંક સંસ્કૃત શીઘ્રકાવ્યો મૂકવામાં આવેલાં છે, પણ આ એકમાત્ર અપભ્રંશ રાસકૃતિ સિવાય તેમની બીજી કોઈ સળંગ રચના જાણવામાં આવેલી નથી પરન્તુ સમકાલીન સાહિત્યમાં તેમની કાવ્યવાણીની જે પ્રશસ્તિ ગાવામાં આવેલી છે એ જોતાં તેમણે અન્ય સંસ્કૃત રચનાઓ પણ કરી હોવાનો પૂરો સંભવ છે

## ઉદયપ્રભસૂરિ

अजिह्मपरमब्रह्मरवेरुदयदीपक ।
प्रभोरुदयप्रभोः शब्दब्रह्मोल्लास प्रकाशताम् ॥

—શબ્દબ્રહ્મોલ્લાસ (?)*

ઉદયપ્રભસૂરિ એ વસ્તુપાલના ગુરુ વિજયસેનસૂરિના શિષ્ય હતા એમની રચનાઓમાં મુખ્ય ધર્માભ્યુદય અથવા સંઘપતિચરિત નામનું પંદર સર્ગનું મહાકાવ્ય છે. વસ્તુપાલે સંઘપતિ થઈને ભારે સમારંભપૂર્વક શત્રુંજય અને ગિરનારની જે યાત્રાઓ કરી હતી તેનું માહાત્મ્ય વર્ણવવા માટે રચાયેલી આ કૃતિમાં કાવ્યના પણ ઊંચા ગુણો છે એના પહેલા અને છેલ્લા સર્ગમાં વસ્તુપાલ અને વિજયસેનસૂરિ સંબંધી તથા બીજો ઐતિહાસિક વૃત્તાંત છે અને બાકીના સર્ગો ઋષભદેવ, જંબુસ્વામી, નેમિનાથ વગેરેનાં ચરિત્રોથી રોકાયેલા છે ખુદ વસ્તુપાલના હાથે સં ૧૨૯૦ માં લખાયેલી આ કાવ્યની હાથપ્રત ખંભાતના ભંડારમાં છે

ઉદયપ્રભસૂરિની બીજી રચનાઓમાં સુકૃતકીર્તિકલ્લોલિની નામનું પ્રશસ્તિકાવ્ય છે. એમાં અણહિલવાડના રાજાઓનો કવિત્વમય ઐતિહાસિક વૃત્તાંત આપ્યા પછી વસ્તુપાલ-તેજપાલના ધાર્મિક કાર્યોનો ગુણાનુવાદ કરવામાં

* પાટણ ભંડારમાંની આ ગ્રન્થની તાડપત્રીય હાથપ્રત ખંડિત છે, એટલે તેનું ખરેખરું નામ શબ્દબ્રહ્મોલ્લાસ હોવા વિશે શંકા રહે છે.

ાવેલો છે. વસ્તુપાલે સં. ૧૨૭૭માં શત્રુંજયની યાત્રા કરી તે સમયે ા કાવ્ય રચાયું હોય એમ જણાય છે. ત્યાં વસ્તુપાલે બંધાવેલા ઇન્દ્રમંડપમાં એ કાવ્ય કોતરવામાં આવ્યું હતું. પાટણમાં વસ્તુપાલના પોતાના જ સાદના અવશેષરૂપ ગણાતા એક આરસના સ્તંભ ઉપર આ કાવ્યનો ક શ્લોક કોતરાયેલો મળી આવ્યો છે.

આ સિવાય ઉદયપ્રભસૂરિએ ધર્મદાસગણીની ઉપદેશમાલા ઉપર પદેશમાલાકર્ણિકા નામની ટીકા સં. ૧૨૯૯માં ધોળકામાં રચી છે તથા શીતિ તથા કર્મસ્તવ એ બે કર્મગ્રન્થો ઉપર ટિપ્પણ લખ્યાં છે. સંસ્કૃત મિનાથચરિત તથા આરંભસિદ્ધિ નામનો જ્યોતિષનો ગ્રન્થ પણ તેમણે ચેલ છે. સં. ૧૨૮૮ માં ગિરનાર ઉપરના વસ્તુપાલના પ્રશસ્તિલેખો પૈકી ક લેખ ઉદયપ્રભસૂરિએ રચેલો છે. એમની કેટલીક પ્રકીર્ણ સૂક્તિઓ ગ્રન્થોમાં મળે છે.

એ જ ઉદયપ્રભસૂરિના શિષ્ય જિનભદ્રે સં. ૧૨૯૦ માં વસ્તુપાલના ાત્ર જયંતસિંહને વાંચવા માટે એક પ્રબન્ધાવલીની રચના કરી હતી. ખંડિત સ્વરૂપમાં મળેલી એ પ્રબન્ધાવલીનો સમાવેશ આચાર્ય જિનવિજયજી-સંપાદિત પુરાતન પ્રબન્ધસંગ્રહમાં કરવામાં આવેલો છે.

### નરચન્દ્રસૂરિ

नरचन्द्रमुनीन्द्रस्य विश्वविद्यामयं महः ।
चतुरन्तधरित्रीशसभ्यैरभ्यर्चितं स्तुमः ॥

—ધર્માભ્યુદય

कवीन्द्रश्च मुनीन्द्रश्च नरचन्द्रो जयत्ययम् ।
प्रशस्तिर्यस्य काव्येषु संक्रान्ता हृदयादिव ॥

—કીર્તિકૌમુદી

આ નરચન્દ્રસૂરિ હર્ષપુરીય ગચ્છના દેવપ્રભસૂરિના શિષ્ય હતા. વસ્તુપાલ સાથે તથા વિજયસેનસૂરિ અને તેમના શિષ્યમંડળ સાથે તેઓનો ગાઢ સંબંધ હતો. તેઓ વસ્તુપાલની સંઘયાત્રાઓમાં અનેક વાર ગયા હતા. એક વાર વસ્તુપાલે તેમને હાથ જોડીને વિનંતિ કરી કે, "આપે મારા મસ્તક ઉપર હાથ મૂક્યો તેના પ્રભાવથી હું અતિદુર્લભ એવું સંઘાધિપત્ય પામ્યો; સેંકડો ધર્મસ્થાનો મેં બનાવ્યાં તથા દાન કર્યાં,

પણ હવે જૈન શાસનની કથાઓ સાંભળવાની માગ મનમાં ઉત્કટ છે." વસ્તુપાલની આ અભ્યર્થનાથી નરચન્દ્રસૂરિએ ૧૫ તરંગોમાં 'કથારત્નાકર' નામનો ગ્રન્થ રચ્યો. આ ગ્રન્થમાં અનેક ધર્મકથાઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે.

આ ઉપરાંત નરચન્દ્રસૂરિએ મુરારિકૃત 'અનર્ઘરાઘવ' નાટક અને શ્રીધરકૃત 'ન્યાયકન્દલી' ઉપર ટીકાઓ લખી છે. તેમણે રચેલો જ્યોતિસાર નામનો જ્યોતિષગ્રંથ નારચંદ્ર જ્યોતિસાર તરીકે ઓળખાય છે. આ ઉપરાંત, સટીક જન્મસમુદ્ર, જ્યોતિષપ્રશ્ન-ચતુર્વિંશિકા તથા પ્રશ્નશતક એ જ્યોતિષના ગ્રન્થો તેમણે રચ્યા છે, તે ઉપરથી જ્યોતિષના તેઓ સારા વિદ્વાન હતા એમ માલૂમ પડે છે. પ્રાકૃતપ્રબોધ નામે પ્રાકૃત વ્યાકરણ તથા ચતુર્વિંશતિજિનસ્તોત્ર નામનું સ્તોત્ર તેમણે રચ્યું છે. ઉપર્યુક્ત ઉદયપ્રભસૂરિના 'પાંડવચરિત મહાકાવ્ય'નું સંશોધન તેમણે કર્યું હતું. ૨૬ શ્લોકની એક વસ્તુપાલપ્રશસ્તિ પણ તેમણે રચેલી મળે છે. ગિરનાર ઉપરના વસ્તુપાલના પ્રશસ્તિલેખો પૈકી બે નરચન્દ્રસૂરિએ રચેલા છે. તેમનાં કેટલાંક સુભાષિતો અને સ્તુતિકાવ્યો પ્રબન્ધોમાં સચવાયેલાં છે.

## નરેન્દ્રપ્રભસૂરિ

तस्य गुरोः प्रियशिष्यः प्रभुर्नरेन्द्रप्रभः प्रभावाढ्यः।
योऽलंकारमहोदधिमकरोत् काकुत्स्थकेलिं च ॥

—રાજશેખરસૂરિકૃત ન્યાયકન્દલીપંજિકા

'એકવાર વસ્તુપાલે ભક્તિપૂર્વક હાથ જોડીને નરચન્દ્રસૂરિને વિનંતિ કરી કે, 'કેટલાક અલંકારગ્રન્થો અતિવિસ્તારને લીધે દુર્ગમ છે. કેટલાક અતિસંક્ષેપને લીધે લક્ષણહીન છે, વળી બીજા કેટલાક અભિધેય વસ્તુથી રહિત અને ક્લેશથી સમજાય એવા છે. કાવ્યરહસ્યના નિર્ણયથી બહિર્ભૂત એવા પુષ્કળ ગ્રન્થો' આ રીતે કાને પડવાને લીધે મારું મન કદર્થિત થયું છે માટે અતિવિસ્તૃત નહિ એવું, કવિઓનું સર્વસ્વ જેમાં આવી જાય એવું તથા દુર્મેધને પણ બોધક થાય એવું અનન્યસદૃશ શાસ્ત્ર કહો.' આથી સૂરિએ પોતાના શિષ્ય નરેન્દ્રપ્રભસૂરિને તેવો ગ્રન્થ રચવાની સૂચના કરતાં તેમણે વસ્તુપાલના આનંદને માટે અલંકારમહોદધિ રચ્યો.

આઠ પ્રકરણમાં વહેંચાયેલા આ અલંકારગ્રન્થમાં નરેન્દ્રપ્રભે સ્વરચિત અલંકારસૂત્રો તથા તે ઉપર વૃત્તિ આપી છે. પ્રારંભમાં તેઓ કહે છે કે "પૂર્વાચાર્યોએ જેનો આવિષ્કાર કર્યો ન હોય એવું કંઈ નથી, તેથી આ

કૃતિ તેમનાં વચનોનો સારસંગ્રહ છે." વળી ગ્રન્થના અંતમાં તેઓ લખે છે કે, "આ કૃતિ મેં કંઇક બુદ્ધિશાળી પુરુષોની ચમત્કૃતિ અર્થે તેમજ કંઇક મારી વ્યુત્પત્તિ અર્થે લખી છે."

આ પ્રમાણે નમ્રતા દર્શાવવા છતાં અને મુખ્યત્વે સારસંગ્રહરૂપ આ ગ્રન્થ હોવા છતાં તેમાં નરેન્દ્રપ્રભસૂરિએ સંસ્કૃત સાહિત્યના બહુસંખ્ય ગ્રન્થોના જે આધારો લીધા છે તથા તેમાંથી જે અવતરણો આપ્યાં છે તેથી સમસ્ત સાહિત્યશાસ્ત્રનું તેમનું ઊંડું અવગાહન વ્યક્ત થાય છે.

કાકુત્સ્થકેલિ નામની એક કૃતિ નરેન્દ્રપ્રભસૂરિએ રચેલી હતી એમ ન્યાયકંદલીપંજિકાના ઉપર્યુક્ત ઉલ્લેખ ઉપરથી જણાય છે. એ કૃતિ હાલમાં મળતી નથી, પણ એક જૂના ગ્રન્થભંડારની હસ્તલિખિત સૂચિ (પુરાતત્ત્વ, પુ. ૨, પૃ. ૪૨૬) ઉપરથી જણાય છે કે કાકુત્સ્થકેલિ એ ૧૫૦૦ શ્લોકપ્રમાણનું નાટક હતું. એનો વિષય શો હશે એ સૂચિ ઉપરથી માલૂમ પડતું નથી, પણ રઘુવંશને લગતો કોઈ વિષય કવિએ લીધો હશે એવું અનુમાન નાટકના નામ ઉપરથી કરીએ તો વધારે પડતું નથી. આ સિવાય વિવેકપાદપ અને વિવેકકલિકા નામના સૂક્તિસંગ્રહો પણ નરેન્દ્રપ્રભસૂરિએ રચ્યા છે.

નરેન્દ્રપ્રભસૂરિએ વસ્તુપાલપ્રશસ્તિ નામના બે કાવ્યો રચ્યાં છે, જેમાંનું એક ૧૦૪ શ્લોકનું અને બીજું ૩૭ શ્લોકનું છે. એ બન્ને ઐતિહાસિક દૃષ્ટિએ મહત્ત્વનાં છે. ગિરનાર ઉપરના વસ્તુપાલના પ્રશસ્તિલેખો પૈકી એક લેખ નરેન્દ્રપ્રભસૂરિની રચના છે.

## બાલચન્દ્ર

वाग्वल्लीदलदस्य के कति न वा सन्त्यात्ततुल्योपमाः ।
सत्योल्लेखमुपः स्वकोष्ठपिठरीसम्पूर्त्तिधावद्धिय ॥
सोऽन्यः कोऽपि विदर्भरीतिवलवान् बालेन्दुसूरिः पुरो
यस्य स्वर्गिपुरोहितोऽपि न गवां पौरोगवस्तादृशः ॥

—અપરાજિત કવિ

दुमग्रन्थकर्तुः श्रीबालचन्द्रस्य का स्तुतिः ।
श्रीवस्तुपालेन यः स्तुतः कवितागुणात् ॥

—પ્રદ્યુમ્નસૂરિકૃત સમરાદિત્યસંક્ષેપ

આ બાલચન્દ્રસૂરિ ચન્દ્રગચ્છના હરભદ્રસૂરિના શિષ્ય હતા. તેઓ મોઢેગના મોઢ બ્રાહ્મણ હતા. તેમનું પૂર્વાશ્રમનું નામ મુંજાલ હતું. તેમના પિતાનું નામ ધરાદેવ અને માતાનું નામ વિદ્યુત્—વીજળી હતું ધરાદેવ જૈન શાસ્ત્રોના જાણકાર હતા મુંજાલે પણ હરિભદ્રસૂરિની વાણી સાંભળીને માબાપની અનુમતિથી દીક્ષા લીધી ચૌલુક્ય ગજગુરુ પદ્માદિત્ય તેમના અધ્યાપક હતા વાદી દેવસૂરિના ગચ્છના આચાર્ય ઉદયસૂરિએ તેમને સારસ્વત મંત્ર આપ્યો હતો. એકવાર યોગનિદ્રામાં રહેલા અને સરસ્વતીનું ધ્યાન ધરી રહેલા એવા બાલચન્દ્ર પાસે આવીને શારદાએ કહ્યું કે, "બાલ્યકાળથી તેં કરેલા સારસ્વત ધ્યાનથી હું પ્રસન્ન થઈ છુ; જેમ પૂર્વે કાલિદાસ આદિ મારી ભક્તિથી કવીન્દ્રો થયા તેમ તું પણ થઈશ."

વસન્તવિલાસ મહાકાવ્યના પ્રારંભમાં આ રીતે પોતાનો પૂર્વવૃત્તાન્ત આપીને બાલચન્દ્ર કવિ કહે છે કે દેવી સરસ્વતીની એ કૃપાથી આ કાવ્ય હું રચુ છુ. ચૌદ સર્ગના આ કાવ્યમા વસ્તુપાલનાં પરાક્રમો અને તેના સત્કૃત્યોનું વર્ણન છે. સોમેશ્વર, હરિહર અને બીજા સમકાલીન કવિઓ વસ્તુપાલને વસન્તપાલ પણ કહેતા હતા. આથી આ કાવ્યનુ નામ બાલચન્દ્રે વસન્તવિલાસ રાખ્યુ છે. એમા પ્રારંભમા કવિએ આત્મકથા કહ્યા પછી અણહિલવાડનું વર્ણન કર્યું છે તથા મૂળરાજથી ભીમદેવ અને વીરધવલ સુધીના રાજાઓનો ઐતિહાસિક વૃત્તાન્ત આપ્યો છે. પછી વસ્તુપાલ–તેજપાલની મંત્રી તરીકે થયેલી નિમણૂકનુ, ભરૂચના શંખ સાથે વસ્તુપાલના યુદ્ધનું અને શંખના પરાજયનુ વર્ણન કર્યું છે ઋતુઓ, કેલિ તથા સૂર્યોદય અને ચન્દ્રોદયના રૂઢ વર્ણનો કર્યા પછી કવિએ વસ્તુપાલની યાત્રાઓ વર્ણવી છે. છેવટે વસ્તુપાલનાં અનેક સત્કૃત્યોનું ગુણસંકીર્તન કરીને કવિએ સદ્ગતિ સાથેનુ તેનુ પાણિગ્રહણ—અવસાન વર્ણવ્યું છે.

વસ્તુપાલના પુત્ર જૈત્રસિંહ—જયન્તસિંહના વિનોદ અર્થે આ કાવ્ય હતું તેમાં વસ્તુપાલના મરણનો ઉલ્લેખ પણ આવે છે, એટલે સં ૧૨૯૬માં વસ્તુપાલનુ મરણ થયા પછી એ રચાયુ હોવુ જોઈએ

ઉપર આપેલી અપરાજિત કવિની પ્રશસ્તિમાં કહ્યું છે તેમ, બાલચન્દ્ર કવિ વૈદર્ભી રીતિ વડે બળવાન છે. છન્દોરચના, ભાષા અને અલંકારો ઉપર કવિની હથોટી બેઠેલી છે. માધુર્ય અને પ્રસાદ એ વૈદર્ભી રીતિના અગ્રિમ ગુણો આ કવિમા પૂર્ણપણે વિકસેલા છે. મધ્યકાલીન

કવિઓનો ભાષાડમ્બર તેને ભાગ્યેજ સ્પર્શ કરે છે. નરનારાયણાનંદ અને કીર્તિકૌમુદીની હરોળમાં આ કાવ્ય અવશ્ય બેસી શકે.

બાલચન્દ્રે કરુણાવજ્રાયુધ નામનું પંચાંકી નાટક પણ રચ્યું છે. તે વસ્તુપાલે કાઢેલા સંઘના પરિતોષ અર્થે શત્રુંજય ઉપર ઋષભદેવના યાત્રામહોત્સવ વખતે ભજવાયું હતું. વજ્રાયુધ ચક્રવર્તીની પરીક્ષા લેવા માટે દેવો બાજ અને પારેવાનું રૂપ લઈને આવ્યા હતા, અને તેમાં વજ્રાયુધે પોતાના પ્રાણના ભોગે પણ પારેવાનું રક્ષણ કર્યું હતું એ પ્રસિદ્ધ વસ્તુને અનુલક્ષીને આ નાટકની રચના થયેલી છે. વળી બાલચન્દ્રે આસડ કવિના વિવેક-મંજરી અને ઉપદેશકંદલી નામના પ્રકરણગ્રન્થો ઉપર ટીકાઓ લખેલી છે.

વસ્તુપાલને ઉદ્દેશીને કહેવાયેલું બાલચન્દ્રનું એક સ્તુતિકાવ્ય પ્રબન્ધોમાં આ પ્રમાણે મળે છે:—

गौरी रागवती त्वयि त्वयि वृषो बद्धादरस्त्वं युतो
भूत्या त्वं च लसद्गुणः शुभगणः किं वा बहु ब्रूमहे ।
श्रीमन्त्रीश्वर नूनमीश्वरकलायुक्तस्य ते युज्यते
बालेन्दुं चिरमुच्चकै रचयितुं त्वत्तोऽपरः कः प्रभुः ॥

( અર્થાત્—હે મંત્રી ! તારામાં અને શિવમાં સમાનતા છે: શિવમાં જેમ ગૌરી અનુરાગવાળી છે તેમ તારામાં પણ ગૌરી (ગૌરાંગી સ્ત્રી) અનુરાગવાળી છે, જેમ શિવમાં વૃષ—નંદીને આદરભાવ છે તેમ તારામાં પણ વૃષ—ધર્મને આદરભાવ છે, જેમ શિવ ભૂતિ—ભસ્મથી યુક્ત છે તેમ તું પણ ભૂતિ—સમૃદ્ધિથી યુક્ત છે, શિવની જેમ તું પણ ગુણોથી શોભે છે, શિવની જેમ તારી સેવામાં પણ શુભ ગણ—સેવકો છે. વધારે શું કહેવું ! ઈશ્વર—શિવની કલાથી યુક્ત એવા તારે માટે બાલચન્દ્રને ઉચ્ચ પદ આપવાનું ( શિવપક્ષે—ભાલસ્થલ ઉપર સ્થાન આપવાનું ) યોગ્ય છે. તારાથી બીજો કોણ સમર્થ છે ! )

આ સાંભળીને બાલચન્દ્રને આચાર્યપદ આપવાના મહોત્સવમાં વસ્તુપાલે એક હજાર દ્રમ્મનો વ્યય કર્યો.

## જયસિંહસૂરિ

वासाम्भोजसमुद्भवैर्मधुलवैर्वेधा व्यधाद्यद्गिरं
वाणी पाणिविलासपद्मजनितैस्तां बिभ्रतीयन्यिदम् ।

—હમ્મીરમદમર્દન: પ્રસ્તાવના

જયસિંહસૂરિ એ વીરસૂરિના શિષ્ય તથા ભરૂચના મુનિસુવ્રતસ્વામી ચૈત્યના અધિષ્ઠાયક આચાર્ય હતા. ગુજરાત ઉપર દક્ષિણેથી ચડી આવેલા યાદવ રાજા સિંહણ અને ઉત્તરેથી ચડી આવેલા મીલચ્છીકાર (સુલતાન અલ્તમશ)નો વીરધવલ અને વસ્તુપાલે એક સાથે પરાજય કર્યો હતો એ વસ્તુને ગૂથી લેતું હમ્મીરમદમર્દન નામનું નાટક જયસિંહસૂરિએ રચેલું છે. એ નાટક સં. ૧૨૭૬ અને સં. ૧૨૮૫ની વચ્ચે રચાયું હોય એમ માનવાનાં સબળ કારણો છે. એ નાટક વસ્તુપાલના પુત્ર જયંતસિંહની આજ્ઞાથી ખંભાતમાં ભીમેશ્વરદેવના યાત્રામહોત્સવમાં ભજવાયું હતું. નાટકમાં કર્તા એવો દાવો કરે છે કે પ્રેક્ષકો જેનાથી કંટાળી ગયા છે એવું ભયાનક રસથી ભરેલુ આ પ્રકરણ નથી, પણ નવે રસથી ભરેલું જુદી જ જાતનુ નાટક છે.

યાદવ રાજા સિંહણ અને લાટરાજના ભત્રીજા સંગ્રામસિંહના સંગઠનને વસ્તુપાલના ચારપુરુષો—જાસૂસોએ કેવી રીતે તોડી નાખ્યું હતું એની હકીકત નાટકના પહેલા બે અંકોમાં આવે છે.

ત્રીજા અંકમા કમલક નામનો દૂત મ્લેચ્છોના ઉપદ્રવથી મેવાડ દેશની જે ખરાબ હાલત થઈ છે તેનો ખ્યાલ આપે છે. છેવટે, વીરધવલ આવે છે એવી વાત ફેલાવી દેશવાસીઓને તેણે હિંમત આપી હોવાનું જણાવાય છે. ચોથા અંકમાં જાણવા મળે છે કે વસ્તુપાલે ફેલાવેલી અફવાને પરિણામે બગદાદનો ખલીફ ખર્પરખાનને આજ્ઞા કરે છે કે તારે મીલચ્છીકારને બેડીમાં જકડી મારી આગળ રજૂ કરવો બીજી બાજુ, તુરુષ્કોના પરાજય પછી તેમના પ્રદેશો પાછા સોંપવાનું વચન આપી વસ્તુપાલ કેટલાક રાજાઓને પોતાના પક્ષમાં લઈ લે છે. પછી મીલચ્છીકાર પોતાના વજીર ઘોરી ઇસફ સાથે વાતચીત કરતો ઊભો છે, ત્યાં વીરધવલની ગર્જના તથા તેના લશ્કરનો અવાજ સાંભળી બન્ને જણ મૂઠીઓ વાળીને નાસે છે; શત્રુ ન પકડાયાથી વીરધવલ નાસીપાસ થાય છે, પણ શત્રુની પૂંઠ ન પકડવાની વસ્તુપાલની સલાહનું પાલન કરે છે. પાંચમા અંકમાં રાજા વિજય પામી ઘેર આવે છે. વળી એક વાત જાહેર થાય છે કે મીલચ્છીકારના પીર રદી અને કદીને બગદાદથી આવતાં વસ્તુપાલે સમુદ્રમાં કેદ કર્યા હતા અને તેમની સહીસલામતી માટે મીલચ્છીકારને વીરધવલ સાથે મૈત્રીની સંધિ ની ફરજ પાડી હતી.

અંતે, રાજા શિવના મંદિરમાં જાય છે, ત્યાં શિવ સાક્ષાત્ પ્રકટ તેને વરદાન આપે છે.

સમગ્ર સંસ્કૃત સાહિત્યમાં શુદ્ધ ઐતિહાસિક પ્રસંગને અનુલક્ષીને લખાયેલાં નાટકો અત્યંત વિરલ છે, અને એ રીતે આ હમ્મીરમદમર્દન નાટક ખૂબ મહત્ત્વનું ગણાવું જોઇએ.

જયસિંહસૂરિની બીજી કૃતિ એ ૭૭ શ્લોકની વસ્તુપાલ-તેજપાલ પ્રશસ્તિ છે. તેજપાલ એક વાર ભરૂચમાં શકુનિકાવિહારમાં આવેલા મુનિસુવ્રતસ્વામીના મન્દિરની યાત્રાએ ગયો ત્યારે જયસિંહસૂરિએ શીઘ્રકાવ્યોથી તેની સ્તુતિ કરી અને દંડનાયક આંબડે સિદ્ધરાજના સમયમાં જીર્ણોદ્ધૃત કરેલા એ વિહારમાંની પચીસ દેવકુલિકાઓ ઉપરના વાંસના ધ્વજદંડોને સ્થાને સુવર્ણના ધ્વજદંડો બનાવી આપવા તેને વિનંતિ કરી. વસ્તુપાલની સંમતિથી તેજપાલે તે કરાવી આપ્યા. તેની સ્મૃતિમાં જયસિંહસૂરિએ એ સુંદર પ્રશસ્તિની રચના કરી. એમાંથી ગુજરાતના ઇતિહાસની અને વસ્તુપાલનાં સત્કૃત્યોને લગતી ઘણી માહિતી પ્રાપ્ત થાય છે.

સં. ૧૪૨૨માં કુમારપાલચરિત મહાકાવ્ય લખનાર જયસિંહસૂરિ આ જયસિંહસૂરિથી ભિન્ન છે.

## માણિક્યચન્દ્ર

पारेलंकारगहनं संकेताख्यानमन्तरा।
सुधियां बुद्धिशकटी कथंकारं प्रयास्यति॥

—કાવ્યપ્રકાશ : સંકેત

આચાર્ય માણિક્યચન્દ્ર રાજગચ્છના સાગરચન્દ્રસૂરિના શિષ્ય હતા. અલંકારશાસ્ત્રના નિપુણ વિદ્વાન તરીકે ભારતીય સાહિત્યમાં તેઓ વિખ્યાત છે. મમ્મટના કાવ્યપ્રકાશ ઉપરની સંકેત નામની તેમની ટીકા કાવ્યપ્રકાશની સૌથી જૂની ટીકાઓ પૈકી એક છે. અલંકારના અને ખાસ કરીને કાવ્યપ્રકાશના અભ્યાસીઓમાં એ ટીકા ખૂબ પ્રમાણભૂત ગણાય છે. ટીકાકારનું પ્રમાણભાન પણ માન પ્રેરે એવું છે. આવશ્યક સ્થળોએ સંક્ષેપ અને અનાવશ્યક સ્થળોએ વ્યર્થ વિસ્તાર—એ ટીકાકારોના સર્વસામાન્ય દોષથી માણિક્યચન્દ્ર સંપૂર્ણપણે મુક્ત છે. પૂર્વકાલીન અલંકારશાસ્ત્રીઓ ભામહ, ઉદ્ભટ, રુદ્રટ, દંડી, વામન, અભિનવગુપ્ત, મુકુલ, ભોજ આદિના મતો ટીકામાં અનેક સ્થળે ટાંકીને તેમણે પોતાના મૌલિક અભિપ્રાયો પણ રજૂ કર્યા છે. મૂળ ગ્રન્થને વિશદ કરવા માટે તેમણે કેટલેક સ્થળે પોતાનાં કાવ્યોમાંના ઉદાહરણ આપ્યાં છે, તે ઉપરથી તેઓ એક સહૃદય કવિ હતા એ પણ માલૂમ પડે છે. પોતે જૈન સાધુ હોવા છતાં બ્રાહ્મણ સાહિત્યનો તેમનો ઊંડો અભ્યાસ હતો.

અસામાન્ય બુદ્ધિવૈભવ, વ્યુત્પન્ન પાંડિત્ય અને માર્મિક રસજ્ઞતાથી આ ટીકા અંકિત થયેલી હોઈ તેને માટે નવમા ઉલ્લાસના પ્રારંભમાં—

लोकोत्तरोऽयं संकेतः कोऽपि कोविदसत्तमाः ।

એવો જે દાવો માણિક્યચન્દ્રે કર્યો છે તે વૃથા ગર્વોક્તિ છે એમ ભાગ્યેજ કહી શકાશે.

માણિક્યચન્દ્રના બીજા ગ્રન્થોમાં શાન્તિનાથચરિત્ર અને પાર્શ્વનાથ-ચરિત્ર એ મહાકાવ્યો મળે છે.

ઉદયપ્રભસૂરિના શિષ્ય જિનભદ્રે વસ્તુપાલના પુત્ર જયંતસિંહના પઠનાર્થે સંવત્ ૧૨૯૦ માં રચેલી પ્રબન્ધાવલી (પુરાતન પ્રબન્ધસંગ્રહ, પૃ. ૬૪)મા માણિક્યચન્દ્ર અને વસ્તુપાલના સંપર્ક વિશે નીચે પ્રમાણે હકીકત મળે છે. એક વાર માણિક્યચન્દ્ર વટકૂપ–વડવા ગામમાં રહેતા હતા ત્યારે તેમને વસ્તુપાલે બોલાવ્યા; પણ તેઓ આવ્યા નહિ (વસ્તુપાલચરિત અનુસાર, વસ્તુપાલે સંઘયાત્રામા સામેલ થવા માટે તેમને બોલાવ્યા હતા, પણ તેઓ સંકેતના લેખનમાં રોકાયેલા હોવાથી આવી શક્યા નહિ તેમજ કોઈ શિષ્યને પણ તેમણે મોકલ્યો નહિ). આથી મંત્રીએ એક કટાક્ષગર્ભિત શ્લોક માણિક્યચન્દ્ર ઉપર મોકલ્યો, એટલે માણિક્યચન્દ્ર પણ એવા જ એક શ્લોકથી જવાબ વાળ્યો. આથી આચાર્ય પોતાની પાસે આવે તે માટે વસ્તુપાલે ખંભાતમાંની તેમની પૌષધશાળામાંની વસ્તુઓ—પ્રતો વગેરે પોતાના માણસો મારફત ચોરાવીને એક સ્થળે મુકાવી દીધી. એટલે આચાર્ય આવીને મંત્રીને મળ્યા અને કહ્યું, "ધર્મના ધુરીણ એવા તમે વિદ્યમાન હોવા છતા અમારી પૌષધશાળામાં આ ઉપદ્રવ શાથી ?" મંત્રીએ કહ્યુ, "પૂજ્યનું આગમન નહોતું થતું એ જ કારણે." પછી મંત્રીએ આચાર્યને બધું પાછુ આપ્યુ. સંઘપૂજા સમયે આચાર્યે વસ્તુપાલની પ્રશસાનું એક કાવ્ય કહ્યુ. (આ પ્રમાણે માણિક્યચન્દ્રના મુખમા મુકાયેલા બીજાં કેટલાંક કાવ્યો પણ અન્યત્ર મળે છે.) પછી વસ્તુપાલે પુસ્તકાદિ આપીને, ખમાવીને આચાર્યને વિદાય આપી (વસ્તુપાલચરિત અનુસાર, વસ્તુપાલે પોતાના ગ્રથભંડારમાંથી સર્વ શાસ્ત્રોની એકએક પ્રતિ માણિક્યચન્દ્રને આપી)

વસ્તુપાલના જીવનકાળમાં તેના જ પુત્રને માટે રચાયેલી પ્રબન્ધાવલીમાં આ હકીકત મળે છે, એ જ પ્રબન્ધાવલીમા અન્યત્ર (પુરાતન પ્રબન્ધસગ્રહ, પૃ ૫૦) માણિક્યચન્દ્રે કરેલી મંત્રી યશોવીરની પ્રશસાનો

એક શ્લોક મળે છે. આથી માણિક્યચન્દ્ર તથા વસ્તુપાલ અને યશોવીરની સમકાલીનતા સિદ્ધ થાય છે.

હવે, કાવ્યપ્રકાશ-સંકેતને અંતે તેના રચના-સંવતનો ઉલ્લેખ નીચે પ્રમાણે મળે છે :

૬ ૧ ૪ ૧૨
रसवक्त्रग्रहाधीशवत्सरे मासि माधवे ।
काव्ये काव्यप्रकाशस्य संकेतोऽयं समर्थितः ॥

(પાટણ ભંડાર સૂચિ, પૃ. ૫૪)

એમાં 'વક્ત્ર'નો અર્થ ૧ કરવામાં આવે તો સં. ૧૨૧૬ નીકળે અને ૪ (બ્રહ્માનાં મુખો) અથવા ૬ (કાર્તિકેયનાં મુખ) કરવામાં આવે તો સં. ૧૨૪૬ અથવા સં. ૧૨૬૬ નીકળે. પરંતુ સં. ૧૨૧૬ માં તો વસ્તુપાલનો જન્મ પણ ભાગ્યેજ થયો હોય અથવા તે કેવળ બાલ્યાવસ્થામાં હોય. વસ્તુપાલને મન્ત્રિપદ સં. ૧૨૭૬ માં મળ્યું હતું, એ સિદ્ધ હકીકત છે. એટલે માણિક્યચન્દ્રે સં. ૧૨૧૬ માં સંકેત જેવા પ્રૌઢ ગ્રન્થની રચના કરી હોય અને સં. ૧૨૭૬ સુધી તેઓ વિદ્યમાન હોય એમ ભાગ્યેજ બને. વળી માણિક્યચન્દ્રનું પાર્શ્વનાથચરિત્ર સં. ૧૨૭૬ માં રચાયેલું છે (જુઓ જૈન ગ્રન્થાવલિ, પૃ. ૨૩૦ તથા બૃહટ્ટિપ્પનિકા; વળી જુઓ પ્રો. વેલણકરકૃતઃ જિનરત્નકોશ, પૃ. ૨૪૪-૪૫). આથી સંકેતની રચના સં. ૧૨૧૬ માં નહિ, પણ સં. ૧૨૪૬ માં અથવા સં. ૧૨૬૬માં થઈ હોય એમ માનવું યોગ્ય છે. માણિક્યચન્દ્રનો વસ્તુપાલ સાથેનો ઉપર્યુક્ત પ્રસંગ બન્યો તે પૂર્વે સંકેત રચાઈ ચૂક્યો હતો. માણિક્યચન્દ્ર સંકેતના લેખનકાર્યમાં રોકાયા હોવાથી ન આવી શક્યા એમ પંદરમા સૈકાનું વસ્તુપાલચરિત લખે છે, પણ સં. ૧૨૯૦ માં રચાયેલી સમકાલીન પ્રબન્ધાવલી 'મંત્રીએ બોલાવ્યા, પણ આચાર્ય આવ્યા નહિ' એમ મોઘમ લખે છે એ સૂચક છે. કદાચ બીજા કોઈ ગ્રન્થના લેખનમાં રોકાયા હોવાને કારણે તેઓ આવી શક્યા નહિ હોય.

સંકેતની રચના સં. ૧૨૧૬ માં થઈ હતી એમ માનવાનું સામાન્ય વલણ અત્યારે વિદ્વાનોમાં છે, પણ સમકાલીન પ્રબન્ધાવલીનો ઉપર્યુક્ત શંકારહિત પુરાવો તથા પાર્શ્વનાથચરિત્રની રચ્યાસાલ ધ્યાનમાં લેતાં તેનો રચનાકાળ સં. ૧૨૪૬ અથવા સં. ૧૨૬૬ માનવો જોઈએ. વસ્તુપાલ અને માણિક્યચન્દ્રની સમકાલીનતા અને સંપર્કને સંકેતના તથા પાર્શ્વનાથચરિત્રના રચનાકાળ સાથે તો જ ઘટાવી શકાય.

### અન્ય કવિઓ

सूत्रे वृत्तिः कृता पूर्वं दुर्गसिंहेन धीमता।
विसूत्रे तु कृता तेषां वस્तुपालेन मन्त्रिणा॥

—સોમેશ્વર

બીજા અનેક કવિઓ અને પંડિતોને પણ વસ્તુપાલે આશ્રય આપ્યો હતો તથા તેમની સરસ્વતીસેવાને પોષણ આપ્યું હતું વામનસ્થલીવાસી કવિઓ યશોધર અને સોમાદિત્ય, દેવપત્તન–પ્રભાસવાસી કવિ વૈરિસિંહ, કૃષ્ણનગરવાસી કમલાદિત્ય તથા દામોદર, જયદેવ (જયતદેવ), વિકલ, કૃષ્ણસિંહ, શંકરસ્વામી આદિ કવિઓને પણ તેણે હજારોનાં દાન આપ્યાં હતા એ કવિઓના પ્રશંસાવાક્યો અને સુભાષિતો પ્રબન્ધોમાં મળે છે ચાચરિયાક નામનો એક વિદ્વાન જે દૂર દેશથી આવ્યો હતો અને જેનાં વચનો સાંભળવા માટે ઉદયપ્રભસૂરિ પણ વેશપલટો કરીને જતા હતા તેને વસ્તુપાલે બે હજાર દ્રમ્મ દાનમાં આપ્યા હતા અને નગરમાં તેનો જાહેર સત્કાર કર્યો હતો આબુ ઉપર વસ્તુપાલે બંધાવેલાં મન્દિરોનો વૃત્તાન્ત આપતો અપભ્રંશ આબુરાસ સં. ૧૨૮૯ માં પાલ્હણ નામે કવિએ (પાઠાન્તર અનુસાર, પાલ્હણના પુત્રે) રચ્યો છે, એ કવિ પણ વસ્તુપાલનો સુપરિચિત જણાય છે સોમનાથની યાત્રા વખતે દેવની પૂજા કરનાર બ્રાહ્મણોએ વસ્તુપાલની કાવ્યમય સ્તુતિ કરતાં તેણે તેઓને હજારોના દાન આપીને વર્ષાસન બાંધી આપ્યાં હતા આ ઉપરાંત, જેમનાં નામ આજે મળતાં નથી એવા અનેક કવિઓ, પંડિતો અને ચારણોને તેણે ધનવાન બનાવ્યા હતા. એ સર્વની કાવ્યરચનાઓ તથા ચારણોના અપભ્રંશ દૂહાઓ પણ મળે છે કેટલાંકને તેણે ભૂમિદાન આદિ આપીને કાયમી વૃત્તિ બાંધી આપી હતી એ દાનશૂરતાને બિરદાવતાં સોમેશ્વર લખે છે "પૂર્વે બુદ્ધિમાન એવા દુર્ગસિંહે સૂત્રોમાં—વ્યાકરણનાં સૂત્રો ઉપર વૃત્તિ કરી છે—ટીકા લખી છે, પણ મન્ત્રી વસ્તુપાલે તો વગર સૂત્રે કવિઓને વૃત્તિ—આજીવિકા કરી આપી છે"

---

# ગાળામાં ભટ્ટારિકાનું પ્રાચીન મંદિર અને શિલાલેખો

[ લેખકઃ—નિર્ભયરામ ધનેશ્વર દ્વિવેદી, રિસર્ચસ્કોલર, હળવદ ]

**ગાળા** ગામ ધ્રાંગધ્રા સ્ટેટમાં આવેલું છે. ધ્રાંગધ્રા શહેરની પૂર્વે લગભગ ૮ આઠ માઈલ ઉપર તે ગામ છે. રસ્તામાં હરિપર તથા રત્નગઢ ગામ આવે છે, અને ત્યાંથી ઈશાનકોણમાં, એક માઈલ દૂર, ભટ્ટારિકાનું મંદિર, નદીના પશ્ચિમ કિનારે છે. દુદાપર ગામથી વાયવ્ય કોણમાં અને વઢડુ ગામથી દક્ષિણ દિશાએ તે મંદિર છે.

પુરાતત્ત્વવિદ્ સાક્ષર શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી વિરચિત, 'ગૂજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ' દ્વારા તથા પુરાતત્ત્વવિશારદ શ્રીયુત વિદ્વદ્વર્ય ગિરિજાશંકર વલ્લભજી આચાર્યે સંપાદિત, "ગૂજરાતના ઐતિહાસિક લેખો" દ્વારા, આ પ્રાચીન મંદિરની ખ્યાતિ, છેલ્લાં પાંચેક વર્ષથી મારા જાણવામાં આવી હતી. પણ જ્યારે મારા જાણવામાં આવ્યું, કે ત્યાં ચૌલુક્યવંશી મહારાજ સિદ્ધરાજ જયસિંહના સમયનો શિલાલેખ છે, ત્યારે તો ત્યાં જ જવાને મારી ઇચ્છાએ ઉત્કટ સ્વરૂપ ધારણ કર્યું; પરંતુ સંયોગ તથા સમયની પ્રતિકૂળતાને લીધે, અથવા કહો કે મારા પ્રમાદને લીધે, હું તે સ્થળે વહેલો જઈ શક્યો નહિ.

ગયા જૂન માસની ૨૦ મી તારીખે મંગળવારની સમીસાંજે, તે મંદિરનાં તથા શિલાલેખોનાં દર્શન કરવા, હું પગપાળો નીકળ્યો. ધ્રાંગધ્રા તાલુકા સ્કૂલના સ્પેશિયલ શિક્ષક શ્રી. છબીલદાસ રાવળને સાથીદાર તરીકે લેવામાં આવ્યા હતા. વર્ષાઋતુનું આગમન થયેલ હોવાથી, આસપાસનો પ્રદેશ બહુ જ રળિયામણો લાગતો હતો. લીલાંછમ હરિયાળાં ખેતરોએ, નિર્મળ જળથી વહેતા વોકળાઓએ, ઘાસથી છવાયેલી ટેકરીઓએ તથા ખુશનુમા વાતા પવને, અમારી દૃષ્ટિને તથા હૃદયને ખૂબ આનંદ આપ્યો. આખે રસ્તે, મનમાં તો તે મંદિરનાં તથા શિલાલેખોનાં અવનવાં કાલ્પનિક રમ્ય ચિત્રો ખડાં થતાં હતાં. તે સ્થળ જોવાના આનંદને લીધે, રસ્તાનો થાક પણ જણાયો નહિ. અમે ગાળામાં પ્રવેશ કર્યો ત્યારે ભગવાન સૂર્ય-નારાયણ અસ્તાચળ ઉપર વિશ્રાંતિ લેવા ધીમે ધીમે પધારતા હતા અને નિશાદેવી તિમિરરૂપી સાડી ધારણ કરતી હતી. આકાશના તારાઓ, જાણે અમારા હર્ષમાં ભાગ લેતા હોય તેમ ચમકારારૂપી મન્દ હાસ્ય કરતા હતા.

ભટ્ટારિકાના નિજમંદિરનો કાંઈ પણ ભાગ અવશેષરૂપે જોવામાં આવતો નથી. પશ્ચિમ બાજુ ૮'–૪" પહોળાઈનો માર્ગ, ઘુંમટના નીચે–તળિયે છે,-પણ પૂર્વનાં દ્વાર જેવો તે ભાગ નથી. બન્ને ભાગો એક બીજાની સિધી લીટીમાં આવી રહેલ છે. મને તો એમ લાગે છે, કે મંડપનાં પૂર્વ અથવા પશ્ચિમ તરફનાં દ્વારની પાછળ મુખ્ય મંદિર હોવું જોઈએ. તે સ્થળે ખોદકામ કરવાથી વધારે ખાત્રી થઈ શકે.

પિલરો ઉપર ઘુંમટ ગોળ આકૃતિમાં છે, અને તેમાં પથ્થરના ચડ-ઊતર સાત ગોળ વર્તુલો છે, અને ઘુંમટના કેન્દ્રસ્થાનમાં ચક્રની આકૃતિ છે. ઘુંમટ તથા પ્રવેશદ્વારની પથ્થરની બેઠકમાં ખાડા છે. તે ઉપરથી જણાય છે, કે તેમાં પથ્થર નાખેલ હોવા જોઈએ, અને ઓઠીકણુ દઈ બેસવાની બેઠક હોવી જોઈએ. ભીંતળિયાની લાદી ઊખડી ગઈ છે. ઘુંમટની બહારના ઉપરના ભાગમાં, પથ્થરનાં આઠ વર્તુલની ચડ-ઊતર આકૃતિ છે. અને ટોચ ઉપર વળાંક લેતી શિખરની આકૃતિ છે. ઉપરના ભાગના પથ્થરો તૂટી ગયા છે, અને કેટલેક સ્થળે મંદિરનો ભાગ ખુલ્લો થઈ ગયો છે. વિનાયક મંદિરનાં તથા સભામંડપનાં પથ્થરનાં છજાં એટલે વાળિયાં ઘણે સ્થળે તુટક થઈ ગયાં છે.

મંદિરના ગભારામાં નીચે, ઘેટાં-બકરાંને, રબારી–ભરવાડ, બેસાડતા હોવાનું જણાય છે. વિનાયક મંદિરમાં પણ તે જ સ્થિતિ છે. ખેડુતો તથા વટેમાર્ગુઓ, પોતાનાં લોઢાનાં ઓજારો આ મંદિરના પથ્થર સાથે ઘસતા હોય તેમ જણાય છે, જેથી પથ્થરમાં ઊંડા ખાચા પડી ગયા છે. બેઠકના પથ્થરને પણ એક સ્થળે, કોઈએ તોડી નાખેલ છે. અણસમજુ માણસો તથા છોકરાઓ તરફથી, હજુ પણ, આ મંદિરના કોઈ પણ ભાગને નુકસાન થવા સંભવ છે. વખતસર આ મંદિરની સંભાળ લેવામાં નહિ આવે, તો એક મહત્ત્વની પ્રાચીન ઐતિહાસિક વસ્તુનો નાશ થશે,

સ્પષ્ટ નથી. કેડથી નીચેનો ભાગ ખંડિત છે—ગેટને નથી (૩) દેવીની બીજી મૂર્તિ, ૨'–૧૧" લાંબી, ૧'–૫' પહોળી, અને ૦'–૪૩" જાડી છે ચાર ભુજા, અને જમણા હાથમાં ખડ્ગ–તલવાર છે બીજાં આયુધો સ્પષ્ટ નથી પાડો અથવા વાઘ વાહન તરીકે જણાય છે મૂર્તિ મધ્યમાંથી તૂટી ગઈ છે, પણ બંને ખંડિત ભાગો મોજુદ છે

આ ત્રણે મૂર્તિઓ સાદા પથ્થરની છે અસલની મૂર્તિઓ હશે કે કેમ તે બાબત મને શંકા છે

ગભારાના પશ્ચિમ ભાગમાં ભોયતળિયે, પથ્થરની એક છૂટી મૂર્તિ છે તે ૨–૩" લાંબી, ૧'–૬' પહોળી, અને ૦'–૭' જાડી છે વાહન અશ્વ છે તેની આગળ તથા પાછળ બે સ્ત્રી આકૃતિ છે ઘોડા નીચે બે નાનાં પ્રાણી જણાય છે કોની મૂર્તિ હશે તે કહી શકાતું નથી ભટ્ટારિકા દેવીના નિજમંદિરના પથ્થરનાં તોરણમાં અગર બારશાખમાં કોતરેલ જુદી જુદી મૂર્તિઓમાંથી દૈવયોગે આ મૂર્તિ બચવા પામેલ હોય તેમ જણાય છે આ મંદિરના વિધાયક શ્રી અંબાપ્રસાદના આશ્રયદાતા ચૌલુક્યવંશ ભૂષણ મહારાજા સિદ્ધરાજ જયસિંહની આ મૂર્તિ હોય એમ મારું માનવું છે

આ અંબાપ્રસાદ સિદ્ધરાજ જયસિંહનો ખજાનચી હતો, અને તે મૂળ નાગરનો વતની હશે તેણે વિ સં ૧૧૯૩ ના વૈશાખ વદિ ૧૪,ને ગુરુવારે વિનાયક દેવકુલિકા (મંદિર) સહિત શ્રી ભટ્ટારિકાનું મંદિર કરાવ્યાનો ઉલ્લેખ જોવામાં આવે છે (દેવકુલિમ શબ્દ, મંદિરના અર્થમાં વપરાય છે શ્રી ગિરિજાશંકર આચાર્યકૃત, 'કીર્તિકૌમુદી'ના ગુજરાતી ભાષાંતરની પ્રસ્તાવનાના પૃ ૨૯, ૩૩ જોવાથી ખાત્રી થશે તથા જૈનાચાર્યશ્રી વિજયધર્મસૂરિ–વિરચિત 'દેવકુલપાટક' ગ્રન્થના પૃ. ૧૭ની નીચે જે ટિપ્પણ આપેલ છે તે જોવા વિજ્ઞપ્તિ કરવામાં આવે છે)

તે લેખ ખંડિત દશામાં નીચે પ્રમાણે છે—

१ [श्री] संवत् ११९३ वै[शा]ख वदि १४ गुराव [द्ये] ह [स]मस्त [रा]जावलीविराजित महा वि ।[1]

२ अ [सि]द्धचक्रवर्तिअवनीनाथ श्रीम[ज्ज]यसिंहदेव कल्याणविजयराज्ये इत्येतास्मिन्कालेऽ-- व [मा]

३. ...।[३]...[प्र]व्ययकरणे महामात्य श्रीअंबप्रसादप्रतिबद्ध महं '[वाल्हु]रा'। पारि० श्रीकुमार। द्वि० पारि० केर... ...णे....।[४]

४. ......[ळी]दि पंचकुलकेन दुमतीर्थखान्यां श्रीभट्टारिका [स्य] श्रीदेवतायाः.........विनायकदेवकुलिकासमे[त] कारितं।[५]

५. .........पानदनायति॥ मंगलं महा श्रीः॥ शिवम[स्तु] सर्वजगतः॥ छ॥ऽत्र......सूत्र० म[हं]...केन।[६]

વિદ્વાનો આનો ભાવાર્થ સમજી શકે તેમ હોવાથી, તેનું ભાષાંતર કરવું મને ઉચિત લાગ્યું નથી.

'ભટ્ટારિકા'ને 'પરશિવમહિષી' કહેવામાં આવે છે. વિશેષ હકીકત માટે જુઓ :—બ્રહ્માંડપુરાણ અંતર્ગત લલિતા સહસ્રનામ ઉપરનું ભાસ્કરરાયપ્રણીત સૌભાગ્યભાસ્કર ભાષ્ય પૃ ૨૭. તથા परशुरामकल्पसूत्र, ८ खण्ड, पराक्रमसूत्र २६. તે શબ્દની નિરુક્તિ નીચે પ્રમાણે કહી શકાય.

भट्टारकः-'भट परिभाषणे' क्विप्। भट् चासौ तारकश्च। पृषोदरादित्वात् ष्टुत्वनिषेधो न। यद्वा टलति। 'टल विप्लवे' ण्वुल्। रलयोरेकत्वस्मरणम्। भट् चासौ टारकश्च। भट्टं स्वामित्व-मृच्छति वा। 'ऋ गतौ' 'कर्मण्यण्' ततः स्वार्थे कन्। 'भट्टारको नृपे नाट्यवाचा देवे तपोधने' इति मेदिनी। तस्य पत्नी इति भट्टारिका।

કલિકાલસર્વજ્ઞ જૈનાચાર્ય શ્રીહેમચંદ્રે પણ, આ બાબતનો ઉલ્લેખ, પોતાના વિશ્વવિખ્યાત 'સિદ્ધહેમ' વ્યાકરણમાં કરેલ છે. તે ગ્રંથના 'અ. ૫. પા. ૨. સૂ. ૮'ની સંસ્કૃત વૃત્તિ જોવાથી ખાત્રી થશે. તથા મહામહોપાધ્યાય રાવબહાદુર શ્રી. ગૌરીશંકર ઓઝા કૃત, 'રાજપૂતાનેકા ઇતિહાસ' ભા. ૧. પૃ. ૧૯૬ જોવા વિનંતિ છે.

આ શિલાલેખમાં 'કુમતીર્થસ્થાન્યાં' શબ્દ છે તે અંગે તેની પ્રાચીન ઐતિહાસિક તથા ભૌગોલિક સ્થિતિનું વર્ણન, પુરાતત્ત્વવિદોને રસિક લાગશે એમ માની, અહીં લખવામાં આવે છે.

ગાળા અને કુમડ ગામ વચ્ચે ખારોપાટ છે. તેમાં પ્રાચીન સમયનો દ્રૌપદીકુંડ છે. 'દ્રૌપદીતીર્થ' ઉપરથી ઉચ્ચારની અપભ્રષ્ટતાને લીધે, 'કુમડ' થઈ ગયું હશે એમ મારું માનવું છે. અથવા 'ધૌમ્યતીર્થ' ઉપરથી તે નામ કદાચ પડ્યું હોય. સૌરાષ્ટ્રમાં તીર્થયાત્રાએ નીકળેલ ધૌમ્યઋષિએ અત્રે અમુક સમય માટે વસતિ કરી હોય, અને તે ઉપરથી તે નામ કદાચ પડ્યું હોય. 'સ્થાન્યાં' સપ્તમી એકવચન છે. મૂળ શબ્દ 'સ્થાનિ-ની' છે, અને તે ખાડીવાચક લક્ષણાવૃત્તિથી લઈ શકાય તેમ છે એટલે હાલમા જ્યાં કચ્છનું રણ છે ત્યાં પ્રાચીન સમયમાં સમુદ્ર ઘૂઘવતો હતો, અને તેનો એક કાંઠો આ સ્થળ નજીક હતો તેમ જણાય છે. આ સંબંધમાં પુરાતત્ત્વવિદ્ શ્રી અમૃતલાલ પંડયાએ, પ્રવાસીપત્રદ્વારા તથા કુમાર માસિકદ્વારા, પોતાના લેખોમાં નકશા સાથે સરસ અને આધારભૂત વર્ણન કરેલ છે. આપણા સમર્થ પુરાતત્ત્વવિશારદ શ્રી. એસ. ડી. શાની, એમ એ મહાશયે પણ તે બાબતનું સમર્થન, "Ancient India and the outer world" નામના લેખમાં કરેલ છે. Dr. Manilal Patel, PH.D. સંપાદિત, 'Bharatiya Vidya' Vol. II. Part 1, P. 97 જોવા ભલામણ છે. તેમાં તેમણે, 'Cunningham'ના 'Ancient Geography of India' નામના ગ્રંથમાંથી હવાલો (Reference) આપેલ છે બૌદ્ધોના 'मिलिन्दपन्हो'માં આ સંબંધી ઉલ્લેખ છે. ગ્રીક લેખકો, ટાલેમી, સ્ટ્રેબો, પેરિપ્લસ, પ્લીની વગેરેના થોમાં આ સંબંધી થોડે ઘણે અંશે હકીકત આપેલ છે. આના અનુધાનમાં, 'J. B R. A. S. Vol. XVIIIમાં મેજર કુલ જેમ્સનો ખ વાંચવા લાયક છે.

હળવદથી આશરે ૧૨ માઈલ ઉપર ખોડગામ છે. તે કચ્છના રણને

કાંઠે ઉત્તર દિશામાં છે. ત્યાંથી થોડેક દૂર ખોદતાં વહાણ બાંધવાના ખૂંટા યાને બોયાં જડી આવે છે. એટલે કે પ્રાચીન સમયમાં કચ્છનો અખાત અને ખંભાતનો અખાત, સામુદ્રધૂનીથી જોડાયેલ હતા, અને સૌરાષ્ટ્ર દેશ એક ટાપુ ( Island ) હતો. ઈ. સ. ની સાતમી સદીમાં હિંદમાં આવેલ ચિની મુસાફર હ્યુએનસંગે પણ સૌરાષ્ટ્રને ટાપુ સરખો લખેલ છે.

આ સંબંધી પ્રમાણભૂત અને રસિક વર્ણન, મેજર વોટ્સને "Kathiawar Gazetteer"માં આપેલ છે, તેથી તે વાંચવા હું ભલામણ કરું છું.

જરા વિષયાન્તર થઈ ગયું છે તે માટે આપ સૌની ક્ષમા યાચું છું. પણ મારા જેવા શિખાઉ વિદ્યાર્થીને કાંઈક માર્ગદર્શન મળે એમ ધારી એ વિષય સંક્ષેપમાં ચર્ચ્યો છે,

હવે મૂળ હકીકત ઉપર આવું છું.

વિ. સં. ૧૧૯૩ નો લેખ, મંડળના પૂર્વ તરફના દ્વારની જમણી બાજુએ, બે પિલર ઉપરના ભારવટના પથ્થરમાં કોતરેલ છે. શિલ્પશાસ્ત્રની પરિભાષામાં કહું તો તે લેખ, બે સ્તંભનાં શરાં–ભરણાં પરના પટ્ટમાં આવી રહેલ છે. તેની લંબાઈ ૬'–૧૦", પહોળાઈ ૧'–૨" અને જાડાઈ ૧'–૨" છે. લિપિ દેવનાગરી છે.

વિ સં. ૧૨૦૮, ૧૨૪૯, ૧૩૦૮ વગેરેની સાલના લેખો, બીજા ભારવટોમાં તથા પિલરોમાં કોતરેલા જોવામાં આવે છે. વિ. સં. ૧૨૦૮ ને બદલે ૧૨૦૧, કેટલાક વાંચે છે, તે લેખ મહારાજા શ્રી કુમારપાળ ચૌલુક્યવંશીના સમયનો છે. અને વિ. સં. ૧૨૪૯નો લેખ, ચૌલુક્યવંશી મહારાજ ભીમદેવ બીજાના સમયનો છે. વિ. સં. ૧૨૧૫નો પણ એક શિલાલેખ તે મંદિરમાં હોવાનો ઉલ્લેખ, શ્રી. ગિરજાશંકર આચાર્યે કરેલ છે. સૌથી પહેલાં, આ મંદિરની મુલાકાત લેવાનું માન તેમને ઘટે છે. ઈ. સ, ૧૯૨૦ પહેલાં, આ પ્રાચીન મંદિર તરફ મેજર વોટ્સન તથા ડૉ. બુર્હર જેવાનું પણ ધ્યાન ગયેલ નહિ તે નવાઈની વાત છે, શ્રી. આચાર્ય મહાશયે બહુ જ ટૂંકામાં તે મંદિરનું વર્ણન આપેલ છે. આ લેખમાં મેં તે અંગે બહુ વિસ્તારથી વર્ણન કરેલ છે

વિ. સં. ૧૨૦૧ તથા ૧૨૪૯ના શિલાલેખો, 'Poona Orientalist'માં પ્રસિદ્ધ થઈ ગયાનું મેં અન્યત્ર વાંચ્યુ છે. તે બે લેખોની નકલ માટે, મેં પુરાતત્ત્વની બે-ત્રણ સંસ્થાના સંચાલકોને લખ્યુ હતું, પણ તેઓએ તે મોકલવા જેટલી ઉદારતા દાખવી નથી.

આ મંદિરને હાલમાં 'વસઈ' માતાનું મંદિર કહેવામાં આવે છે સંસ્કૃત શબ્દ 'वसति'નું પ્રાકૃત રૂપ 'वसइ वट्टा' થાય છે. 'અણહિલ-વસતિ'માંથી કાળક્રમે ને ટૂંકું રૂપ રહ્યું હોય તેમ જણાય છે. જૈનમંદિરો માટે, 'વસઈ', 'વસહી', 'વસહિકા' વગેરે શબ્દો જોવામાં આવે છે. સાક્ષર શિરોમણિ પ્રોફેસર શ્રી. મધુસૂદન ચિમનલાલ મોદી, એમ. એ, એલ.એલ બી. વિરચિત અમૂલ્ય ગ્રંથ 'હેમસમીક્ષા'માં, 'વિમલવસહિ' શબ્દ પૃ ૨૦ ઉપર વપરાયેલ છે 'દેવકુલપાટક' પૃ. ૩, ૧૦ ઉપર, તથા 'કચ્છની લોકવાર્તા, પૃ ૧૮૩ ઉપર તે પ્રયોગ દષ્ટિગોચર થાય છે. મહાગુજરાતની માન્ય સંસ્થા 'શ્રી ગુજરાત વર્નાક્યુલર સોસાયટી'એ પ્રસિદ્ધ કરેલ 'કીર્તિકૌમુદી' પ્રસ્તાવના પૃ ૩૬ ઉપર 'લૂણસિંહ વસહિકા' નામનું નેમિનાથનું મંદિર કરાવ્યાનો ઉલ્લેખ છે. વિ. સં. ૧૨૮૭નો આબુનો તે લેખ છે સંપૂર્ણ લેખ માટે 'Prof. Kathavate'ની આવૃત્તિ જોવા વિનંતિ છે.

'वसइ' વગેરે શબ્દો પાછળથી અન્ય મંદિરોને પણ લાગુ પાડેલ હોવાનું જણાય છે. ઉત્તરમાં આવેલું 'વહડુ' ગામ, આ મંદિરના પ્રાકૃત નામ ઉપરથી કદાચ પડયું હશે.

હાલના ગાળાના વાયવ્યકોણમાં, જૂના ગાળા શહેરનો ટીંબો છે ત્યાં હનુમાનજીની એક પુરાતની પ્રતિમા છે વિક્રમના સત્તરમા સૈકાની આખર સુધી, ગાળા શહેર બહુજ સમૃદ્ધ હશે તેમ જણાય છે, કારણ કે વિ. સં. ૧૬૬૮ (શાકે ૧૫૩૩) ફાગણ સુદિ બીજનો એક શિલાલેખ જૈનમંદિરમાં છે. પાર્શ્વનાથનું તે જૈન મંદિર, એક જૈન ગૃહસ્થે તે સાલમાં ત્યાં બંધાવ્યુ છે તે લેખમાં 'ઝાલાવાડી' શબ્દ વપરાયો છે દિલ્હી સમ્રાટ સલીમનું તથા 'ઝાલાવંશભૂષણ મહારાજા ચંદ્રસિંહજીનું' પણ તેમાં નામ છે તે વખતના પટ્ટધર જૈન આચાર્ય વગેરેનાં નામ છે તે લેખ ખંડિત દશામાં અહીં ઉતારવામાં આવ્યો છે.

...... । श्री सर्वज्ञा[य नम] ॥ स्वस्ति श्रीविक्रमात् [सं]वत् १६६८ वर्षे शाके १५३३[1] प्रवर्तमाने । उ[त्तर]ायने (णे) गते श्रीसूर्ये फाल्गुन [मासे] शुक्लपक्षे द्वितीयातिथौ[2] । उत्तर भद्रपदनक्षत्रे शुक्लनामनियोगे शुभलग्ने । विजितानेकक्षितिपालभूपाल पातशा [3]हिश्रीद [सेलिम]शाहि विजयिनि राज्ये । त.. .. नृपतिश्री द चंद्र सेमजी[4]विज .. [म]लावृतः । श्रीमन्महावीरत्ती[र्था]धिराजपट्टे

श्रीसुधर्मस्वामि तत्पट्टे[5]–यात्–मस्तपागणगगनांगणनलो मणिश्रीमदानंदविमलसूरि तत्पट्टे श्री ६ [6]विज[यदा]नसूरिपट्टे पातशाहि श्रीअकब्बरप्रदत्तजगद्गुरुविरुद्धारक श्री ६ [7][हीरवीज]यसुरिपट्टोदयाचलभानुमा–भट्टारक श्री ६ विजयसेनसुरीश्वरानुपदे[8]……झालावाडीदेशे गाला ग्रामवास्तव्यश्रीश्रीमालि ज्ञातौ वृद्धशाखायां मं[9]……भार्या वीरादेसुत मं. चंद्रा भार्या कनकादेसुत मं. नवई भार्या नवरंगदे[10]……मं. धर्मदासभार्या धर्मादे मं. धर्मदास लघुभ्रात मं. गिराभार्या जिमणादे । मं.[11] कर्णजीसुत इंद्रजी लघुभ्रातृवाल्हा। मं. इंद्रजीभार्या संपूरां प्रमु[12]…वे परिवारयुतेन मं. अपईनाम्ना श्रीपार्श्वनाथप्रासादः कारितः[13]……श्रीवोधाजीसुत गोविंदजीसुत सिंघजीवालोजीः ॥ श्रीकुण[14]पुरवास्तव्य सूत्रधारलाकालयीत श्रीरस्तु[15] ॥

આ લેખમાં એકંદર (૧૫) પંદર પંક્તિઓ છે. ‘New Indian Antiquary’ Vol. III, No. 8 માં D. B. Diskalkar એ પ્રસિદ્ધ કરેલ છે.

ગાળાના એક ગૃહસ્થ વણિકને ચોપડે આ લેખની નકલ હોવાનું સાંભળ્યું છે. તે ગૃહસ્થ હાલ ધ્રાંગધ્રા શહેરમાં રહે છે. તે ગૃહસ્થે મારા એક મિત્રને કહેલું કે જૈન મંદિરનો લેખ છે તે જીર્ણોદ્ધાર કરાવ્યાનો લેખ છે. જો આ હકીકત સાચી હોય તો મૂળ મંદિર બંધાયાના સમયને એક-બે સૈકા પાછળ લઈ જવો પડશે.

પણ ઉપરના લેખમાં તેવું જરા પણ સૂચન નથી.

અને મારે જણાવવું જોઈએ, કે નુરૂદ્દીન મહમ્મદ જહાંગીર ઉર્ફે સલીમ, તથા મહારાજ ચંદ્રસિંહજી, બંને સાઢુભાઈ થતા હતા; અને જોધપુરના રાષ્ટ્રકુટ (રાઠોડ) મહારાજા સુરસિંહજીને ત્યાં પરણ્યા હતા. ચંદ્રસિંહજી મહારાજાની રાણીનું નામ સત્યભામા હોવાનું પ્રાચીન ઇતિહાસકારો નોંધે છે.

આ જૈન મંદિરમાં પાર્શ્વનાથ પ્રભુની મૂર્તિ હોવાનું લેખમાં જણાવેલ છે; પણ હાલમાં તે મૂર્તિ નથી. પણ ૧૭ મા તીર્થંકર કુંથનાથ તથા ૧૦ મા તીર્થંકર શીતલનાથની બે નાની ધાતુની પ્રતિમાઓ છે. આશરે ૪૦ વર્ષ પહેલાં, આ મંદિરનો જીર્ણોદ્ધાર થયેલ છે એમ પૂજારી

કાળિદાસનું કહેવું છે. અસલ મંદિર મોટું હશે તેમ ત્યાં છૂટાં પડેલ પથ્થરનાં ટુકડા ઉપરથી જણાય છે. પાર્શ્વનાથની મૂળ પ્રતિમા, મુસલમાન રાજ્યના પ્રબળ સમયમાં, ગુપ્ત ભોંયરામાં ઉતારી દીધાનું દંતકથામાં પ્રચલિત છે. તપાસ કરવાની ખાસ જરૂર છે.

આ જૈન મંદિરના અંદરના ઘુંમટમાં, પથ્થરનાં ચકડોળનર ભાત, વર્તુલો છે. અને કેન્દ્રસ્થાનમાં ત્રણ વર્તુલો નાનાં છે, જેમાં કમળની પાંખડીની ડિઝાઈન (Design) છે. ઘુમટમાં આઠ (૮) પિલર છે, અને ચારે ખૂણે ચાર અર્ધ પિલરો દર્શનના ભાગમાં જોવામાં આવે છે. મંદિરના ગભાગની બહારની લંબાઈ ૧૪'-૫" છે. જિનમંદિરના બહારના ભાગની લંબાઈ ૭'-૧૧" છે. મંદિરની પાછળની પહોળાઈ ૭'-૯" છે. ઉત્તર તરફના દ્વારના ભાગની લંબાઈ ૧૪'-૬" છે. મંદિર શિખરબંધ છે, અને ઘુમટના ઉપરના ભાગમાં ફરતાં કાંગરાં (કપિશીર્ષ) છે.

આ મંદિરની દક્ષિણ દિશાએ ગાળિયા ઠાકરનું એક પ્રાચીન મંદિર છે, તે મંદિરના નિજદ્વાર પાસે જમણી બાજૂએ દીવાલમાં, વિ૦ સં૦ ૧૧૦૫ આસો સુદિ બીજનો શિલાલેખ છે. આ મંદિરનો ઉદ્ધાર વિ૰ સ૦ ૧૮૫૩ મા થયો હોય તેમ તે લેખ ઉપરથી જણાય છે. મંદિરમાં કૃષ્ણની પ્રતિમા છે.

હાથ-પગ ખંડિત છે, પણ કૃત્રિમ બનાવ્યા છે, જ્યારે મૂર્તિ ખંડિત થયેલી ત્યારે લોકોએ તેને પાણીના ઊંડા ધરામાં પધરાવેલી. પણ તે મૂર્તિ તરીને કાંઠે આવેલ, અને એક જણને સ્વપ્નામાં કહેલ, કે મને એમ ને એમ પધરાવો, નવી મૂર્તિની પ્રતિષ્ઠા કરવાની કાંઈ જરૂર નથી. ત્યાંથી આશરે (૬) ૭ માઈલ ઉપર મેથાણુ ગામ છે. ઈ.સ. ના પાંચમા-છઠ્ઠા સૈકામાં મિહિર લોકોની વસ્તી આ બાજૂ હતી. મિહિરસ્થાન ઉપરથી મ્હેરસ્થાન-મેરસ્થાન-મેથાણુ થયું હશે. તે લોકો સૂર્યના તથા વિષ્ણુના પૂજક હતા. હળવદથી આશરે ૮ આઠ માઈલ ઉપર રણકાંઠે માલણિ-યાદ ગામમા સૂર્યનું મંદિર આવેલું છે. અને મેથાણુમાં ચતુર્ભુજરાયનુ ભવ્ય મંદિર છે. તે મૂર્તિ પણ ખંડિત દશામાં છે, છતાં બહુ જ ચમત્કારિક મનાય છે. અગાઉના વખતમા જે યાત્રાળુઓ દ્વારકા સુધી જઈ ન શકતા, તેઓ ગાળાની મૂર્તિનાં દર્શન કરી મેથાણુ જતા અને ત્યા ચતુર્ભુજરાયના દર્શન કરી છાપ લેતા, એટલે તેમને દ્વારકા ગયા જેટલું

ફળ મળતું એમ કિંવદંતી અહીં પ્રચલિત છે. 'અઠે અઠે દ્વારકા' એ કહેવત આ સ્થળને લાગુ પાડવામાં આવે છે.

મંદિરના ઘુંમટને ૧૦ પિલર છે, અને તે પથ્થરની આસપાસની બેઠક ઉપર ગોઠવેલ છે. ઘુંમટમાં પથ્થરના ચડઊતર સાત વર્તુલો છે, અને સેન્ટરમાં ત્રણ નાના વર્તુલોમાં કમળની પેટર્ન છે. ગભારાના ભાગમાં (૪) ચાર કિન્નરીઓની પથ્થરની મૂર્તિઓ છે, અને તેમના હાથમાં સિતાર, ઢોલક વગેરે વાદ્ય છે. મંદિરના ગભારાની લંબાઈ પહોળાઈ (બહારના ભાગથી), ૧૪'-૫' છે, એટલે કે તે ચોરસ છે. નિજમંદિરની બહારથી લંબાઈ, ૧૦'-૦" અને પહોળાઈ ૮'-૧૦" છે. ભટ્ટારિકાના મંદિરની માફક, પથ્થરની બેઠક સભામંડપમાં છે, અને બહારના ભાગમાં પથ્થરનાં છજાં—વાછટિયાં આવી રહ્યાં છે.

મંદિર શિખરબંધ છે, અને પ્રાચીન ઢબે બંધાયેલું જોવામાં આવે છે.

જૈન મંદિર તથા આ મંદિરમાં પેસવાનો મુખ્ય દરવાજો ઉત્તર દ્વારનો છે, અને તેની અંદર પથ્થરની બે કમાનો છે, તથા બંને બાજૂ દેરી છે. આ બધું જીર્ણ દશામાં છે આની ચારે બાજૂ મજબૂત ગઢ હતો, અને તેને ચાર કોઠા હતા. દુશ્મનોના હલ્લા વખતે, ગાળાના માણસો આ કિલ્લામાં ભરાઈ જતા. હાલ તેની બહુ જ આછી નિશાની છે.

ખરેખર, ગાળાનું આ સ્થાન, તથા આસપાસનાં બીજાં સ્થાનો જોવાલાયક છે, અને પુરાતત્ત્વવિદો તેના દર્શનથી ઘણો લાભ ઉઠાવી શકશે એમ મારું માનવું છે

આ લેખ લખવામાં મેં જે જે પુસ્તકોનો, માસિકોનો, તથા અન્ય સાધનોનો ઉપયોગ કર્યો છે તે માટે હું તેના સંપાદકો, પ્રકાશકો માલિકો વગેરેનો આભાર માનું છું.

વિદ્દ્વર્ય શ્રી કેશવરામભાઈ શાસ્ત્રીજીએ તથા સાક્ષરરત્ન પ્રો. શ્રી મધુસૂદન મોદી મહાશયે, આ વિષયમાં મને રસ લેતા કર્યો છે, તે માટે હું તેમનો ઋણી છું.

# ઇતિહાસલેખન

## [ લે. શ્રી. રામલાલ ચુ. મોદી ]

**શ્રી** દુર્ગાશંકરભાઈએ મુખ્ય રીતે રાજકીય ઇતિહાસ લખ્યો છે, બીજી બાબતોને નહિ જેવો સ્પર્શ કર્યો છે. પરન્તુ ઇતિહાસમાં અન્ય બાબતોનો પણ સમાવેશ થવો જોઈએ-જેમકે સાહિત્યિક, સામાજિક, આર્થિક અને કલાવિષયક-આ સંબંધમાં પણ સંશોધન કરીને ઇતિહાસ રચાવાની જરૂર છે. જો કે સાહિત્ય સિવાયની બાબતો માટે સાધનો પૂરતાં મળતાં નથી અને કેટલીક બાબતોમાં વિકાસક્રમ અલ્પ પ્રમાણમાં દષ્ટિગોચર થાય છે, તેથી વિકાસદર્શક ક્રમબદ્ધ લાંબો ઇતિહાસ લખવામાં મુશ્કેલી છે, તોપણ તે સમયની સ્થિતિ દર્શાવનાર થોડાં થોડાં પ્રકરણો તો જરૂર લખી શકાય એમ છે. અને પ્રત્યેક બાબત માટે જુદું પુસ્તક લખવું અશક્ય હોય, તો ઉપર દર્શાવેલી બાબતો માટે એક પુસ્તક ભેગું લખવામાં આવે તો પણ ઉપયોગી થઈ પડે. શ્રી મધુસૂદન મોદીએ જે પદ્ધતિએ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યના ગ્રંથોની સમીક્ષા કરી છે+ તે પદ્ધતિએ ગુજરાતના સંસ્કૃત, અપભ્રંશ, ગુજરાતી અને ફારસી સાહિત્યની સમીક્ષા કરી શકાય. આ નિબંધના લેખકે द्वयाश्रयकाव्य ઉપરથી તે સમયનાં સામાજિક તત્ત્વોની તારવણી કરી છે,* તે પ્રમાણે અન્ય કાવ્યો અને પ્રબંધોની તારવણી કરીને ગુજરાતના સામાજિક ઇતિહાસ સંબંધી ગ્રંથ લખી શકાય આર્થિક અને કલાવિષયક ઇતિહાસ માટે કદાચ મોટા ગ્રંથો ન રચી શકાય, તોપણ સ્થાપત્ય અને અન્ય કલાના વિકાસ વિશે પ્રકરણો તો અવશ્ય લખી શકાય એમ છે. જેમ ગુજરાતનું પોતાનું સ્થાપત્ય અનોખું છે, તેમ તેની ચિત્રકલા પણ અલગ છે અને અજંતા અને મુઘલ કલાના અંકોડા રૂપ તે છે, એમ હવે સાબિત થતું જાય છે.

રચવાનું કાર્ય એટલું બધું પરિશ્રમયુક્ત નથી. જગતના ઇતિહાસનો અભ્યાસી અને પ્રતિભાવાળો લેખક તે કાર્ય તુરતમાં હાથમાં લઈ શકે એમ છે અને ગુજરાતમાં તેવા લેખકોનો અભાવ નથી. અત્યાર સુધી એમ મનાતું હતું કે સંશોધનાત્મક ઇતિહાસ લખાયા પહેલાં તાત્ત્વિક ઇતિહાસ લખી શકાય નહિ, પણ હવે જ્યારે આવો ઇતિહાસ સારી રીતે લખાઈને તૈયાર થયો છે, ત્યારે તાત્ત્વિક ઇતિહાસ લખવાનું કાર્ય વિના વિલંબે હાથમાં લેવું જોઈએ. ઇતિહાસના મુખ્ય બનાવોનું પૃથક્કરણ કરી, તેનાં તત્ત્વો તારવી, કાર્યકારણની સંકલના કરી, હિંદના અન્ય પ્રાંતોના અને જગતના અન્ય દેશોના સરખા બનાવોની સાથે તુલના કરી પરિણામદર્શક તત્ત્વચિંતન સાથે આવો ઇતિહાસ લખાવો ઘટે છે. ગુજરાતના મધ્યકાલનો ઇતિહાસ આવા તત્ત્વચિંતન માટે ઘણો ખોરાક પૂરો પાડી શકે એમ છે. તે માટે નીચે થોડાક અંગુલિનિર્દેશ કરું છું, જે ઉપરથી ખાત્રી થશે.

## સો વર્ષ કરતાં પણ લાંબા વિગ્રહો

ઇંગ્લેંડ અને ફ્રાન્સ વચ્ચે સો વર્ષનો વિગ્રહ ચાલ્યો હતો. તેનાં કારણો અને પરિણામો ઉપર ઇતિહાસવિદોએ ઘણું તત્ત્વચિંતન કર્યું છે. ગુજરાતનાં મધ્યકાલીન પડોશી રાજ્યોની સાથે ગુજરાતને સો કરતાં પણ વધારે વર્ષ વિગ્રહ ચાલ્યાના ઘણાં દૃષ્ટાન્તો છે. નડુલના ચૌહાણોની સાથે સો વર્ષ વિગ્રહ ચાલ્યો હતો, સોરઠના ચૂડાસમાઓ સાથે દોઢસો વર્ષ, અજમેરના ચૌહાણો સાથે બસો વર્ષ, માળવાના પરમારો સાથે ત્રણસો વર્ષ અને મુસલમાનો સાથે છસો વર્ષ જેટલા લાંબા વિગ્રહ ગુજરાતને ચાલ્યા હતા. મુસલમાનોએ ગુજરાત ઉપર પહેલો હુમલો કર્યો સં. ૭૮૦માં અને કર્ણ વાઘેલા પાસેથી ગુજરાત છીની લીધું સં. ૧૩૫૬ માં. તે અરસામાં ગુજરાતના ઘણા ખરા રાજાઓને મુસલમાનો સાથે લડવું પડ્યું છે. આ પ્રમાણે પરદેશીઓના હુમલા સામે છસો વર્ષ સુધી ગુજરાત ટકી રહ્યું એ આશ્ચર્યકારક ઘટના ગણાય. સિંધની સરહદ ઉપર આવેલાં જે હિંદુ બે રાજ્યોને મુસલમાનોના હુમલા સામે ટક્કર ઝીલવી પડી હતી, તે ગુજરાતના સોલંકીઓનું પાટણનું રાજ્ય અને રાજસ્થાનના ચૌહાણોનું અજમેરનું રાજ્ય. એમાંથી અજમેરનું રાજ્ય પૃથ્વીરાજ ચૌહાણના સમયમાં સં. ૧૨૫૦ ના સુમારમાં તૂટ્યું, જ્યારે ગુજરાતનું

રાજ્ય તે કરતાં બે વર્ષ વધારે ટકી રહ્યું !* નવાઈ જેવી વાત તો એ છે કે પૃથ્વીરાજને હરાવનાર શાહબુદ્દીન ઘોરીને ગુજરાતમાંથી ઘાયલ થઈને નાસવુ પડયું હતું ! ગુજરાતના રાજાઓની યુદ્ધકુશળતાનો આથી વિશેષ પુરાવો શો હોઈ શકે ? હિંદુ રાજાઓના હારવામાં મુસલમાનોની ચડિયાતી યુદ્ધકુશળતા એક કારણ ગણાય છે, પરંતુ છસો વર્ષ સુધી મુસલમાનો સામે ટકી રહેનારમાં શું યુદ્ધકુશળતા નહિ હોય ? બળવાન પરદેશીઓ સામે આટલા લાંબા સમય સુધી જગતનાં કેટલાં રાજ્યો ટકી શકયાં છે ? ઘણાનું એમ માનવુ છે કે મુસલમાનો જ્યાં જ્યાં જતાં ત્યાં ત્યાં તુરત જીતી જતા; પરન્તુ તે મંતવ્ય ગુજરાતનો ઇતિહાસ ખોટું પાડે છે

## સામ્રાજ્ય માટે પ્રયત્ન

સિદ્ધરાજે ગુજરાતના રાજ્યને સામ્રાજ્યપદે લઈ જવાનો પ્રયત્ન કર્યો હતો. તેણે ગુજરાતની સીમા ઘણી વધારી હતી. પશ્ચિમમાં કચ્છ અને કાઠિયાવાડ, ઉત્તરમાં પંજાબની હદ સુધી, પૂર્વમાં રાજસ્થાન અને માળવા અને દક્ષિણમાં કોંકણની હદ સુધી તેના રાજ્યની સીમા પહોચી ગઈ હતી. તેણે વિક્રમને પોતાનો આદર્શ માન્યો હતો. વિક્રમને વીર વેતાલની સહાય હતી એવી આખ્યાયિકાઓ જેમ પ્રચલિત હતી, તેમ પોતાને બાબરા ભૂતની સહાય છે એવી વાતો તેણે લોકોમાં ફેલાવી હતી. તે ઉપરાંત તેણે જોગણીઓને વશ કરી છે, નાગ લોકોનો તે મિત્ર છે, તેને સુવર્ણસિદ્ધિ પ્રાપ્ત થઈ છે, તે અંધારપછેડો ઓઢી નગરચર્યા જોવા નીકળે છે,' એવી

*મુસલમાનોના હુમલાને લીધે વનરાજને પોતાની રાજધાની પંચાસરમાંથી ખસેડી પાટણમા લાવવી પડી, એ સિવાય ચાવડાઓને મુસલમાનો સાથે યુદ્ધ થયાની નોંધ મળતી નથી; પણ ત્યાર પછી મૂળરાજ પહેલો, ચામુંડ, ભીમ પહેલો, કર્ણ પહેલો, સિદ્ધરાજ, મૂળરાજ બીજો, ભીમ બીજો, સારંગદેવ વાઘેલો અને કર્ણ વાઘેલો—એમને મુસલમાનો સાથે યુદ્ધ થયાની નોંધ મળે છે. સિંધના મુસલમાન રાજાને ' સિન્ધુરાજ ' કહેવાથી તેમને કેટલાક એ નામના હિંદુ રાજાઓ સમજે છે, પણ ભીમ પહેલો સિંધુ નદી ઉપર પૂલ બાંધીને સિંધ ઉપર ચડાઈ લઈ ગયો હતો એમ દ્વયા. કા. મા નોંધ છે અને કર્ણ પહેલાએ પોતાના સેનાપતિને સિંધ ઉપર ચડાઈ માટે મોકલ્યો હતો એમ કર્ણસુંદરી નાટિકામા જણાવ્યુ છે. ત્યા સિંધના હાકેમને ' સિંધુરાજ ' જણાવ્યો છે એ ધ્યાનમા રાખવાનું છે.

એવી આખ્યાયિકાઓ પણ તેણે લોકોમાં વહેતી કરી હતી. વિક્રમની માફક તેણે 'સિંહ' સંવત્ ચલાવવાનો પ્રયત્ન કર્યો હતો અને તે સોરઠમાં દોઢસો વર્ષ ચાલ્યો પણ હતો, પણ તળગુજરાતમાં તે ચાલી શક્યો નહિ, કારણ કે નવો સંવત્ ચલાવનારે પ્રજાને અનૃણી કરવી જોઈએ એટલે કે લોકોનાં લેણાંનો નિકાલ કરવો પડે અને જે દેણદાર દેવું ન ચૂકવી શકે તેમ હોય તેનું દેવું રાજાએ ચૂકવવું પડે. રાજધાનીમાં આ કામ તેનાથી થઈ શક્યું નહિ હોય, તેથી ગુજરાતમાં તેનો સંવત્ ચાલ્યો નહિ. કદાચ સોરઠને અનૃણી કરવામાં તેની બધી સંપત્તિ ખલાસ થઈ ગઈ હશે, એથી નવો સંવત્સર ચલાવવાની તેની મહત્ત્વાકાંક્ષાની સાથે સમ્રાટ થવાની તેની મહેચ્છા પણ પડી ભાંગી હશે.

## જીતેલા રાજાને માંડલિક બનાવવાની નીતિ

ગુજરાતના સોલંકીઓની સામ્રાજ્ય જમાવવાની ઇચ્છા જીતેલા રાજાને તેનું રાજ્ય પાછું સોંપી તેને માંડલિક બનાવવાની પદ્ધતિમાં જોઈ શકાય છે. સમ્રાટ એટલે રાજાઓનો અધિરાજ. આ પદ્ધતિ ઘણી પ્રાચીન છે. રામચંદ્રજીના પૌત્ર (કુશના પુત્ર) અતિથિ રાજા વિશે રઘુવંશમાં લખ્યું છે કે :—

સોऽભૂદ્ભગ્નવ્રતઃ શત્રૂનુદ્ધૃત્ય પ્રતિરોપયન્ ॥ ૪૨ ॥ સર્ગ ૧૭

સોલંકીઓમાં એ પદ્ધતિ મૂળરાજે દાખલ કરી હતી, તેણે આબુના રાજા ધરણીવરાહને હરાવી તેનું રાજ્ય પાછું સોંપ્યું હતું અને પોતાનો માંડલિક બનાવ્યો હતો. સિદ્ધરાજે તો સમ્રાટ થવાના લોભમાં એ પદ્ધતિ ઘણી વધારી દીધી હતી, તેણે માળવા અને સોરઠના રાજાઓને આવી રીતે રાજ્ય પાછું સોંપ્યું હતું અજમેરના અર્ણોરાજને પણ એ જ રીતે તેણે માંડલિક બનાવ્યો હતો, એટલું જ નહિ પણ જેવી રીતે સમ્રાટ હર્ષે વલભીના રાજા ધ્રુવભટને હરાવ્યા પછી પોતાની કન્યા પરણાવી હતી, તેવી રીતે સિદ્ધરાજે પણ તેને પોતાની એકની એક કન્યા પરણાવી હતી. પ્રાચીન કાળના રાજાઓ ધર્મશાસ્ત્ર પ્રમાણે વર્તતા હોવાથી સામ્રાજ્ય જમાવવાની આ પદ્ધતિ તે કાળે અસરકારક નીવડી હશે, પણ મધ્યકાળમાં તે કાર્યસાધક બની નહિ; જો કે જીતેલા માંડલિક રાજાઓ ઉપર દેખરેખ રાખવાને તેના રાજ્યમાં સમ્રાટ તરફથી દંડનાયક નીમવામાં આવતો,

પણ નબળા દંડનાયકો કે રાજાઓના સમયમાં માંડલિકો સ્વતંત્ર થવાનો પ્રયત્ન કરતા અને તેમની સાથે વિગ્રહ પાછો શરૂ થતો. રાજધાનીની નજદીકના માંડલિકો તાબે રહી શકતા, પણ દૂરના માંડલિકોની સાથે વારંવાર યુદ્ધ કરવાં પડતાં. ગુજરાતના રાજાઓને પાડોશી રાજાઓ સાથે લાંબા વિગ્રહ ચાલ્યાનાં કારણોમાં આ પણ એક મુખ્ય કારણ છે. અજમેરના અર્ણોરાજને સિદ્ધરાજે પોતાનો જમાઈ બનાવ્યો હતો, છતાં પણ સિદ્ધરાજના મરણ પછી તુરત તે કુમારપાલના સામો થયો હતો અને કુમારપાલે તેને ફરી હરાવી તેની પુત્રીને પોતે પરણ્યો હતો અને તેનું રાજ્ય તેને પાછું સોંપ્યું હતું. કુમારપાલના મરણ પછી તેના પુત્ર સોમેશ્વરે અને પૌત્ર પૃથ્વીરાજે ગુજરાત સાથે વિગ્રહ ચાલુ રાખ્યો હતો. આ પ્રમાણે, માંડલિકો સાથેના વિગ્રહોમાં સામ્રાજ્યનું બળ નષ્ટ થતું અને જે પદ્ધતિ સામ્રાજ્યને સ્થિર કરવા માટે આચરવામાં આવી હતી, તે પદ્ધતિ તેના ક્ષયનું કારણ બની. આના કરતાં રોમનો અને મુઘલો જીતેલાં રાજ્યો ખાલસા કરી ત્યાં પોતાના સૂબાઓ નીમતા, એ પદ્ધતિ સામ્રાજ્યને દૃઢ કરવામાં વધારે ઉપયોગી હતી.

## રાજાઓનો નિવૃત્તિવાસ

સોલંકીઓએ રઘુવંશના રાજાઓની બીજી એક પદ્ધતિનું પણ અનુકરણ કર્યું હતું. રઘુવંશના રાજાઓ યુવરાજ ઉંમરલાયક થાય, ત્યારે તેને રાજ્ય સોંપી પોતે વાનપ્રસ્થ થઈ વનવાસ સેવતા હતા :—

> गुणवत्सुतरोपितश्रियः परिणामे च दिलीपवंशजाः ।
> पदवीं तरुवल्कवाससां प्रयता संयमिनां प्रपेदिरे ॥ ११ ॥ स० ८

આ પદ્ધતિએ મૂળરાજે ચામુંડને ગાદી ઉપર બેસાડી સિદ્ધપુરમાં વાનપ્રસ્થાશ્રમ સ્વીકાર્યો હતો, ચામુંડને દુર્લભને ગાદીએ બેસાડી શુકતીર્થમાં નિવૃત્તિનિવાસ કરવાનું યોગ્ય ધાર્યું હતું, દુર્લભ અને તેના નાનાભાઈ નાગરાજે પણ નાગરાજના પુત્ર ભીમને પોતાના જીવતાં ગાદીએ બેસાડ્યો હતો, તેવી રીતે ભીમદેવ અને તેના મોટા પુત્ર ક્ષેમરાજે નાના પુત્ર કર્ણને રાજ્યાભિષેક કરી સિદ્ધપુર પાસેના મંડુકેશ્વરમાં વાનપ્રસ્થાશ્રમ અંગીકાર કર્યો હતો; કર્ણે તો સિદ્ધરાજ નાની ઉંમરનો હોવા છતાં, તેને પોતાના જીવતાં રાજગાદી ઉપર બેસાડ્યો હતો. સિદ્ધરાજના સમયથી

આ પદ્ધતિ તૂટી, કેમકે સિદ્ધરાજને અને કુમારપાલને પુત્રો નહોતા. આ પદ્ધતિથી સામ્રાજ્યના દઢીકરણ ઉપર કંઈ અસર થઈ હતી કે નહિ, તે તાત્વિક ઇતિહાસ લખનારે જોવાનું છે, કેમકે શત્રુઓ ઉપર જૂના રાજાએ જે શેહ જમાવી હોય, તે નવા યુવાન રાજાના ગાદીએ આવવાથી તૂટી જવાનો સંભવ છે

## રાજ્યની ચડતી પડતી

સોલંકીઓના સામ્રાજ્યે પણ ચડતી પડતી જોઈ છે. તેનો મૂલરાજના સમયમાં ઉદય, ભીમથી કુમારપાળ સુધીમાં મધ્યાહ્ન અને ત્યાર પછી ભીમ બીજા સુધી તેનો અસ્તકાળ હતો. ત્યાર પછી વીસલદેવ વાઘેલાના સમયમાં તેનું પુનરુત્થાન થઈ કર્ણના સમયમાં તેનો નાશ થયો. રોમન સામ્રાજ્યની માફક ચાવડાઓનું રાજ્ય તેમના વિલાસને લીધે નાશ પામ્યું હતું, પણ કર્ણના રાજ્યનો અંત તેના વિલાસીપણાને લીધે આવ્યો હતો કે બીજા કોઈ કારણને લીધે તે ઇતિહાસકારે ખોળી કાઢવાનું છે. ભીમ બીજો વિલાસી હોવાનું જાણવામાં નથી, તો તેના સમયમાં રાજ્યસત્તા નબળી કેમ પડી ગઈ હતી? એ સત્તા નબળી પડવામાં કુમારપાળની કે અજયદેવની ધાર્મિક-નીતિ કારણભૂત બની હતી કે બીજાં બળોએ તેમાં ફાળો આપ્યો હતો એ વાત ઇતિહાસના તત્ત્વચિંતનનો વિષય છે. ઔરંગઝેબના સમયમાં મુઘલ સામ્રાજ્યનો વધારેમાં વધારે વિસ્તાર થયો હતો, તેમ છતાં તેની ધર્મનીતિને લીધે તેના સમયમાં જ એ સામ્રાજ્યની પડતીનાં બીજ નખાયાં હતાં, તેમ કુમારપાળના સમયમાં ગુર્જર સામ્રાજ્યનો વધારેમાં વધારે વિસ્તાર થયો હતો અને ત્યાર પછી પડતી થઈ હતી; તો તેમાં કુમારપાળની ધાર્મિક નીતિએ એનાં બીજ રોપ્યાં હતાં કે નહિ એ તાત્વિક દૃષ્ટિએ ઇતિહાસ લખનારે જોવાનું છે.

## ધર્મસહિષ્ણુતા

પરન્તુ કુમારપાળ કે અજયદેવની ધાર્મિક નીતિ સામ્રાજ્યની પડતીમાં કારણભૂત બની હતી, એમ માનવામાં બે ત્રણ બાબતો આડે આવે છે. પ્રથમ તો ભીમ બીજાના સમયમાં નબળી પડી ગયેલી રાજ્યસત્તાનું વીસલદેવ વાઘેલાના સમયમાં એકાએક પુનરુત્થાન કેમ થયું? બીજું વાઘેલાઓની ધર્મનીતિ માટે વાંધો લેવા જેવું કંઈ કારણ નહોતું, છતાં પણ સારંગદેવના સમયમાં ગુર્જર સામ્રાજ્યનો વિસ્તાર કુમારપાળના સામ્રાજ્યના વિસ્તાર જેટલી હદે પહોંચ્યા પછી, થોડાં જ વર્ષોમાં એ સામ્રાજ્ય એકાએક કેમ

તૂટી પડયું ? ત્રીજું, સોલંકી રાજાઓ અને તેમના મંત્રીઓમાં જેટલી ધર્મસહિષ્ણુતા હતી, તેટલી હિંદના અન્ય પ્રાંતોમાં ન હતી. તે સમયમાં હિંદના અન્ય પ્રાંતોમાંથી જૈનધર્મ લગભગ વિસ્મૃત જેવો થયો હતો, જ્યારે ગુજરાતમાં તેની જાહોજલાલી હતી. વૈદિક ધર્માનુયાયી રાજાઓ જૈન મંદિરો બંધાવતા, તેમને દાન આપતા, તેમાં દર્શન કરવા જતા અને જૈન ધર્માચાર્યોને પૂજ્ય ગણતા. જૈનમંત્રીઓ અને ધનાઢ્ય પુરુષો બ્રાહ્મણ મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવતા અને નવાં પણ બંધાવતા, તેમજ કર્મનિષ્ઠ વિદ્વાન બ્રાહ્મણોનો સારો સત્કાર કરતા. જૈન અને બ્રાહ્મણ ધર્મોના ઝઘડા કોઇ કાળે ગુજરાતમાં થયા નથી.× બંને ધર્મના અનુયાયીઓ પરસ્પર હળી મળીને રહેતા. આ મેળ એટલો બધો હતો કે વણિકોની પ્રત્યેક જ્ઞાતિમાં બંને ધર્મ પાળનારા હતા, જે શ્રાવક અને મહેસરીના નામે ઓળખાતા. વણિક જ્ઞાતિઓમાં બંને ધર્મ પાળનારા હતા, એટલું જ નહિ પણ એક જ કુટુંબની વ્યક્તિઓ જુદા જુદા ધર્મ પાળતી. હેમચંદ્રાચાર્યનો પિતા મહેસરી હતો, જ્યારે તેમની માતા જૈન હતી. આભડ અને ઉદયન મંત્રીઓના પુત્રોમાંથી અમુક જૈન હતા, જ્યારે બીજા વૈદિક હતા એમ નોંધો મળી આવે છે.

જૈનો માટે તો શું, પણ મુસલમાનો માટે પણ તે સમયે ધાર્મિક નીતિ ઉદાર હતી. સિદ્ધરાજે ખંભાતના ખતીબને આપેલો ન્યાય જાણીતો છે. પ્રભાસપાટણના મુસલમાનો માટે બંધાયેલી મસ્જિદને અર્જુનદેવ વાઘેલાએ ઘણી સગવડો આપી હતી; તે સંબંધી શિલાલેખ મોજુદ છે. હમણાં હમણાં મુલતાનના એક હિંદુ વેપારીએ એક મસ્જિદ બંધાવ્યાને લીધે આખા દેશમાં તેની તારીફ થઇ હતી. વસ્તુપાલે મુસલમાનો માટે મસ્જિદો બંધાવ્યાની હકીકત તેના ચરિત્રગ્રંથોમાં મળી આવે છે. આથી ગુર્જર સામ્રાજ્યની પડતીના કારણમાં રાજાઓની ધર્મનીતિ કારણ હોઇ શકે કે કેમ એ વિચારવા યોગ્ય પ્રશ્ન છે.

## સાંસ્કૃતિક પ્રયત્નો

ગુજરાતના સોલંકીઓનું સામ્રાજ્ય લાંબા કાળ સુધી ટકી રહ્યું, તેના કારણોમાં પ્રજાની સંસ્કૃતિ વધારવા માટેના તેમના પ્રયાસો પણ ગણી

× કુમારપાળના સમયમાં જૈનો અને બ્રાહ્મણો વચ્ચે પૂનમ-અમાસનો ઝઘડો ઉત્પન્ન થયો હતો એવી ચમત્કારપૂર્ણ લોકવાયકા છે; પણ તેને માટે ઐતિહાસિક પુરાવો નથી.

શકાય. તેઓ શત્રુઓ સાથે યુદ્ધ કરીને પોતાના રાજ્યની હદ વધારવામાં સંતોષ લેતા એવું નહોતું, પણ પ્રજાની સંસ્કૃતિની સપાટી ઊંચી લાવવાને પણ મથતા હતા. ચાવડાઓના સમયમાં પ્રજા અજ્ઞાનતાની અધોગતિએ પહોંચી હતી; તેને સંસ્કાર આપવાને મૂળરાજે ઉત્તરાપથમાંથી વેદશાસ્ત્ર-સંપન્ન-બ્રાહ્મણોને બોલાવીને ગુજરાતમાં વસાવ્યા હતા. સિદ્ધરાજે તેમને ગામો ઇનામમાં આપી જીવનકલહથી મુક્ત કરી ધર્મધ્યાન અને સચ્ચરિત્રાદર્શ માટે નિશ્ચિંત બનાવ્યા હતા. ગુજરાત તળના કર્મનિષ્ઠ નાગર બ્રાહ્મણો રાજાના પુરોહિતપદે અને મંત્રિપદે રહેતા હતા. સુસંસ્કૃત જૈન પંડિતો અને આચાર્યોને પણ રાજ્ય તરફથી સારું માન મળતું હતું. રાજસભાઓ વિદ્વચ્ચર્ચાથી પ્રતિદિન ગાજી ઊઠતી. ગુજરાતના વિદ્વાનો અને કલાધરો માળવા તથા અન્ય પ્રાંતના વિદ્વાનો તથા કલાવિદો સામે હંમેશાં સ્પર્ધાશીલ રહેતા હતા. રાજમંત્રીઓ અને રાજપુરોહિતો પણ વિદ્યાવ્યાસંગી હતા. વસ્તુપાલની પોતાની પણ વિદ્વત્સભા હતી અને તે ધર્મના ભેદભાવ વિના વિદ્વાનોને સારું ઉત્તેજન આપતો હતો. ગુજરાતના કવિઓ અને વિદ્વાનો જ્યાં જ્યાં જતા, ત્યાં ત્યાં સારું માન પામતા અને અન્ય પ્રાંતના કવિઓ અને વિદ્વાનોનો ગુજરાતમાં સારો સત્કાર થતો. માળવાનો ગ્રંથભંડાર જોઈને સિદ્ધરાજે પોતાની રાજધાનીમાં સરસ્વતીભંડાર દાખલ કર્યો હતો અને અપૂર્વ ગ્રંથો રચાવ્યા હતા. તેણે સહસ્રલિંગ સરોવર ઉપર વિદ્યામઠો સ્થાપ્યા હતા, જ્યાં વિદ્યાર્થીઓને મફત શિક્ષણ મળતું, એટલું જ નહિ પણ તેમના માટે અન્નવસ્ત્રની પણ વ્યવસ્થા હતી અને પરીક્ષામાં ઉત્તીર્ણ થનારને સુવર્ણનાં આભરણોનાં પારિતોષિકો મળતાં હતાં. રાજસભાઓમાં પણ નવા વિદ્વાનો અને કવિઓની પરીક્ષા લેવાતી અને તેમાં ઉત્તીર્ણ થનારની આખા દેશમાં ખ્યાતિ થતી હતી.

## ઇતિહાસનું અધ્યયન

આ પ્રમાણે ગુજરાતના તાત્ત્વિક ઇતિહાસ લખાવા માટે તેના મધ્યકાલીન ઇતિહાસમાં પૂરતાં તત્ત્વો છે, પરન્તુ તે કેમ હજી લખાયો નથી? ગુજરાતનો જદુનાથ સરકાર કે સરદેસાઈ કેમ પ્રકટ થયો નથી? એનાં કારણ માટે, હું ધારું છું કે હજી સુધી ગુજરાતના ઇતિહાસનો જોઈએ તેટલો બહોળો અભ્યાસ થયો નથી. મુંબઈ વિદ્યાપીઠમાંથી ઇતિહાસનો વિષય લઈને દર વર્ષે ઘણા પદવીધરો બહાર પડે છે, પણ તેમનું ધ્યાન ગુજરાતના ઇતિહાસ તરફ ખેંચાતું નથી. ઇતિહાસમાં ઉત્તીર્ણ થયેલા

વિદ્યાર્થીઓ સાહિત્ય કે રાજકારણ તરફ વળે છે. ઇતિહાસના શિક્ષકોમાંથી પણ કેટલાકનો સમય રેડિયોશ્રવણમાં કે વર્તમાનપત્રવાચનમાં, પરીક્ષકો થવાની ખટપટોમાં કે સાહિત્યપરિષદમાં અગ્રેસર થવાની પ્રવૃત્તિમાં જાય છે. કેટલાક ઇતિહાસ લેખનને બદલે કવિયશઃપ્રાર્થી થયા છે, કેટલાકનું મન કાવ્યના નવા નવા છંદ પ્રયોગો તરફ વળ્યું છે, કેટલાક વિવેચનનું ક્ષેત્ર સર કરવા મથે છે, ઘણાઓએ નવલિકાઓ અને નવલકથાઓ લખીને સંતોષ માન્યો છે, જ્યારે બાકીનાઓએ સાહિત્યની પ્રત્યેક શાખા ઉપર હાથ અજમાવવામાં ઇતિકર્તવ્યતા માની છે.

આ પ્રમાણે ઇતિહાસના અભ્યાસીઓ પોતાનું યોગ્ય ક્ષેત્ર મૂકીને સાહિત્યના ક્ષેત્રમાં દાખલ થયા છે. તો પછી ગુજરાતનો જદુનાથ સરકાર પાકવાની આશા ક્યાંથી હોય? પાશ્ચાત્ય અધ્યાપકો વિશે એવું કહેવાય છે કે તેઓ પોતાના વિષય વિના અન્ય વિષયનું વાંચન કરતા નથી, પરન્તુ આપણા ઇતિહાસવિશારદોની 'સબ બંદરના વેપારી' જેવી સ્થિતિ છે. પરન્તુ જો તેઓ પોતાના વિષયમાં જ નિમગ્ન રહે, તો ગુજરાતનો તાત્ત્વિક ઇતિહાસ લખવો તે તેમના માટે અશક્ય નથી. સંશોધનનું માથાકૂટિયું કામ પૂરું થઈ ગયું છે; હવે તો સીધા રાજમાર્ગે જ પ્રયાણ કરવાનું છે.

## વિદ્યાપીઠમાં સ્થાન

ગુજરાતના ઇતિહાસ પ્રત્યેની બેદરકારી માટે મુંબઈ વિદ્યાપીઠ પણ કંઈ ઓછી જવાબદાર નથી. તેના અભ્યાસક્રમમાં જગતના ઇતિહાસ માટે સ્થાન છે, પણ ગુજરાતનાં ઇતિહાસ માટે સ્થાન નથી. એથી ઇતિહાસના અભ્યાસીઓનું ગુજરાતના ઇતિહાસ તરફ ધ્યાન જતું નથી. જ્યારે ગુજરાતી સાહિત્યને અભ્યાસક્રમમાં સ્થાન નહોતું, ત્યારે તેની કેટલી બધી ઉપેક્ષા થતી હતી? પણ તેને વિદ્યાપીઠમાં સ્થાન મળ્યા પછી, તેના અભ્યાસ તરફ અને તેમાંથી ફલિત થતી સાહિત્યપ્રવૃત્તિ તરફ પદવીધરોનો કેટલો મોટો વર્ગ ખેંચાયો છે! માટે, આ સંમેલને મુંબઈ વિદ્યાપીઠના અભ્યાસક્રમમાં ગુજરાતના ઇતિહાસને સ્થાન મળે તે માટે આહ્લેક જગાવવાની જરૂર છે. ગુજરાત વિદ્યાપીઠની યોજના ફલીભૂત થશે, ત્યારે તો તેમાં ગુજરાતના ઇતિહાસના અધ્યાપન માટે એક ખાસ આસન (chair) ઉપસ્થિત કરવામાં આવશે એમ આપણે જરૂર આશા રાખીશું.

# सम्राट् कुमारपाल की बहन देवलदेवी (?)

लेखकः श्री. दशरथ शर्मा

राजशेखररचित प्रबन्धकोश, जयसिंहसूरिग्रथित कुमारपालचरित एवं जिनमण्डनगणिकृत कुमारपालप्रबन्धादि ग्रन्थों में राजकुमारी देवलदेवी की अत्यन्त रोचक कथा है। यह कुमारपाल की छोटी बहन थी और इसका विवाह सपादलक्ष के महाराजाधिराज अर्णोराज से हुआ था। कई वर्ष सुख से जीवन व्यतीत करने के बाद ये दोनो चौसर के खेल में झगड पड़े। अर्णोराज ने हंसी हंसी म रानी की एक सार को पीटते कहा, "तो, हम मुण्डिकों को मारते हैं।' मुण्डिकों से सम्भवतः श्री कुमारपाल के जैन गुरुओं या गुर्जरदेशीय व्यक्तियों का निर्देश किया गया था. रानी देवलदेवी यह सहन न'कर सकी। उसने अर्णोराज से कहा कि श्री कुमारपाल की आज्ञा से मारि सर्वथा वर्जित है, अतः मारि या नाम लेना ही पाप है। बात बात में झगड़ा अधिक बढ गया। अर्णोराज से तिरस्कृत हो कर देवलदेवी स्वदेश पहुंची। कुमारपाल ने सब कथा सुनी और बहन के स्वमान का बदला लेने के लिये सपादलक्ष पर आक्रमण किया। घमसान युद्ध के बाद अर्णोराज परास्त हुआ। उसे अपने तिरस्कारयुक्त वचनों का यह कटु फल मिला। उसके बाद देवलदेवी ने अपना जीवन किस तरह व्यतित किया, इस विषय में कुछ मतभेद है।

कथा वास्तव में अत्यंत रोचक है। अनेक अर्वाचीन लेखकों ने उसे ऐतिहासिक तथ्य के रूप में ग्रहण किया है। किन्तु वास्तव में देवलदेवी नाम की कोई राजकुमारी थी या नहीं यह एक विचारणीय प्रश्न है। श्रीहेमचन्द्राचार्यरचित द्वयाश्रय महाकाव्य एवं कुमारपालचरित, मेरुतुङ्गकृत प्रबन्धचिन्तामणि, एवं प्रभावक-चरितादि प्राचीन ग्रन्थों में देवलदेवी का नाम नहीं मिलता। यह कहा जा सकता है के उन में कुमारपाल के सम्बन्धियों का पूर्ण वर्णन नहीं है। किन्तु यही बात मुनिश्री जिनविजयजी द्वारा सम्पादित प्राचीनतम कुमारपालचरित के विषय में नहीं

कही जा सकती। उस में स्पष्ट लिखा है कि कुमारपाल के दो भाई एवं प्रेमलदेवी नाम की एक बहन थी जिसका मोदवालक में कृष्णराज से विवाह हुआ था। परवर्ती कई अन्य प्राचीन लेखकों ने भी यही बात उद्धृत की है। कीर्तिकौमुदी आदि ग्रन्थों में भी देवलदेवी के नाम का अभाव है।

वास्तव में अर्णोराज की रानी देवलदेवी नहीं, अपि तु जयसिंह सिद्धराज की पुत्री काञ्चनदेवी थी, और काञ्चनदेवी कुमारपाल की बहन नहीं, बुआ थी। कीर्तिकौमुदी में स्पष्ट लिखा है कि जयसिंहने अर्णोराज को युद्ध में हराया और उससे, अपनी कन्या का विवाह किया। इससे अधिक स्पष्ट वर्णन पृथ्वीराजविजय महाकाव्य में है। उसमें लिखा है कि अर्णोराज को दो रानियां थी, एक मरुदेश की सुलोचना और दूसरी गुर्जराधिराज जयसिंह की पुत्री काञ्चनदेवी जिससे वीरवर पृथ्वीराज तृतीय के पिता सोमेश्वर का जन्म हुआ।

अब दूसरा प्रश्न यह है कि यदि देवलदेवी के स्थान में काञ्चनदेवी को रख लिया जाय तो क्या बाकी की कथा सत्य है? इस विषय पर पूर्ण विमर्श के पश्चात् मैं तो इसी निष्कर्ष पर पहुंचा हूं कि बाकी की कथा भी प्राय निस्सार है। श्री हेमचन्द्राचार्यने चाहमान-चौलुक्य युद्ध के दो कारण दिये हैं:-

१. अर्णोराज की अहम्मन्यता। उसका विचार था कि यह नवीन राजा कुमारपाल को आसानी से परास्त कर सकेगा।

२. कुमारपाल के सम्बन्धी चाहड की प्रेरणा।

प्रभावकचरित में जो कुछ इससे मिलता जूलता वर्णन है। प्रबन्धचिन्तामणि में लिखा है कि जयसिंह का दत्तक पुत्र चाहड अर्णोराज से आ मिला, उसने धीरे धीरे अनेक सामन्तो को अपनी तर्फ मिला लिया, और उसीसे उकसाने से अर्णोराज ने कुमारपाल पर आक्रमण किया। इन प्राचीन पुस्तकों में प्रमाणों को एक तरफ रख कर अपेक्षाकृत अर्वाचीन पुस्तकों के आधार पर देवलदेवी को युद्ध का कारण मानना मुझे उचित प्रतीत नहीं होता।

कई विद्वानों ने इस बात को टालने के लिये दो युद्धों की कल्पना की है। किन्तु सम्भवतः इन्होंने युद्ध के वर्णन पर विशेष ध्यान नहीं दिया। हेमचन्द्राचार्यादि प्राचीन लेखक और राजशेखरादि अपेक्षाकृत नवीन लेखक एक ही युद्ध का वर्णन करते हैं। युद्धघटनाएँ सर्वथा एक हैं। फिर दो युद्धों का मानना कहां तक संगत है? वास्तव में न देवलदेवी नामकी राजकुमारी थी और न किसी गुर्जर राजकुमारी के कारण युद्ध ही हुआ था। युद्ध के कारण सर्वथा राजनैतिक थे। देवलदेवी राजशेखर की कल्पनामात्र है। परवर्ती लेखकों ने गड्डरिका-प्रवाहेण उसके रोचक वर्णन की नकल की है। किन्तु अब हमारा कर्तव्य है कि कथा की रोचकता से लुब्ध न हो कर केवल तथ्य का ग्रहण करें।

* विषय के विशेष विवेचन के लिये श्री राधाकुमुद मुकर्जी कोमेमोरेशन वोल्युम में प्रकाश्य लेखक का "War between Kumarapala and Arrnoraja" नाम का लेख देखें।

શકસંવત્ ૯૧૦ ની

# ગુજરાતની મનોહર જૈન પ્રતિમા

[ લે. પં. લાલચંદ્ર ભગવાન ગાંધી. પ્રાચ્યવિદ્યામંદિર, વડોદરા ]

પ્રાચીન પ્રભાવશાલી ગુજરાતની અવશિષ્ટ વિશિષ્ટવિભૂતિરૂપ, ભવ્ય શિલ્પકલાથી સુશોભિત, શકસંવત્ ૯૧૦ની=વિક્રમસંવત્ ૧૦૪૫ની મનોહર એક જૈન-પ્રતિમાનો પરિચય કરાવતાં મને આનંદ થાય છે, અને આશા છે કે-તેના પરિચયથી આપ સૌને પણ આનંદ થશે. ગુજરાતના ગૌરવના અભિલાષીઓને, પ્રાચીન ઇતિહાસના સંશોધકોને, પુરાતત્ત્વના પ્રેમીઓને, પ્રાચીન શિલ્પકલા-ચિત્રકલાના અભ્યાસીઓને, મૂર્તિ-શાસ્ત્ર મૂર્તિ-પૂજા આદિ વિષયમાં ગવેષણા કરનારા જિજ્ઞાસુઓને, તથા વિવિધ દૃષ્ટિબિંદુઓથી જોનારા-વિચારનારા જૈન અજૈન સર્વ સુજ્ઞોને જાણવા-વિચારવા જેવું કંઇક પ્રેરણાત્મક તત્ત્વ આમાંથી મળી આવશે-તેમ ધારું છું.

ગુજરાતમાં ગૌરવપ્રદ પ્રાચીન સુવર્ણયુગ ઝળહળ્યા પછી, કાલ-બળે અનેક રાજ્ય-પરિવર્તનો અને આસમાની-સુલતાની પસાર થઈ ગયા પછી, હજાર વર્ષ જેટલી જૂની તેની સ્મૃતિ કરાવનારી નિશાની-વસ્તુનાં દર્શન આપણને ભાગ્યેજ થઈ શકે. વિક્રમની ૧૧ મી સદીના પૂર્વાર્ધના-ચૌલુક્ય મૂળરાજના સમયનાં થોડાં તામ્રપટો-દાનપત્રો સિવાય, સંવત્ અને સ્થળના, તથા કરાવનારા આદિના સ્પષ્ટ ઉલ્લેખવાળી પ્રતિમાઓનાં દર્શન હાલમાં થતાં નથી; તેમ છતાં સદ્ભાગ્યે ચૌલુક્ય મૂલરાજના રાજ્ય-કાળ જેટલી પ્રાચીન-સાડા નવસો વર્ષો પહેલાંની તેવી એક મનોહર જૈન પ્રતિમાનાં દર્શન થાય છે, જે સેંકડો વર્ષોથી પૂજાતી હોવા છતાં સાક્ષર-સમાજથી બહુધા અજ્ઞાત રહેલી છે. એથી એનો પરિચય અહીં આવશ્યક જણાશે.

હતી. તેમજ આપણે લક્ષ્ય પર લાવવું જોઈએ કે ગુર્જરેશ્વર ચૌલુક્ય મહારાજા ભીમદેવના પરાક્રમી વિજયી દંડનાયક વિમલે આબુ ઉપર અદ્ભુત શિલ્પ-કલાવાળા વિમલ-વસહી(તિ) નામે પ્રખ્યાત આદીશ્વર-જિનમંદિરની-કિંવા ગુજરાતના કીર્તિ-સ્તંભની પ્રતિષ્ઠા કરી (સં. ૧૦૮૮); તે પહેલાં ૪૩ વર્ષો પૂર્વે આ જૈન-પ્રતિમાની રચના થયેલી હોવાથી અનેક રીતે વિચારતાં તેની વિશેષતા સમજાશે. તે સમયે ગુજરાતની શિલ્પ-કળા કેવા સરસ સ્વરૂપમાં હતી, તેનો આછો ખ્યાલ આપે-તેવી આ પ્રતિમા છે. ગુજરાતની-ખાસ કરીને જૈનોની ધર્મનિષ્ઠતા, કલાપ્રિયતા, સુસંસ્કારી સદ્ભાવના, દેવ-ભક્તિ, ગુરુ-ભક્તિ, સમૃદ્ધિ વગેરે અનેક વિશેષતાઓની પ્રતીતિ કરાવે તેવી આ પ્રશસ્ત પ્રતિમા છે.

પ્રસ્તુત પ્રતિમાની રચના, લાટદેશની પ્રાચીન રાજધાની ભૃગુકચ્છ (ભરૂચ)માં થયેલી હતી, તેમ તેના ઐતિહાસિક ઉલ્લેખથી સ્પષ્ટ જાણી શકાય તેમ છે. ગુજરાતના ઇતિહાસના મહત્ત્વના સ્મારકચિહ્નરૂપ આ પ્રાચીન જૈનપ્રતિમા, વડોદરા-રાજ્યમાં કડી (ઉ. ગુજરાતમાં)માં જૈનમંદિરમાં (હાલમાં ત્યાં જૈનવિદ્યાર્થિ-ભવનમાં) સુરક્ષિત સ્થિતિમાં વિદ્યમાન છે.

આ પ્રતિમાનાં પ્રથમ દર્શન મને સં. ૧૯૭૨ માં થયાં હતાં. સદ્ગત બુદ્ધિસાગરસૂરિજીની પ્રેરણાથી જૈન-પ્રતિમાઓના લેખો લેવા માટે તે સમયે મારે કડી જવાનું થયું હતું, ત્યાં સંભવનાથજી મૂલનાયકવાળા જિન-મંદિરમાં ભોંયરામાં રહેલી આ અસાધારણ આકર્ષક પ્રતિમાના દર્શન થતાં, અને તેની પાછળનો ઐતિહાસિક ઉલ્લેખ જોતાં ચિત્તમાં ઘણી પ્રસન્નતા થઈ હતી.

આ પ્રતિમા, રત્નની કે સોના-રૂપાની નથી, મુખ્યતયા પિત્તળની-ધાતુની છે, છતાં ઐતિહાસિક દૃષ્ટિએ એની પ્રાચીન શિલ્પ-કલાની દૃષ્ટિએ એની મહત્તા એથી પણ અધિક ગણી શકાય. એની રચના હજાર વર્ષ પૂર્વના ધર્મશાસ્ત્રની અને શિલ્પશાસ્ત્રની પ્રાચીન પદ્ધતિઓને અનુસરીને બહુધા-પ્રમાણ-પુરઃસર જણાય છે. બીજી કેરી પ્રતિમાઓ કરતાં વજનમાં પણ ભારે છે. પ્રાતિહાર્યો અને પરિકર સાથે શોભતી આ પ્રતિમાની ઊંચાઈ લગભગ એક હાથ-પ્રમાણ છે. શ્વેતાંબર જૈન-સમાજની માન્યતા પ્રમાણે એની રચના થયેલી જણાય છે.

શિખરથી શોભતી નાની દેવકુલિકા જેવી આ પ્રતિમામાં મુખ્યતયા જિનેશ્વરદેવોની ૩ મૂર્તિઓ છે. તેમાં મધ્ય સ્થાનમાં મૂલનાયક તરીકે

પ્રતિને આમ્રદેવમુનિ દ્વારા લખાવનાર તેમના સમકાલીન ગુણાનુરાગી રાગી વિદ્વાન [2]પાર્શ્વિલગણિ, તે જ શકસવત્ ૯૧૦–સં. ૧૦૪૫ ઉપર્યુક્ત પ્રતિમા કરાવનાર પાર્શ્વિલગણિ હોવા જોઈએ, એવો વિચાર કરી મે ત્યા જેસલમેરભાંડાગાર–ગ્રંથસૂચી (અપ્રસિદ્ધગ્રંથ-ગ્રંથકૃત્પરિચય પૃ ૩૭) માં' સંસ્કૃતમાં તેવા આશયનુ જણાવ્યુ હતું [3]

---

તથા સં. ૧૧૨૦થી ૧૫૨૮ લગભગમા પાટણ, ધોળકા, સ્તંભનપુર(ખંભાત) વગેરેમાં વાસ કરી જિનસિદ્ધાંતો (૯ અંગસૂત્રો, ઉપાંગ વગેરે) પર વ્યાખ્યાઓ રચનાર સુપ્રસિદ્ધ અભયદેવસૂરિ જેવા વિદ્વદ્રત્નો–નશિષ્યો–આજ્ઞાંકિત અનુયાયીઓ એમના પરિવારમા થઈ ગયા એ રીતે વિચારતા મુખ્યતયા ગુજરાત પર અને મારવાડ વગેરે બીજા દેશો પર પણ તેમના અસાધારણ ઉપકારોનુ ચિરસ્મરણીય ઋણ છે —એ આપણે ભૂલવુ ન જોઈએ.

२ 'सिद्धयै संसारभयात् पार्श्विलगणिवचनतः प्रथममेषा
स्नेहादलेखि शीघ्रं मुनिना नत्वाम्रदेवेन ॥
कर्मक्षयाय वृत्तिर्येरेषा वर्णिता यशोविमुखैः ।
पार्श्विलगणिना तेषां स्तुतिरियमुपवर्णिता भक्त्या ॥
... ... ..... ... वर्धमानयतीन्द्रैः ।
इयमुपदेशपदानां टीका रचिता जनावबोधाय ।
पंचाधिकपंचाशद्-युक्ते संवत्सरसहस्रे ॥
—वृत्तिरियं जैनागमभावना-भावितात्त करणानां श्रीवर्धमान
सूरि-पूज्यपादानामिति ॥ "

—જેસલમેર કિલ્લાના, બડા જૈન ભંડારમાં' રહેલી સં. ૧૧૧૨મા લખાયેલી તાડપત્ર-પ્રતિનો ઉલ્લેખ [જે. ભ. ગ્રંથસૂચી પૃ. ૬–૭]

३ " यस्य वचनादस्याः प्रथमा प्रतिराम्रदेवमुनिनाऽलेखि, येन च वृत्तिकारस्य स्तुतिः प्रान्ते वर्णिता, स पार्श्विलगणिर्नागेन्द्रगच्छीयो ज्ञायते, यत्कृतप्रतिमाप्रतिष्ठायाः शक सं. ९१०=वि.सं, १०४५ वर्षीयो लेख कटिग्रामे उपलभ्यते ॥ "

—જેસલમેરમા ગ્રંથસૂચી [અપ્રસિદ્ધગ્રંથ-ગ્રંથકૃત્પરિચય પૃ. ૩૭]

પાર્શ્વિલગણિ સંબંધમા કરાયેલા મારા આ ઉલ્લેખનો આશય બરાબર ન સમજવાથી, તેને વર્ધમાનસૂરિના સંબંધમા સમજી લઈ એક બે સાક્ષરોએ અન્યત્ર તેવા રૂપમા દર્શાવેલ છે, તે વાસ્તવિક નથી

સુપ્રસિદ્ધ ઇતિહાસપ્રેમી સાક્ષર મોહનલાલભાઈ દ દેસાઈના 'જૈનસાહિત્યનો ...' (પૃ ૨૦૭)મા વર્ધમાનસૂરિના પરિચયમા– તે સૂરિનો શક સં. ૯૧૦ સં. ૧૦૪૫)નો પ્રતિમાલેખ કટિગ્રામમા ઉપલબ્ધ છે.' \

પ્રસ્તુત જિન-પ્રતિમાએ મારા ચિત્તનું આકર્ષણ ચાલુ રાખ્યું હતું. પરંતુ તેના પુનર્દર્શનનો, અને એ પ્રતિમાના ઐતિહાસિક લેખને પૂર્ણ લખી લેવાનો યોગ, સં. ૧૯૯૮ માં મકર-સંક્રાંતિની રજામાં ફરી કડી જવાનું થતાં આવ્યો. સંઘવી કેશવલાલભાઈ અને સંઘવી ગિરધરભાઈએ દર્શાવેલ સ્નેહસદ્ભાવથી આ કાર્ય સિદ્ધ થયું વિશેષમાં મારી ઇચ્છા આ પ્રતિમાનો આગળ-પાછળનો આદર્શ-ફોટો લેવરાવવાની હતી, પરંતુ ત્યાં તે સમયે તેવી અનુકૂળ સાધન-સામગ્રી ન હોવાથી તે કાર્ય થઈ શક્યું ન હતું. આ પ્રતિમાનો પરિચય-લેખ, તેની પ્રતિકૃતિ (ફોટો) સાથે પ્રસિદ્ધ થાય, એવી મારી ભાવના હતી. એવા અનુકૂળ યોગની હું પ્રતીક્ષા કરતો હતો, તેવામાં ગુજરાતના ઉત્સાહી ઇતિહાસ-પ્રેમી અને સુપ્રસિદ્ધ કલાપ્રેમી સાક્ષર શ્રીયુત રવિશંકરભાઈ રાવળ (ઇતિહાસ સંમેલન પ્રદર્શન-સમિતિના અધ્યક્ષ) વડોદરામાં આવતાં સહજ શુભ યોગ બની ગયો. પરિણામે હવે પ્રતિકૃતિ(ફોટો) સાથે આ પ્રતિમા-પરિચય લેખ અન્યત્ર પ્રકટ થશે, હાલ અહીં ફોટા વિના આપવામાં આવે છે :

કડીમાં રહેલી શકસંવત્ ૯૧૦ની જિન-પ્રતિમાનો ઐતિહાસિક લેખ—

૧ પંક્તિ પ્રમાણે आसीन्नागाकुलिलक्ष्मणसूरिर्नितांतसांतमतिः ॥

२ तद्गाच्छगुरुतरुयन्नाम्नासीत्
सीलरुद्रगणिः ।

३ सिष्येण मूलचसातो जिनत्रयमकार्य्यत ॥

४ भृगुकच्छे तदीयिनपार्हियल्लगणिना वरं ॥

सकसंवत् ॥ ९१० ॥

આ લેખ ઉત્કીર્ણ કરનારે તાલવ્ય श વાળા शान्त, शील, शिष्य, शाक એ શબ્દોને દંત્ય स વાળા દર્શાવ્યા છે. પડિમાત્રાવાળા આ લેખને થોડા સંસ્કરણ સાથે આધુનિક પદ્ધતિએ આવા સ્વરૂપમાં દર્શાવી શકાય—

---

તેવી રીતે, શ્રીયુત અગરચંદજી નાહટા, ભંવરલાલજી નાહટાના 'युगप्रधान श्रीजिनचंद्रसूरि' પુસ્તકના પરિશિષ્ટ (છ) પૂર્તિ પૃ. ૩૦૯ માં વર્ધમાનસૂરિ સંબંધમાં और सं. १०८५ प्रति का लेख (कटिग्राम में) उपलब्ध है। પણ સમજ-ફેરથી થયેલ જણાય છે, ખરી રીતે તે પ્રતિમા-લેખમાં વર્ધમાનસૂરિનું સૂચવેલ ઉલ્લેખ નામ પણ નથી; એ પ્રતિમા-લેખને પાર્શ્વિલગણિ સાથે સંબંધ છે.

आसीन्नागेन्द्रकुले-लक्ष्मणसूरिर्नितान्तशान्तमतिः ॥
तद्गच्छे गुरुतरुयन् नाम्नाऽऽसीत् शीलरु(भ)द्रगणिः ॥
शिष्येण मूलवसतौ जिनत्रयमकारयत ।
भृगुकच्छे तदीयेन पार्श्विल्लगणिना वरम् ॥

शकसंवत् ९१०

ભાવાર્થ:- નાગેંદ્રકુળમાં અત્યંત શાંતમતિવાળા લક્ષ્મણસૂરિ થઇ ગયા, તેમના ગચ્છમાં ગુરુ-વૃક્ષનું આચરણ કરતા શીલરુ(ભ)દ્રગણિ નામના [ગુરુ] થયા; તેમના શિષ્ય પાર્શ્વિલ્લગણિએ ભૃગુકચ્છ(ભરુચ)માં મૂલવસતિ (મુખ્ય-જિનમંદિર) માં શ્રેષ્ઠ ૩ જિનો (ત્રણ જિન-પ્રતિમાઓ) કરાવ્યા. શકસંવત્ ૯૧૦ (અર્થાત વિક્રમસંવત્ ૧૦૪૫ માં).

નાગેંદ્રકુલ—આ લેખમાં દર્શાવેલ નાગેંદ્રકુળને ગુજરાત સાથે ખાસ સંબંધ રહેલો છે. વિક્રમની બીજી સદીમાં વિદ્યમાન પ્રભાવક આર્ય વજ્ર સ્વામીનું નામ જૈનસમાજમાં બહુ જાણીતું છે. તેમના પટ્ટધર વજ્રસેન મુનીશ્વરે બારવર્ષી દુષ્કાળ પછી સુકાળ થવાના આગલે દિવસે જેમને ત્યાંથી લક્ષ-પાક ભિક્ષા મેળવી હતી, તે સૂર્પારકપત્તન (બંદર નાલા-સોપારા, મુંબઈ પાસે)ના શ્રીમાન સદ્ગૃહસ્થ જિનદત્ત અને ઈશ્વરીના ૪ સુપુત્રો ૧ નાગેંદ્ર ૨ ચંદ્ર ૩ નિર્વૃતિ અને ૪ વિદ્યાધર નામના થઈ ગયા. તેઓએ પ્રવ્રજ્યા સ્વીકારતાં તે મહાપુરુષોના નામથી જૈનમુનિઓનાં ૪ કુળો પ્રખ્યાત થયાં હતાં. તેમાંના મુખ્ય નાગેંદ્રથી પ્રસિદ્ધ થયેલ નાગેંદ્રકુળનું અહીં સૂચન

જણાય છે, ત્યાં મૂલવસતિ એટલે મુખ્ય જિન મંદિર હોવું જોઈએ, અથવા મૂલ નામના કોઈ શ્રીમાન જૈન સદ્‌ગૃહસ્થના નામથી પ્રખ્યાત વસતિ જિનમંદિર હોવું જોઈએ. જેના અનુકરણરૂપે વિમલ-વસતિ, લૂણિગ-વસતિ જેવી બીજી અનેક વસતિઓ-જિનમંદિરો પ્રખ્યાતિમાં આવેલ છે,

પાર્શ્વિલગણિ—તે નાગેંદ્રકુલના લક્ષ્મણસૂરિના ગચ્છના શીલરુ(ભ)દ્રગણિના શિષ્ય હતા; તેમ છતાં એ સંબંધમાં ઉપર જણાવ્યું છે તે પ્રમાણે સં. ૧૦૫૫ માં હરિભદ્રસૂરિના પ્રા. ઉપદેશપદોની વ્યાખ્યા રચનાર વર્ધમાનસૂરિના પણ ગુણાનુરાગી ભક્ત હતા તે સ્પષ્ટ છે. તેમના સંબંધમાં વિશેષ જાણવામાં આવ્યું નથી.

શકસંવત્—આ પ્રતિમા-લેખમાં માત્ર શક સંવત્ ૬૧૦ નો નિર્દેશ છે. માસ, તિથિ, વાર આદિ દર્શાવેલ નથી. પ્રાચીન અનેક શિલાલેખો, તામ્રપટો (દાનપત્રો) વગેરેમાં શકાબ્દ-શકસંવત્‌ના નિર્દેશો મળી આવે છે, અન્યત્ર તે પ્રકટ થઈ ગયા છે. રાષ્ટ્રકૂટવંશી લાટેશ્વર સુવર્ણવર્ષી કર્કરાજના તટપદ્રક-દાનપત્રમાં પણ શકનૃપ સં. ૭૩૪નો નિર્દેશ જાણીતો છે. તેવી રીતે પ્રાચીન જૈનગ્રંથોની રચનામાં શકસંવત્‌ના ઉલ્લેખો મળે છે—

૧. નંદીસૂત્રની ચૂર્ણિ (વ્યાખ્યા)ના અંતમાં, તેની રચના શકરાજનાં ૫૯૮ વર્ષો વીતતાં (વિક્રમસંવત્ ૭૩૩માં જણાવી છે.) [જુઓ અપભ્રંશ-કાવ્યત્રયી ભૂમિકા પૃ. ૮૭]

૨. પ્રાકૃત કુવલયમાલાકથાની રચના, શકકાલ ૭૦૦ વીતવામાં એક દિન ન્યૂન રહેતાં (વિક્રમસંવત્ ૮૩૫માં) દર્શાવી છે. [જુઓ અપભ્રંશ-કાવ્યત્રયી ભૂમિકા પૃ. ૮૯]

૩. શીલાચાર્યે ગંભૂતા (વડોદરારાજ્ય-ચાણસ્મા તાલુકામાં રહેલ ગાંભૂ-પાટણથી ૧૨ કોશ—૨૪ માઇલ)માં રચેલી આચારાંગસૂત્રની વૃત્તિના, અંતમાં, તેની રચના શકનૃપકાલાતીત સં. ૭૮૪ (? વિક્રમસંવત્ ૯૧૯) માં જણાવી છે. [જુઓ પિટર્સન રિપોર્ટ ૩, પૃ. ૯૦—ત્યાં પ્રો. સાહેબે ગંભૂતાને ખંભાત તરીકે ભૂલથી ઓળખાવતાં અનેક લેખક સાક્ષરોએ તેનું અનુકરણ કર્યું હતું, હવે તે ભૂલ સુધરતી જણાય છે.]

૪. સિદ્ધાંતિક યક્ષદેવના શિષ્ય પાર્શ્વે એ જ ગંભૂતા (ગાંભૂ)માં રચેલી યતિ-શ્રાવકપ્રતિક્રમણસૂત્રની વ્યાખ્યા, શકનૃપતિનાં ૮૨૧ અબ્દો જતાં

(વિક્રમસંવત્ ૯૫૬માં) સૂચવી છે [જુઓ પાટણ જૈનભંડાર-ગ્રંથસૂચી ભા ૧, પૃ ૧૮ ગાયકવાડ-પ્રાચ્ય ગ્રંથમાળા નં. ૭૬.]

ઉપસંહાર—આવી રીતે ગુજરાતના પ્રાચીન ઇતિહાસ પર પ્રકાશ આપતી આ જૈન પ્રતિમા, ફરી વડોદરા રાજ્યના અને સમસ્ત ગુજરાતના જન-સમાજને વિશિષ્ટ પ્રેરણા અને અભ્યુદય—લક્ષ્મી આપતી ચિરકાલ જયવતી રહો—એમ આપણે સૌ પ્રાર્થીએ

# An Unidentified चालुक्य Conquest of Gujàrat in the Tenth century

~BY

Dr. B. A. SALETORE

The object of this paper is to identify a conquest of Gujarat by one of the Western चलुक्य monarchs of कल्याणी in the second half of the tenth century A. D. Historians are of opinion that तैल २, who overthrew the राष्ट्रकूटs and re-established the चालुक्य ascendency in A. D. 973,[1] killed वाक्पति मुञ्ज, the Paramara ruler of Malwa, but that he did not acquire the Gujarat province of the राष्ट्रकूटs. Fleet, for instance, not only denies that king तैल २ acquired any of the Gujarat provinces, but even maintains that बारप, the चालुक्य general, was himself a ruler of लाट or southern Gujarat ![2]

I shall restrict myself to the statement that Gujarat was not conquered by king तैल २. Before I adduce proof in support of my contention that, Fleet committed an error when he maintained that तैल २ did not acquire control over Gujarat, I shall give a few details about that ruler. King तैल २, आहवमल्ल, reigned from A. D. 973 till 997.[3] I do not propose to discuss in this paper the question of king तैल २'s victory over वाक्पति मुञ्ज but only with the problem whether तैल conquered either northern Gujarat called merely गुर्जरदेश, or

1. Rice, **Mysore and Coorg from the Inscriptinos**, p. 72

2. Fleet, **Dynasties of the Kanarese Districts**, pp. 430–432

3. Rice, ibid, p. 73, Eleet, ibid. p. 427

southern Gujarat called लाटदेश. I have reason to believe that towards the end of king तैल २'s reign, लाट was conquered by one of his generals, and that even the northern province was subjugated by the prince सत्याश्रय.

• Fleet's argument against the view that तैल २ conquered Gujarat are the following–(i) That during the reign of king मूलराज of अणहिलवाड, whose last regnal year is A. D. 996-998, there could have been no conquest of Gujarat; (ii) that for the next four centuries, his successors maintained their hold over Gujarat, and (iii) that in or about 975, a चालुक्य general called बारप seized लाट for himself. Under these circumstances king तैल २ could not have conquered either the northern or the southern province of Gujarat.[4]

I shall begin with the last asumption of Fleet It is difficult to understand how Fleet, whose critical acumen was of an extraordinary kind, and whose mastery of details was unrivalled, came to doubt the fact that General बारप was a commander of king तैल २.[5] The available evidence proves that बारप was, indeed, one of that monarch's generals, and that he was slain by king मूलराज of अणहिलवाड[6] The defeat and death of General बारप at the hands of king मूलराज cannot be placed later than A. D. 974–5, because by that year

4. Fleet, op. cit, pp. 430–431

5. Fleet, ibid, p 431, note (1)

6. Indian Antiquary VI p. 184; ibid, xii p. 196 ff. Forbes, रासमाला, p 38 (n) (2), 39 n (1), Walter Elliot, " of the Royal Asiatic Society, IV, p. 1

मूलराज was well established in Gujarat and Kathiawar.[7] The last regnal year for king मूलराज was, as mentioned above, A. D. 996-997.[8]

With this background let us proceed with our discussion of the question whether there was a चाळुक्य conquest of Gujarat in the last year of king तैल २'s reign. The following are the sources of information on this question : two stone inscriptions found in Dharwar, and one of the works of a famous Kannada poet, who was the protege of the prince सत्याश्रय. The two inscriptions are those found in the Jain *Basadi* at लक्कुण्डि, Gadag taluka, Dharwar district, and the poet was no other than the famous Ranna. Of the two inscriptions only one is very important for our purpose, since the other is mutilated, although it is almost an exact copy of the more elaborate one.[9] Excepting for a few lines which are in Sanskrit, the rest of the records is all in Kannada. The more elaborate inscription commemorates the gift of land by a pious Jain lady called अत्तियब्बे, who was the wife of the General नागदेव to the Jaina temple called ब्रह्मजिनालय constructed by her in लोक्किगुण्डी (mod, Lakkundi) itself, while her son General तैल was placed as the viceroy over the मासवाडि Province. The temple

7. **Epigraphia Indica, XIX**, pp 177–179

8. **Ind. Antiquary, VI** g. 213, Fleet, op. cit. p 430

9. There are two stone inscriptions both of which were found in the compound of the Jain **basti**, but the second (styled in Government Epigraphist's Collection as No. 53) is very much mutilated. **South Indian Inscriptions, Vol. XI**, pt. No. 53, pl 53 ff.

was no other than the one where the records have been discovered. Her preceptor अर्हनन्दी Pandita, who belonged to the सुरस्तगण and कौरूरगच्छ was the recipient of the endowment. The inscription, I may add, mentions many miracles in the life of this pious Jain lady.

For our purpose, however, the interest of the record lies in the following–Firstly, in the name of monarch during whose reign the conquest of Gujarat was effected, and, secondly, in the name of the general who effected that conquest. The monarch is called by the बिरुद or title of आहवमल, along with other titles. We are told that in the reign of the king, there lived his devoted servant General Dhalla of the वाजि family, whose eldest son पिरियमगन was General नागदेव, who was also the devoted servant of the same monarch. This latter general नागदेव's exploits are thus enumerated–That having captured the आन्ध्रs, he trampled upon मगध, "twisted the neck of लाट" (लाटन-गण्टलम् मुरिदम्), powdered खस, and routed the hill chieftain पाण्ड्य, he turned to his royal master आहवमल (as if saying) "Now, may Your Majesty order!" (वाळियोळान्ध्रनम् पिडिदेपम् मगधेयानिक्कि मेट्टिपेम् लाटन-गण्टलम् मुरिदेपम् खसनम् पुडियोळ् पोळ्चिपेम् कोळ्केडो क्केपम् मलेय पाण्ड्यन नाहवमल-देवनिम् पेळ्वुदेनुतिर्पमीरोदेगु-शौर्यगुण-उन्नत नागदेवन् [10])

The date of the record is given thus–शक वर्षं ९२९ नेय प्लवङ्ग संवत्सरद-फाल्गुण मासद नन्दीश्वरद अष्ट(मे)युम् बृहस्पतिवारदन्दु which corresponds to A. D. 1007, February, the 27th Thursday.

10. S. I. I. XI, pt. No. 52, pp. 39-40

Rao Bahadur C. R. Krishnamacharlu, who has edited this record with a very brief note, identifies the ruler आहवमल्ल mentioned in it with the Western चालुक्य ruler इरिवबेदङ्ग सत्याश्रय on the following grounds: "On account of the date the record has to be assigned to the time of इरिवबेदङ्ग सत्याश्रय, who must have also had the surname of आहवमल्ल"[11]

While Mr. Charlu is correct in maintaining that inscription is to be referred in the reign of king इरिवबेदङ्ग सत्याश्रय, he is not on firm ground when he asserts that the बिरुद of आहवमल्ल has to be referred to इरिवबेदङ्ग सत्याश्रय. I believe that that बिरुद refers only to king तैल २, whose other name was आहवमल्ल. The following arguments will make my identification clear. In the first place, सत्याश्रय, who was the elder son of तैल २, and who ruled from A. D. 997 till 1009,[12] was known by his distinctive बिरुद of अकलङ्कचरित ("of spotless behaviour") and इरिवबेदङ्ग ("A wonder among those who pierce their foes"). (13) Secondly, in the year of the record (A. D. 1007), इरिवबेदङ्ग सत्याश्रय was engaged in a great[13] war with the redoubtable चोल king राजराज १, whose initial regnal year was A. D. 985,[14] and whose equally great son राजेन्द्र चोल १ (whose initial regnal year was A. D. 1012), had already conquered in 1004 तलकाड, the capital of the Ganga kingdom of Mysore.[15] It cannot be

11. Ibid, Intr. pp. VIII, ix, 39

12. Rice, op. cit. p. 73

13. Fleet, op. cit. p. 432, S. I. I. XI Pl, nos. 48-50, pp 34-39

14. Rice, ibid, p 84

15. Rice, ibid, p. 85, Fleet p. 433

was no other than the one where the records have been discovered. Her preceptor अर्हणन्दी Pandita, who belonged to the सुरस्तगण and चौरिणगच्छ was the recipient of the endowment. The inscription, I may add, mentions many miracles in the life of this pious Jain lady.

For our purpose, however, the interest of the record lies in the following–Firstly, in the name of monarch during whose reign the conquest of Gujarat was effected, and, secondly, in the name of the general who effected that conquest. The monarch is called by the बिरुद or title of आहवमल्ल, along with other titles. We are told that in the reign of the king, there lived his devoted servant General Dhalla of the वाजि family, whose eldest son विरियमगन was General नागदेव, who was also the devoted servant of the same monarch. This latter general नागदेव's exploits are thus enumerated–That having captured the आन्ध्र, he trampled upon मगध, "twisted the neck of लाट" (लाटन-गण्टलम् मुरिदम्), powdered खस, and routed the hill chieftain पाण्ड्य, he turned to his royal master आहवमल्ल (as if saying) "Now, may Your Majesty order!" (षाळियोऽन्ध्रनम् पिडिदेपम् मगधेशनिक्कि मेट्टिपेद् लाटन-गण्टलम् मुरिदेपम् खसनम् पुडियोल् पोळ्चिपेम् कोळेडो ळेकैपम् मलेव पाण्ड्यन नाहवमल्ल-देवनिम् पेळुएनुतिर्दुपमीशेरेनु-शौर्य्यगुण-उन्नत नागदेवन् [10])
"

The date of the record is given thus–शक वर्ष ९२९ नेय प्लवङ्ग संवत्सरद–फाल्गुण मासद नन्दीश्वरद अट(षे)नुम् बृहस्पतिवारदन्दु which corresponds to A. D. 1007, February, the 27th Thursday.

10. S. I. I. XI, pt. No. 52, pp. 39-40

neck of लाट."; and the second which relates that General नागदेव's wife दानचिन्तामणि अत्तियब्बे, after the conquest of the whole of Gujarat by king आहवमल्ल, petitioned to him, and having received his assent in a golden कलश made an endowment to the Jaina temple called महाजिनालय which she had caused to be constructed at लोक्कुण्डि ( अत्तिमब्बरसियेम् शकळ-गुर्जरविजय-भनन्तरम् श्रीमत् आहवम देवंगे विज्ञपगेय्दु चक्रवर्तिदत्ति प्रथातम अप्प शासनमम् पोन कलशम् बेरसु पडेदु )[17].

From the above it is clear that the whole of Gujarat was conoquered by king तैल २. We have to find out when this conquest took place, and the name of the general who effected it. General बरप who has already been mentioned above, was defeated and slain by king मूलराज of अणहिलवाड in about A. D. 975.[18] This was a sufficient pretext for the चालुक्य Emperor तैल २ to lead an army against Gujarat. We have to assign the conquest of Gujarat by king तैल २, therefore, to a period after A. D. 975. There was another cause which might have prompted king तैल २ to declare war against Gujarat. The North Konkan सिलहार king अपराजित had continued to show his alligience to the राष्ट्रकूट king कक्क २, whom तैल २ had overthrown, and whose downfall had enabled तैल to re-establish the चालुक्य supremacy after a lapse of two hundred years. In fact, even after acknowledging तैल २'s supremacy, अपराजित seems to have publicly expressed his regret at the overthorw of the राष्ट्रकूट king कक्क, as is evident from the भदान grant

17. S. I. I. XII No. 52. ll. 52-53. pp. 41-43

18. Fleet, op. cit. p. 430

Issued by that शिलार feudatory and dated A. D. 997.[19] Hence, king तैल २ seems to have thought that the only way of removing all opposition in northern Konkan, which bordered on southern Gujarat, was to annex लाट itself, and, if possible, to plant once again the चालुक्य flag in northern Gujarat itself. The conquest of लाट, which is proved by the लक्कुण्डि inscription, brought king तैल २ face to face with king मूलराज. Now since the last date for king मूलराज is A. D. 996–997, and the last date for king तैल २ is also the same year, we have to assume that the conquest of .Gujarat was effceted also in that same year (996–997).

The next point to be examined is this–who was the general who actually led the expedition against लाट? The लक्कुण्डि inscription is of the greatest importance in this connection. The conquest of लाट was the work, not of king आहवमल्ल, as Mr. Charlu maintains, but of his general नागदेव, the son of General मल्ल of the वाजि family. This is clear from lines 11–15 of the लक्कुण्डि record, some of which have already been cited above.[20]

If General नागदेव is to be credited with the conquest of लाट, how can we reconcile this statement of the लक्कुण्डि record with that of the poet Ranna, who also mentions the conquest of Gujarat? I belive while it was General नागदेव who conquered लाट, it was his immediate master Prince सत्याश्रय who conquered the northern province of Gujarat itself. It is only in

19. Fleet, ibid, p 430, Gadre. Important Inscriptions from the Baroda State, vol. I p. 39

20. S. I. I., XI P. I p 40

this sense that we can understand the statement in the लक्कुण्डि record that the whole of Gujarat was conquered by king आहवमल्ल It fits in also with the statement of Ranna in his work called गदायुद्ध But whether the conquest of the southern province of Gujarat by General नागदेव and the conquest of the northern province of the Gujarat proper by prince सत्याश्रय took place simultaneously in the year 997, it cannot be determined for want of sufficient historical data But there can be no doubt that in that year, when king तैल २, आहवमल्ल, was still reigning, his son सत्याश्रय and the latter's general नागदेव were entrusted with the work of conquoring Gujarat. The लक्कुण्डि inscription and Ranna's famous work conclusively prove that the conquest of Gujarat was an accomplished fact in the second half of the tenth century A D

# ચૌદમી સદીનો ગુજરાતનો રાજમાર્ગ

[ લે ધીરજલાલ ધ શાહ ]

દિલ્હીમાં પોતાનું સ્થાન જમાવી, અલ્લાઉદ્દીન ખિલજીએ ધીમે ધીમે પોતાના રાજ્યનો વિસ્તાર વધારવો શરૂ કર્યો. વિક્રમ સવત ૧૩૬૯ સુધીમાં સારુ ય ગુજરાત તેની સત્તા નીચે આવી ગયુ એ જ સવતમાં જૈનોના પવિત્ર ગણાતા તીર્થ શત્રુજય ઉપર એણે હલ્લો કર્યો અને મૂળ નાયક આદીશ્વરની મૂર્તિને તેના સૈન્યે ખડિત કરી આ ઐતિહાસિક હકીકત તે સમયમા રચાયેલ 'સમરારાસુ' અને 'નાભિનંદનજિનોદ્ધાર' પ્રબધ'માંથી મળી રહે છે

આ 'રાસ' અને પ્રબધમા વસ્તુ એક જ છે. ઉકેશ વશમા પાંચમી પેઢીએ પ્રલ્હાદનપુર (પાલણપુર)મા સલ્લક્ષણ નામે એક જૈન ગૃહસ્થ રહેતો હતો તેના પ્રપૌત્ર દેશલે પાટણમા સ્થિરતા કરી પૈસા અને પ્રતિષ્ઠા વધાર્યા. તેને ત્રણ પુત્રો હતા—સહજપાળ, સાહણપાળ અને સમરસિંહ શત્રુજય પર્વત ઉપર આવેલ આદીશ્વરની મૂર્તિને ખડિત થયેલી જાણી સમરસિહને અત્યત દુ:ખ થયુ ઉકેશ ગચ્છના આચાર્ય સિદ્ધસૂરિના ઉપદેશથી મદિરનો જિર્ણોદ્ધાર કરવાની તેને ઉત્કટ ઇચ્છા થઈ આથી પાટણના સૂબાની ઉદ્ધાર માટેની મજૂરી મેળવી, આરાસણ પર્વતમાથી આરસની મોટી શિલા મગાવી, તેમાંથી મોટી પ્રતિમા તૈયાર કરાવી પાટણથી જબરદસ્ત સઘ કાઢી, વિક્રમ સવત ૧૩૭૧મા શત્રુજય જઈ, મંદિરનો જીર્ણોદ્ધાર કર્યો, અને નવી મૂર્તિની પ્રતિષ્ઠા કરી ત્યાંથી ગિરનાર, પ્રભાસપાટણ વગેરે સ્થળે થઈ સઘ પાટણ પાછો ફર્યો.

'સમરારાસુ' રાસ સાહિત્યમા અનેક રીતે વિશિષ્ટતા ધરાવે છે તેના કર્તા નિવૃત્તિગચ્છના આચાર્યશ્રી અબદેવસૂરિ સમરસિહના સમકાલીન હતા, એટલુ જ નહિ પણ સમ સિહે કાઢેલા શત્રુજય સઘમાં જે અનેક આચાર્યોએ સાથ આપેલો તેમાંના તેઓ એક હતા, એ દૃષ્ટિએ પણ આ રાસ ઉપયોગી છે તે વખતની ભાષા, સામાજિક પરિસ્થિતિ અને કેટલીક
-. માહિતી પણ તેમાંથી મળી રહે છે આ રાસ જૂની ગુજરાતીમા
ાં છે

'નાભિનંદન-જિનોદ્ધાર-પ્રબંધ' પણ ઐતિહાસિક દૃષ્ટિએ ખૂબ ઉપયોગી છે. તેના કર્તા શ્રીકક્કસૂરિ પણ સમરસિંહના સમકાલીન હતા અને આચાર્ય અંબદેવસૂરિ સાથે સંઘમાં હતા. સમરારાસુની રચનાસાલ આપણી પાસે નથી પણ વિક્રમ સંવત ૧૩૭૧ની આસપાસ તે રચાયેલો હોવો જોઈએ, કારણ કે શત્રુંજયના જીર્ણોદ્ધાર પ્રસંગે એ સાથે હતા. 'નાભિનંદન-જિનોદ્ધાર પ્રબંધ'ની રચના સંવત ૧૩૯૩માં થઈ છે. શત્રુંજયના ઉદ્ધાર પછી, લગભગ બે દસકામાં તેની સંકલના થયેલી હોઈ સામાજિક અને રાજકીય દૃષ્ટિએ તેમાંથી મહત્ત્વની હકીકતો મળી શકે તેમ છે. પ્રબંધ ત્રેવીસસો ચુમાળીસ શ્લોક પ્રમાણમાં છે અને તેના પાંચ પ્રસ્તાવમાંથી પહેલો અને છેલ્લો પ્રસ્તાવ ગુજરાતનાં ઇતિહાસ અને ભૂગોળ પર ઠીક ઠીક પ્રમાણમાં પ્રકાશ ફેંકે છે.

'નાભિનંદનજિનોદ્ધાર પ્રબંધ'માંથી તે સમયના સમગ્ર ગુજરાતનું જે ચિત્ર મળે છે તે હૃદયંગમ છે; ગુજરાતની તે સમયની જાહોજલાલીનું શબ્દચિત્ર થોડા શબ્દોમાં આપણી સામે ખડું કરી દે છે. તેમાં કવિની કલ્પના હશે, ઉડ્ડયન હશે, છતાં ઘણું બાદ કરતાંય ગુજરાત કેટલું ઉજ્જવળ હશે તેનો ખ્યાલ તેના પરથી આવી શકે છે.

જ રહેલા જળથી ભરપૂર છે અને તેથી જ તે ભૂમિ કેવળ જળમય છે. વળી તે દેશ નારંગી, મોસંબી, લીમડો, કદંબ, કેળ, સરગવો, કોઠ, કરમર્દા, ચારોળી, પીલુ, આંબા, મીનાફળ, બહેડાં, બિજોરાં, ખજૂર, દ્રાક્ષ, શેરડી માલતી, વાળો, જાસૂદ, જૂઈ–વગેરે પુષ્કળ લતાઓથી સમૃદ્ધ છે. તમારી પાસે હું કેટલા વૃક્ષોના નામ લઉં, પણ સંક્ષેપમાં એટલું જ કહી શકાય કે આ પૃથ્વી ઉપર જેટલાં વૃક્ષો ફળવાળાં ગણાય છે અને જેટલાં વૃક્ષો પુષ્પવાળાં થાય છે તે સર્વે તે દેશમાં છે. એટલુ જ નહિ પણ એ દેશની ભૂમિમાં એવા ગુણ છે કે જેથી મગ, તુવેર, ડાંગર, અડદ, ઘઉં, જુવાર અને બાજરી સર્વ જાતનાં અન્ન નીપજે છે. એ દેશમા રહેનાર સર્વ મનુષ્ય, સમુદ્રના પુષ્કળ કિનારાઓ પર અલ્પ વ્યવસાય કરે છે, તોપણ અખૂટ ધન સંપાદન કરે છે. વળી ત્યા સોપારીના ટુકડા તથા નાગરવેલનાં પાન મિત્રાની પેઠે પ્રાણીઓના મલિન મુખને રગી આપે છે. એ દેશમાં પરબ, કૂવા, તળાવ, ગામ અને અન્નક્ષેત્ર વગેરેમાં સ્થિતિ કરનારા કોઈ પણ મુસાફરો પોતાની સાથે ભાથુ કે પાણી કદી લેતા નથી. તે દેશમા મુસાફરો ગાઢ વૃક્ષોની પંક્તિ નીચે ચાલે છે, તેથી સૂર્યના તાપથી કદી સ તાપ પામતા નથી. શત્રુંજય ગિરનાર વગેરે તીર્થો પણ એ દેશમાં ઘણાં આવેલાં છે કે જે પોતાનુ સેવન કરનાર ભવ્ય જીવોને મોક્ષપદે પહોચાડે છે. વળી સોમનાથ, બ્રહ્મસ્થાન, મૂળસ્થાન, સૂર્યતીર્થ વગેરે લૌકિક તીર્થો પણ ત્યા છે. એ દેશમાં કસુંબી તથા મજીઠિયા રંગથી રંગેલાં અને રેશમથી વણેલાં રંગબેરંગી વસ્ત્રોને મનુષ્યો સદા ધારણ કરે છે. ત્યા પ્રાણીઓના ઉપકારથી, સદાચારથી તથા પ્રિય ભાષણોથી વિદ્વાનો પ્રસન્ન થાય છે, તેથી એ દેશને 'વ્યાપક બૃહસ્પતિ' એવુ ઉપનામ અપાયુ છે. ખરેખર, પૃથ્વી પર જેટલા દેશો છે તે સર્વે એની સમાનતા કરી શકે તેમ નથી. સ્વર્ગને તો મેં જોયું નથી, તેથી તેની સાથે પણ એ દેશની સમાનતા કેમ કરી શકું ? એ દેશનાં ગામડાં પણ અતુલ વૈભવવાળાં હોઈ નગરો જેવાં છે, અને નગરોની ગણતરી તારી પાસે કોઈ રીતે કરી શકું તેમ નથી, કારણ કે એ દેશમાં અણહિલપુર, સ્તંભતીર્થ વગેરે સ્વર્ગના જેવાં અસંખ્ય નગરો છે. એ દેશમાં પ્રહ્લાદનપુર નામનુ એક નગર છે. હુ માનું છું કે સ્વર્ગમા પણ એના જેવું કોઈ નગર હશે કે કેમ, એ શંકાસ્પદ છે. એ નગરમાં પુષ્કળ ધન સંપાદન કરવાના સયોગો આવી મળે છે. તેથી માણસો તેને 'સ્થલવેલાકુલ' (સ્થળબંદર) એવું બીજું નામ પણ આપે છે."

આ વર્ણન સાંભળી વેપારી સલ્લક્ષણનું ચિત્ત પ્રહ્લાદનપુર (પાલનપુર)

આવવા ચંચળ બને છે. અને ટૂંક સમયમાં એણે ત્યાં આવી પોતાનું સ્થાન નક્કી કરી લીધું.

આ ટૂંકા વર્ણનમાં કવિએ ગુજરાત વિશે ઘણી માહિતી આપી છે. ગુજરાતની ધાન્યસંપત્તિ, વનરાજિ, જમીન વિશેની હકીકત તો ઠીક, પણ ગુજરાતીઓ 'સમુદ્રના પુષ્કળ કિનારાઓ પર વ્યવસાય કરનારા હતા એટલે કે દરિયો ખેડનારા હતા' એમ પણ કહ્યું છે. ગુજરાતમાં સ્થળે સ્થળે પરબ કૂવા, તળાવ અને અન્નક્ષેત્રો હતાં અને તેનો મહામાર્ગ ! "તે દેશમાં મુસાફરો ગાઢ વૃક્ષોની પંક્તિ નીચે ચાલે છે, તેથી સૂર્યના તાપથી કદી સંતાપ પામતા નથી." એમ કહી રસ્તાની બન્ને બાજૂ ઊંચાં ઊંચાં વૃક્ષો આવી રહ્યાં હશે, અને એ મહામાર્ગ છેક આબુથી માંડી સૌરાષ્ટ્રને વીંધતો હશે. આ મહામાર્ગની હકીકત પણ 'સમરારાસુ' અને 'નાભિનંદનજિનોદ્ધાર પ્રબંધ'માંથી મળે છે. આ માર્ગ રાજમાર્ગ હશે, અને દરરોજ સેંકડો વાહનો અને માણસો એના ઉપર શાંતિથી પસાર થતાં હશે.

શત્રુંજય તીર્થનો ઉદ્ધાર કરવાનું નક્કી કરી, સમરસિંહ પાટણના સૂબા અલપખાનની પાસેથી તે પ્રમાણેની અનુજ્ઞા મેળવી, પ્રતિમા માટે ત્રિસંગમપુર નગરના રાજા મહીપાળદેવ પાસે આરાસણની ખાણમાંથી પ્રતિમા ઘડાવવા 'ફલહી' (શિલાપાટ) મંગાવે છે આ શિલાપાટ ઉપર્યુક્ત રાજમાર્ગે થઈ શત્રુંજય સુધી પહોંચે છે. સૌથી પ્રથમ 'શિલાપાટ' 'બેગળુ' નામના નગરમાં આવે છે. ત્યાંથી 'લાંડુ' થઈ પાટણ પહોંચે છે.

શિલાપાટમાંથી પ્રતિમા તૈયાર થવાના શત્રુંજયથી સમાચાર મળતાં સમરસિંહ પોતાના પિતાની સાથે મોટા સંઘ કાઢે છે. તેમાં અનેક સાધુઓ, સાધ્વીઓ, શ્રાવકો અને શ્રાવિકાઓ ભાગ લે છે. આ સંઘ પાટણથી નીકળી અનુક્રમે આગળ વધી શંખારિકા, ૬ સેરિસા, ૭ ક્ષેત્રપુર (સરખેજ), ૮ ધવલકપુર (ધોળકા), ૯ પિપ્પલાલી (પિપરાળી) થઈ ૧૦ શત્રુંજય પહોંચે છે.

'સમરાગસુમા' મહામાર્ગમાં આવતાં ગામોનો નિર્દેશ આ જ રીતે છે:

"મેરીસે પૂજિયઉ પાસુ કલિકાલિહિ સકલો,
સિરખેજિ યાઇઉ ધવલકએ સંઘુ આવિઉ સવલો;
ધંધૂકઉ અતિક્રમિઉ તામ લોલિયાણ્ઈ પહુતો,
નેમિસુવણિ ઉચ્છવુ કરિઉ પિપલાલીય પત્તો.
[ ચઉથી ભાષા : ૫ ]

પાલીતાણઇ નયરે સંઘ ભયલિ પ્રવેસ.

[ સપ્તમી ભાષા : ૧ ]

શત્રુંજય તીર્થનો ઉદ્ધાર કરી, મૂળ પ્રતિમાની પ્રતિષ્ઠા કરી સંઘ સૌરાષ્ટ્રના છેક પ્રભાસપાટણ સુધી જઈ ત્યાંથી ફરી શત્રુંજય આવી પાટણ પાછો ફરે છે. પાછા ફરતાં આ ગામોનો નિર્દેશ મળે છે—અમરાવતી (અમરેલી), ૧૨ તેજપાલપુર, ૧૩ ગિરનાર, ૧૪ વામનપુરી (વંથળી), ૧૫ દેવ-પત્તન (પ્રભાસપાટણ), ૧૬ કોડીનાર, ૧૭ દ્વીપવેલાકૂલ (દીવબંદર), ૧૮ શત્રુંજય, પાટલાપુર (પાટડી), ૧૯ શંખેશ્વરપુર, ૨૦ હારીજ, ૨૧ સોર્ઝા ગામ ૨૨ અને પાટણ.

# પુસ્તકપ્રશસ્તિઓમાં ઐતિહાસિક વિધાનો

[ લેખક. કનૈયાલાલ ભાઈશંકર દવે ]

## ઉપક્રમ

**ઇતિહાસના** ચણતરમાં ઐતિહાસિક પ્રબંધો, તામ્રપત્રો, શિલાલેખો, અને મુદ્રાઓ, પ્રમાણભૂત સાધનો મનાય છે જેમાંથી રાજવંશોના ક્રમબદ્ધ વૃત્તાંતો, વંશાવલીઓ, સાલવારીઓ, રાજ્યવિસ્તાર, સમકાલીન રાજાઓ વગેરેની સાચી માહિતી પ્રાપ્ત થાય છે. આ સિવાય કેટલાક એવા ગ્રંથો મળ્યા છે, જેમાંથી સીધી કે આડકતરી રીતે કેટલાક ઐતિહાસિક ઉલ્લેખો જોવામાં આવે છે જેમકે ત્રિષષ્ટિશલાકાપુરુષ ચરિત્રનું પરિશિષ્ટ પર્વ, શબ્દાનુશાસનમાં ઉદાહરણાર્થ આપેલ સિદ્ધરાજનો માલવાવિજય, સિદ્ધહૈમના દરેક પાદને અંતે આપેલા શ્લોકો, નાટ્યદર્પણ, અને ગણરત્નમહોદધિના કેટલાક ઉલ્લેખો ઐતિહાસિક દૃષ્ટિએ કેટલીક મૂલ્યવાન માહિતી પૂરી પાડે છે. આવા કેટલાયે ગ્રંથો મળે છે જેમાંથી ગુજરાતના ઇતિહાસને મદદ કરતાં કાંઈક ને કાંઈક વિધાનો છુપાયેલાં હોય છે. શુદ્ધ ઇતિહાસની રચનામાં સામાન્ય બાબતો પ્રત્યે ઉપેક્ષા નહિ સેવતાં, દરેક વસ્તુને અનુષંગી પ્રમાણો વડે કસી જોવી પડે છે. અને તે દૃષ્ટિએ અનૈતિહાસિક ગ્રંથોમાંથી પ્રાપ્ત થતા અલ્પસ્વલ્પ ઉલ્લેખો પણ વધુ મહત્ત્વ ધરાવે છે, આવું જ બીજું સાધન તે હસ્તલિખિત પ્રાચીન પુસ્તકોનાં અંત્ય પત્રો પર લખાયેલી પુષ્પિકાઓ અને પ્રશસ્તિઓ છે, જેમાંથી

કર્યું નહતું, ત્યારે શ્રીમાળ ગુજરાતનું આદી સંસ્કૃતિધામ મનાતું શ્રી અને સરસ્વતીનો ત્યાં ખૂબ વિકાસ થયો હતો. ઐશ્વર્યશાળીઓથી અને દાનેશ્વરીઓથી ઊભરાતી આ નગરીનો વૈભવ ઇન્દ્રની અમરાપુરીના વૈભવ જેવો હતો, જ્યારે સરસ્વતીની સાકાર સેવા કરનાર કવિવર માઘ જેવા ધુરંધર પંડિતો પોતાની અતુલ જ્ઞાનશક્તિથી ભારતના પ્રકાંડ પંડિતોને, ત્યાંનો સંસ્કારવૈભવ નિહાળવા આકર્ષતા આ મહાનગરમાં અપૂર્વ જ્ઞાન ધરાવતા કેટલાયે ભવ્ય ગ્રંથો સર્જાયા છે. શ્રીમાળની સાથોસાથ વલભી ગુજરાતનું વિદ્યા - અને કલાકેન્દ્ર મનાયું. દેવર્ધિગણિ ક્ષમાશ્રમણે ગુજરાતનું વિ. સં. ૫૧૦ માં આ જ નગરમાં જ્ઞાનપરિષદ બોલાવી ' કાળ મુખમાં વિલીન થતા જ્ઞાનને પુસ્તકારૂઢ કરી બચાવ્યું. ભટ્ટિકાવ્ય જેવા વિદ્વતાપૂર્ણ ગ્રંથોનું નિર્માણ ત્યાં જ થયું હતું, વલભીભંગ બાદ ગુજરાતનું સંસ્કારકેન્દ્ર અણહિલપુર પાટણ થયું. ચાવડાઓ પછી સોલંકી શાસન-નો ઉદય થતાં, પાટણમાં વિદ્યા, અને કલાનો પ્રવાહ વાયુની માફક સર્વત્ર ફેલાયો. લક્ષ્મીનંદનોએ લક્ષ્મીની ઉપાસના કરી જેમ અણહિલપુરમાં તેમનો અખંડ નિવાસ બનાવ્યો હતો, તેમ સરસ્વતી પણ આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક એમ ત્રિવિધ રીતે ત્યાં વિદ્યમાન હતાં. બિલ્હણ અને લોલ્લટ જેવા કાશ્મીરી પંડિતોને પાટણની જ્ઞાનસમૃદ્ધિથી આકર્ષાઈ કેટલાયે વર્ષો સુધી આ નગરમાં નિવાસ કર્યો હતો. ભોજ અને ભીમની વિદ્વત્સભાના આરૂઢ વિદ્વાનો, પરસ્પર એક બીજાનો પરામર્શ કરવા સમસ્યાઓ મોકલતા. સિદ્ધરાજ, કુમારપાળ અને વિસળદેવની રાજ-સભામાં તો ગુજરાત અને ગુજરાત બહારના કેટલાયે વિદ્વાન પંડિતો બીરાજતા હતા. તે કાળે પાટણ ગુજરાતનું શારદાપીઠ હતું. રાજાપ્રજા ઉભયમાં વિદ્યા પ્રત્યે અનુરાગ ફેલાયો હતો. રાજાઓ દેશપરદેશના વિદ્વાનોને આમંત્રી રાજસભામાં અનેક વિષયોની ચર્ચા કરાવતા અને તેમને પુરસ્કાર આપી સન્માનતા. આચાર્ય હેમચંદ્ર અને બીજા અનેક વિદ્વાનોએ ભવ્ય ગ્રંથો આલેખી ફેલાવેલો પ્રકાશ, રાજાઓ અને લક્ષ્મીનંદનોએ આપેલ પ્રોત્સાહન, સહાય અને અભિરુચિને જ આભારી છે.

સોલંકી યુગ ગુજરાતનો સુવર્ણકાળ મનાય છે તેને વિદ્યા વાણિજ્ય અને કલાનો ઉત્કર્ષનો મધ્યાહ્ન કાળ કહીએ તો અસ્થાને નહિ ગણાય, સોલંકી અને વઘેલા યુગમાં પાટણમાં રેકો જ્ઞાનપ્રચુર ગ્રંથો રચાયા હોવાનું તે ગ્રંથો સાક્ષી પૂરે છે તે કાળમાં જ્ઞાનસમૃદ્ધિને પોષવા સંસ્કૃતિને ટકી રાખવા, રાજાઓ અને શ્રેષ્ઠીઓએ અતુલ દ્રવ્ય ખર્ચી જ્ઞાન

ભંડારો સ્થાપ્યા હોવાનું ઇતિહાસકાર કહે છે. કુમારપાળે એકવીશ ગ્રંથસંગ્રહો પાટણમાં બનાવ્યા હતા, જ્યારે વીરધવળના વિદ્વાન મંત્રી વસ્તુપાળે અગાઢ કરોડ રૂપિયા ખર્ચી ત્રણ ગ્રંથભંડારો બંધાવ્યા હતા, એમ વસ્તુપાળચરિત્રમાંથી માલૂમ પડે છે. આ સિવાય કેટલાયે સામાન્ય શ્રેષ્ઠીઓએ જ્ઞાનદાનના ઉદ્દેશથી સેંકડો પુસ્તકો લખાવ્યાં હોવાનું જૈન ગ્રંથોની પ્રશસ્તિઓ ઉપરથી જણાય છે. આ બધા ગ્રંથોમાં અપૂર્વ જ્ઞાન સમાયેલું છે. તદુપરાંત તે દરેકના પ્રાંતભાગે લખાયેલી પુષ્પિકાઓ અને પ્રશસ્તિઓ પણ વિવિધ દૃષ્ટિએ મહત્ત્વનું સ્થાન ધરાવે છે. ગુજરાતમાં ગ્રંથસંગ્રહોના પ્રાચીન જ્ઞાનભંડારો પાટણ, લીંબડી, અમદાવાદ, ખંભાત અને વડોદરામાં છે. તે પૈકી પ્રાચીનતાની દૃષ્ટિએ, તેમજ ગ્રંથસંખ્યાની દૃષ્ટિએ પાટણના જ્ઞાનભંડારોમાં તો જ્ઞાનરાશિના લાખો ગ્રંથો હતા, એમ ઉપયુંક્ત કુમારપાળ અને વસ્તુપાળે સર્જાવેલા જ્ઞાનભંડારોના ઉલ્લેખો ઉપરથી સમજાય છે. આ બધા ગ્રંથભંડારોમાંથી અવશિષ્ટ રહેલા તો ફક્ત થોડા જ ગ્રંથો બચ્યા છે, જ્યારે તેમાંના ઘણા ગ્રંથો મુસ્લિમકાળમાં વિનાશભયથી બચાવવા જેસલમેર લઈ જવામાં આવ્યા હોવાનું કહેવામાં આવે છે. પાટણના ગ્રંથભંડારોમાં સંગ્રહેલ હજારો ગ્રંથોનાં નામો તથા તેનો રચનાકાળ અને લખ્યાકાળ સૂચવતી યાદી હજુ સુધી પ્રકટ થઈ નથી. ફક્ત તાડપત્રીય પ્રતોની સૂચી વડોદરા પ્રાચ્યવિદ્યામંદિર તરફથી, શ્રી. પંડિત લાલચંદ્ર ભગવાનદાસે બહાર મૂકી છે, જેમાં દરેકના આદિ, અંત, પ્રશસ્તિઓ તથા પુષ્પિકાઓ પણ આપેલી છે. આવી જ એક સૂચી સ્વર્ગસ્થ ચિમનલાલ દલાલે, જેસલમેરીય જ્ઞાનભંડાર પ્રાચ્યવિદ્યા તરફથી તરફથી લગભગ ૧૯૨૩માં પ્રકટ કરી હતી. લીંબડીના જ્ઞાનભંડારની સામાન્ય યાદી પ્રકટ થઈ છે, પણ વડોદરા અમદાવાદ અને ખંભાતના ગ્રંથસંગ્રહોની યાદીઓ હજુ સુધી પ્રકટ થઈ નથી. ગુજરાતના પ્રાચીન ગ્રંથસંગ્રહોની આદિ, અંત, તથા પુષ્પિકાઓ અને પ્રશસ્તિઓ સહિતની વ્યવસ્થિત યાદીઓ પ્રકટ કરવામાં આરે તો કેટલાયે અજ્ઞાત ગ્રંથો બહાર ગુજરાતી વિદ્વાનોના જાણવામાં આવે. આવા કોઈ ગ્રંથોની પ્રશસ્તિઓમાંથી ઐતિહાસિક દૃષ્ટિએ જે અપૂર્વ વિધાનો મળી આવ્યાં છે તેનો કાંઈક ખ્યાલ આપની સમક્ષ રજૂ કરવાનો પ્રયત્ન કર્યો છે.

**ઐતિહાસિક**

૧

કુમારપાળના રાજ્યમાં દરેક ખાતાના ઉપરીઓને સામાન્ય રીતે

મંત્રી તરીકે ઓળખવામાં આવતા હશે, એમ કેટલાક ઉલ્લેખો ઉપરથી જણાય છે. સોલ્લાક નામક પોરવાડ વૈશ્ય તેનો સામંત મંત્રી હતો એમ સંવત્ ૧૨૨૮ માં લખાયેલી યોગશાસ્ત્રની પ્રશસ્તિ ઉપરથી જણાય છે.[1] આ ગ્રંથ તેના પુત્રોએ તથા સ્ત્રીએ ધર્મદાન તરીકે લખાવી આપ્યો હતો. તેના પિતાનું નામ કટુકરાજ હતું જ્યારે પુત્રનું નામ જગતસિંહ હોવાનું પ્રશસ્તિ કહે છે. ઉદયનના ચોથા પુત્રનું નામ પણ સોલાક હતું જેને સત્રાગાર ઉપર નિયત કરવામાં આવ્યો હતો, પણ આ સોલાક તેનાથી ભિન્ન હતો. પાટણમાં સોલ્નાક વસતી નામનો મહેલ્લો હતો જ્યાં મુનિ ચંદ્રસૂરિએ દેવેન્દ્ર નરેન્દ્ર પ્રકરણ ઉપર વૃત્તિ રચી હોવાનું તેની પુષ્પિકા કહે છે.[2]

કુમારપાળના જુદા જુદા અમાત્યોનાં નામો મળ્યાં છે જેમાંથી બાહડદેવનું નામ કોઈ પણ ગ્રંથમાં મળ્યું નથી. વાહડનું નામ મળે છે પણ બાહડદેવનું નામ "પૂજાવિધાન પદ્ધતિ" નામક ગ્રંથની પ્રશસ્તિમાં જ જણાવ્યું છે.[3] આ ગ્રંથ સંવત ૧૨૦૮ માં કુમારપાળના રાજ્યકાળમાં લખાયેલ હોઈ તેમા બાહડદેવને મહામાત્ય તરીકે જણાવ્યો છે.

કુમારપાળના મુખ્ય દંડનાયકોમાં સજ્જન અને વઈજ્જ યાને વૈજ્જલદેવ એના નામો શ્રી દુર્ગાશંકરભાઈએ આપ્યાં છે, જ્યારે વોસરી નામનો એક દંડનાયક હતો એમ પૃથ્વીચંદ્રચરિત્રની પ્રશસ્તિમાંથી જાણવા મળે છે. તેને પ્રચંડ દંડનાયક તરીકે જણાવ્યો હોઈ તે લાટનો સૂબો હતો એવો તેમાં સ્પષ્ટ ઉલ્લેખ છે.[4] નામ ઉપરથી જણાય છે કે તે નાગર અગર બ્રાહ્મણ જ્ઞાતિનો હશે.

પ્રાગ્વાટજ્ઞાતીય સજ્જનનો પુત્ર કૃષ્ણ મૂળરાજનો ગોહિક હતો એમ ચદ્રમુનિએ રચેલ કથાકોસની પ્રશસ્તિના આધારે માલૂમ પડે છે.[5]

ભીમદેવ બીજાના મહામાત્યોમાં દંડ શ્રી તાત નામક સર્વાધિકારી તેરમા સૈકાના અંતમાં હતો. ઉપદેશ કંદલીવૃત્તિનામના, બાલચંદ્રસૂરિએ રચેલ ગ્રંથની પ્રશસ્તિમાં દંડ શ્રી તાતનો મહામાત્ય તરીકે ઉલ્લેખ કર્યો

૧ પત્તનસ્થ જૈનભાણ્ડાગારીયસૂચી, પા. ૧૦૫
૨ જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ, પા. ૨૪૨
૩ જૈન પુસ્તક પ્રશસ્તિ સંગ્રહ, પા. ૨૦૧
૪ જૈન પુસ્તક પ્રશસ્તિ સંગ્રહ, પા. ૧૫-૧૬
૫ જૈન સાહિત્યનો સંક્ષિપ્તઇતિહાસ, પા. ૩૧૧

છે.[૬] આ ગ્રંથ સંવત ૧૨૯૬ ના ફાગણ સુદ ને શુક્રવારે લખ્યો હતો, એમ તેમાં જણાવેલું છે. આ જ ભીમદેવનો વ્યયકરણામાત્ય (નાણામંત્રી) જાહિલ હતો. આ જાહિલના પ્રપૌત્ર દુર્લભરાજે સામુદ્રિકતિલક નામક ગ્રંથ રચ્યો છે, જેની અંદર તેણે પોતાના પૂર્વજ જાહિલનો પરિચય કરાવતાં તે ભીમદેવનો મંત્રી હોવાનું સ્પષ્ટ જણાવ્યું છે.[૭] ભીમદેવને આંબડ નામનો અમાત્ય હતો જેનાં વધુ પ્રમાણો મળે છે. તે ગલ્લક કુળમાં જન્મ્યો હોઈ તેના પિતાનું નામ દેવચંદ્ર હતું. તેનો ભાઈ આલ્હાદન દંડનાયક હતો, જેની પ્રાર્થનાથી વિજયસિંહસૂરિશિષ્ય વર્ધમાનસૂરિએ વાસુપૂજ્યચરિત્ર રચ્યું હતું[૮] આ જ ભીમદેવના રાજ્યમાં લાટનો દંડનાયક શોભદેવ હતો, જ્યારે મુદ્રાધિકારી રત્નસિંહ હતો એમ પિટર્સનના રિપોર્ટ ઉપરથી જણાય છે[૯]

વિસળદેવ વાઘેલાના મહામાત્યોમાં તેજપાળ અને નાગડ બન્નેના વધુ ઉલ્લેખો મળે છે. તેના રાજ્યમાં કોઈ વિજયસિંહ નામક દંડાધિપતિ હતો એમ ષડ્વિધાવશ્યક વિવરણની પ્રશસ્તિમાંથી જાણવા મળે છે.[૧૦] આ સિવાય નાગડ મંત્રીના ઉલ્લેખો તેના રાજ્યકાળ દરમ્યાન લખાયેલા કેટલાક ગ્રંથોમાંથી જણાય છે.[૧૧] વિસળદેવ પછી ગાદી ઉપર આવનાર અર્જુનદેવના મંત્રીઓમાં ફક્ત માલદેવનો ઉલ્લેખ જોવામાં આવે છે. પણ આચાર્ય હેમચંદ્રરચિત "અભિધાનચિંતામણિ નામમાલા ટીકા" નામક ગ્રંથની પ્રશસ્તિમાંથી કોઇ હવે અટકધારી મહામાત્ય હોવાનું સૂચન થાય છે.[૧૨] તેમાં મહામાત્યનું નામ ખવાઈ જવાથી જણાયું નથી, તેથી તેનું નામ શું હશે તે જાણી શકાતું નથી. પણ માલદેવ સિવાય બીજો મંત્રી હતો એમ નક્કી થાય છે. અર્જુનદેવના મહામાત્ય માલદેવના કુટુંબનો આછો ઘેરો પરિચય 'અનુયોગ દ્વારવૃત્તિ' અને 'કલ્પભાષ્ય'ના અન્ત્ય પ્રતિ આપેલ પ્રશસ્તિઓમાંથી મળે છે.[૧૩] તેનું આદિસ્થાન પાટણ

આપવામાં આવ્યું હતું, એમ સં. ૧૧૭૯ માં સિદ્ધરાજના રાજ્યકાળની અંદર લખાયેલ 'ઉત્તરાધ્યયન' નામક ગ્રંથની પ્રશસ્તિ ઉપરથી જણાય છે.[૧૪] તેવી જ રીતે સિદ્ધપુરમાં મૂલનારાયણદેવનો મઠ હોવાનું સંવત્ ૧૨૦૦ માં લખાયેલા 'સાંખ્યસપ્તતિભાષ્ય'ની પુષ્પિકામાંથી જણાય છે.[૧૫] અનુમાનથી લાગે છે કે મૂળરાજે સિદ્ધપુરમાં કોઈ વૈષ્ણવ મંદિર પોતાના નામથી બંધાવ્યું હોય જેનું નામ મૂળ નારાયણદેવ રાખ્યું હશે. બીજી કેટલીક હકીકતો પ્રશસ્તિઓમાં મળી આવે છે, દરેકની સ્વતંત્ર ચર્ચા કરવામાં આવે તો કેટલાયે ઐતિહાસિક વિધાનોની આલોચના થઈ શકે તેમ છે.

## ઉપસંહાર

આ નિબંધમાં તો ફક્ત પુસ્તકપ્રશસ્તિઓમાંથી મળતા ઐતિહાસિક, સામાજિક અને ભૌગોલિક વિધાનોની સામાન્ય વાનગીઓ જ રજૂ કરી છે. પરંતુ સિદ્ધહૈમના દરેક પાદના અન્તે આપેલ શ્લોકો જેમ ચૌલુક્ય વંશની સિલસિલાબંધ માહિતી આપે છે, તેમ કેટલીક પ્રશસ્તિઓ ગુજરાતના મહામંત્રીઓ, કવિવર્યો, રાજપુરુષો અને શ્રેષ્ઠીઓના કુટુંબોની વ્યવસ્થિત માહિતી રજૂ કરે છે. આ સિવાય કેટલાંક પ્રાચીન ગામો, દેવમંદિરો અને તત્કાલીન અન્ય રાજાઓનાં વૃત્તાન્તો પણ પૂરાં પાડે છે. ટૂંકમાં પુસ્તકપ્રશસ્તિઓ અને ઐતિહાસિક સાધનસામગ્રી પૂરી પાડનારાં મહત્ત્વનાં સાધનો છે અમદાવાદમાં ભરાયેલ સાધુસમેલનો વખતે પ્રદર્શનમાં રજૂ થયેલ ગ્રંથોમાંથી કેટલીક ઐતિહાસિક ગ્રંથપ્રશસ્તિઓ સંબંધી 'પ્રશસ્તિ સંગ્રહ' નામક પુસ્તક બહાર પાડવામાં આવ્યું છે તેમજ જૈન કૉન્ફરન્સ તરફથી પણ એક પુસ્તકસૂચી બહાર મૂકવામાં આવી છે ગુજરાતના બધા ભંડારોના ગ્રંથોની આદિઅંતવાળી પદ્ધતિસરની યાદીઓ જ્યારે બહાર પડશે ત્યારે કેટલાયે ઐતિહાસિક નવાં તત્ત્વો બહાર આવશે એમાં શક નથી. ઇતિહાસનું સર્જન કરવા માગતા વિદ્વાનો પુસ્તકપ્રશસ્તિઓ પણ વિચારી તેનાં તત્ત્વોનો સાચો સમન્વય સાધશે તો, આપણો ઇતિહાસ સત્યશુદ્ધ આલેખાઈ સુંદર રીતે બહાર મૂકી શકાશે.

---

૧૪ પાટણભંડારની તાડપત્રીય સૂચી, પા. ૧૨

૧૫ જેસલમેરભંડારની સૂચી, પા. ૩૫

# " ભરૂચના સ્વતંત્ર નવાબો ને તેમનો જમાનો "

## સને ૧૭૩૬-૧૬૬૨-૩૬ વર્ષ

[લેખક—હાજી સૈયદ નૂરૂદ્દીન હુસેન, ભરૂચ]

ઈ સ ૧૭૦૭માં શહેનશાહ ઔરંગઝેબના મરણ બાદ બ્રિ ઈ ઇ કંપનીના અમલના આગણીસમા સૈકાની અધવચનો લગભગ ૧૫૦ વર્ષનો ગુજરાતનો ઇતિહાસ પ્રજાવિકાસની નજરે લખાવવાનુ અગત્યનું જણાય છે એ વિષય પર સંશોધન કરી પૂરતો પ્રકાશ પાડવો જરૂરી છે

મારી સમજ પ્રમાણે એ અપૂર્ણતા દૂર કરવા તેમજ ખરી વિગતો પ્રકાશમા લાવવા માટે એ સમયમાં થઈ ગયેલા ગુજરાતના દેશી રાજાઓ, નવાબો પેશ્વા, બ્રિ ઈ ઇ કંપની તેમજ ડચ ઈ ઈ. કંપનીના ડિરેક્ટરો અને અમલદાર વર્ગે ફારસી, અંગ્રેજી, મરાઠી, અને ડચ ભાષામાં કરેલા પત્રવહેવારો ને લખેલી ડાયરીઓમાંથી સંશોધન કરવાનુ યોગ્ય જણાય છે

ભરૂચ શહેરે ગુજરાતના એક પ્રાચીન બંદરે તરીકે મેળવેલી ખ્યાતિ ને એક નાના ઈસ્લામી રાજ્ય તરીકે ભજવેલા ભાગને લીધે મે આ નિબંધને, અઢારમા સૈકામા થઈ ગયેલા ભરૂચના સ્વતંત્ર નવાબો ને તેમના જમાનાની ટૂંક હકીકત તે સમયના ફારસી પત્રવહેવારોના મારી પાસેના સંગ્રહ તેમ જ બીજાં ઐતિહાસિક સાધનો પરથી સંશોધન કરી તૈયાર કરવાનો પ્રયત્ન કરેલો છે, જેથી ઐતિહાસિક દૃષ્ટિએ એમા કંઈ ખામીઓ જણાય તો તે માટે દરગુજર ચાહું છુ

ઇતિહાસના માહિતગારો એ દોઢસો વર્ષ દરમ્યાન ગુજરાતમાં ચાલી રહેલી અંધાધુંધીવાળી સ્થિતિ અને દેશી રાજ્યો તેમજ બ્રિ ઈ ઈ કંપની ને ડચ ઈ ઈ કંપની વચ્ચે ચાલેલી રાજ્યખટપટથી સારી રીતે વાકેફ હોવાને લીધે, તેમજ મુ ગેઝેટિયર ડા બાનાજી અને જેમ્સવાળા ગાયકવાડઝ ઓફ બરોડાના પો ર્ટમાં ટ્રેઝેડી ઓફ લોય ' ના મથાળા હેઠળ આપેલા પત્રવહેવારો વગેરેથી ભરૂચનું રાજ્ય આટલી ટૂંકી મુદતમા કેવા સંજોગોમાં છેલ્લા નવાબ પાસેથી ગયુ હતું તેની માહિતી સારી મળી શકે છે તે કારણે એ પર વધુ ચર્ચા નહિ કરતા, ભરૂચના નવાબોની રાજનીતિ રાજ્યની આર્થિક ને સામાજિક સ્થિતિ, તેનો વ્યાપાર ઉદ્યોગ લશ્કરી બંદોબસ્ત વગેરે વગેરે પર થોડુંક વિવેચન કરવાનુ યોગ્ય ધાર્યું છે

ભરૂચ પર નવાબી કારભાર ૧૭૩૬ થી ૧૭૭૨ સુધી એટલે ૩૬ વર્ષ સુધી રહ્યો હતો. એમાં ૬ સ્વતંત્ર નવાબો રાજ્યકર્તા થઈ ગયા છે. ૧૭૭૨ માં એના છેલ્લા નવાબ પાસેથી બ્રિ. ઈ ઈ. કંપનીએ[1] ભરૂચ પર બીજી વખતે ચઢાઇ કરી ભરૂચ લીધું હતું. નવાબોનાં નામ[2] આ પ્રમાણે છે—

૧ નવાબ નેક આલમખાન ૧ ( મિરઝાં અબ્દુલ્લાહ બેગ )
હિ. ૧૧૪૯–૧૧૫૧ ઈ. સ. ૧૭૩૬–૧૭૩૮=૨ વર્ષ

૨ નવાબ નેક આલમખાન ૨ ( મિરઝાં બેગ વા. અબ્દુલ્લાહ બેગ )
હિ. ૧૧૫૧–૧૧૬૬ ઈ. સ ૧૭૩૮–૧૭૫૨=૧૪ વર્ષ

૩ નવાબ ખરતલબખાન ( મિરઝાં મુગલ બેગ વા. અબ્દુલ્લાહ બેગ )
હિ. ૧૧૬૬–૧૧૬૬ ઈ. સ. ૧૭૫૨–૧૭૫૨=૩ માસ

૪ નવાબ નેક આલમખાન ૩ (મિરઝાં હસનઅલી બેગ વા. મુગલ બેગ)
સગીરનાં રિજન્ટ
બીબો બૂલન ઉર્ફે બડીબીબી મિરઝાં અબ્દુલ્લાહ બેગની વિધવા
હિ. ૧૧૬૬–૧૧૬૮ ઈ સ. ૧૭૫૨–૧૭૫૪=૨ વર્ષ

૫ નવાબ નેક નામખાન ( મિરઝાં હામિદ બેગ વા. અબ્દુલ્લાહ બેગ )
હિ. ૧૧૬૮–૧૧૮૨ ઈ સ. ૧૭૫૪–૧૭૬૮=૧૪ વર્ષ

૬ નવાબ મુઅઝઝુદ્દૌલા ( મિરઝાં મુઅઝ્ઝમખાન )
હિ ૧૧૮૩–૧૧૮૬ ઈ. સ ૧૭૬૮–૧૭૭૨=૪ વર્ષ

મજકૂર નબાબો પૈકી નવાબ નેક આલમખાન ઉર્ફે મિરઝાં અબ્દુલ્લાહ બેગ ભરૂચ, જમ્બુસર તથા મકબૂલાબાદનો વહીવટ શરૂમાં ૧૭૨૧ થી દિલ્હીના વઝીર અને ગુજરાતના બાવનમા સૂબા ( વાઇસરોય ) નિઝામુલ મુલ્ક તરફથી કરતા હતા. સદરહુ પ્રગણાંઓ દિલ્હી શહેનશાહત તરફથી નિઝામની સરફે ખાસ ( ખાનગી જાગીર ) તરીકે અપાયેલાં હતાં.

૧૭૩૧ માં નિઝામની ભલામણથી મજકૂર અબ્દુલ્લાહ બેગને મોદ-

1–મું. ગે. (સુરત એન્ડ બ્રોચ) વૉ–૨ તથા ગાયકવાડ્ઝ ઑફ બરોડા ભાગ–૨ રે. બાનાજી એન્ડ જેનર્સ. [અમેજી કૃતિ]

2–મું. ગે. વૉ–૨, ગાયકવાડ્ઝ ઑફ બરોડા ભા. ૧, ફારસી નોંધણ હસ્તલિખિત ( કાઝી સૈયદ નૂરમહમ્મદહુસેન )

પાડવામાં આવતા હતા, જે મોગલ શહેનશાહ શાહઆલમ-૨ ના સમયના સુરતી સિક્કાઓ કરતાં કદમાં સહેજ નાના હોવાના જણાય છે. નવાબી સમયમાં રૂ. ૧૪૦૦૦૦૦) ના સિક્કાઓ પાડવામાં આવ્યાનો ઉલ્લેખ મુંબાઈ ગેઝેટિયર વૉ. ૧ (સુરત ઍન્ડ બ્રોચ) માંથી મળે છે.

ભરૂચના નવાબોએ રાજ્યકારભાર માટે, પોતાના દીવાન તરીકે મજમુદાર કુટુંબના મોઢ વાણિયા જ્ઞાતના ભાઈદાસ, બ્રિજભૂખણદાસ[1] અને લલ્લુભાઈ જેવા હોશિયાર હિંદુઓની પસંદગી કરી હતી. ન્યાયાસનના હોદ્દા પર કાઝી હમીદુદ્દીન[2] સિદ્દીકી અને કાઝી સૈયદ એહમદ હુસેન[3] મિયદમિયાં જેવા વિદ્વાન કાઝીઓ તેમજ મુફતીઓ રાખ્યા હતા. શહેરની ટંકસાળ, કોટવાલી, લશ્કરી અને બીજા નાના મોટા હોદ્દાઓ પર સારા અને કાબેલ અમલદારો નીમવામાં આવતા હતા. શહેરના બચાવ માટે શહેરને ફરતો, સિદ્ધરાજ જયસિંહના જમાનાનો (૧૦૯૪-૧૧૪૩) નો મજબૂત કિલ્લો અને ગુજરાતના સુલતાન બહાદુરશાહના જમાનાની ૧૫૩૭ ની ઊંડી ખાડી તેમજ કોટની દક્ષિણમાં પ્રખ્યાત નર્મદા નદી આવેલી હતી છતાં વધુ બચાવ સારુ નાનું સરખું દરિયાઈ બળ પણ રાખવામાં આવતું હતું. કોટની બૂરજીઓ પર દારૂગોળા સાથે બંદૂકો તથા તોપોની સારી ગોઠવણ રાખવામાં આવતી હતી, જે માટે સારા બંદૂકચીઓ તથા ગોલંદાઝ[4] રાખવામાં આવતા ને જરૂર વખતે નવી તોપો તૈયાર કરાવી મંગાવવામાં આવતી હતી. દરિયાઈ બળ માટે મીરે બેહર (નૌકાધ્યક્ષ) અને

૧ એમને એક ઇનામી ગામ 'મંગળેશ્વર ગલેઠું' હતું જે હાલમાં એમના કુટુંબમાં પળાય છે.

૨ સુરતના વતની હતા. એમના કુટુંબીઓમાં સુરતના મુફતી તથા મૌલવીના હોદ્દાઓ પર હતા.

૩ કાઝી એહમદહુસેન મૂળ દિલ્હીના શાહજાદા ખુજસ્તા અખ્તર (બહાદુરશાહના પુત્ર)ના અતાલીક (tutor companion) હતા. પછી હિ. ૧૧૦૨ (૧૬૫૫-૫૬)મા એમને નવાબ નેક નામખાનના સમયમાં ભરૂચના કાઝીના હોદ્દા પર નીમવામાં આવ્યા હતા. મજકૂર નવાબની દીકરી સાથે એમનાં લગ્ન પણ થયાં હતાં જેથી છેલ્લા નવાબ મોઅઝ્ઝીઝખાનના બનેવી પણ હતા. તેઓ આ લેખકના સાતમી પેઢી પર દાદા થાય. (લેખક)

૪ અહીં મૌલવીનો અર્થ મુફતી તરીકે ગણવાનો છે. ધાર્મિક કામોના ફેંસલા એ હોદ્દાના માણસ કાઝી બતાવતા. હાલમાં એ હોદ્દો legal remembrancer-નો ગણાય છે.

બંદરી જકાત માટે મુશરિફ (હિસાબી કામ કરનાર તથા તેહસીલદાર (ખજાનચી) વગેરે રાખવામાં આવતા હતા. દરિયાઈ બળમાં[1]—લડાયક ફતેહમારીજાતનાં ઝડપી વહાણો તથા બીજી નાની મોટી હોડીઓ લડાયક સામગ્રીઓ સાથે રાખવામાં આવતી હતી. શરૂના નવાબોના વખતમાં શહેરમાં રાખવામાં આવતાં પાયદળ અને ઘોડેસવારી લશ્કરની સંખ્યા વિશે જાણવાનાં સાધનો મળી શક્યાં નથી, - પરંતુ છેલ્લા નવાબ મોઅઝ્ઝીઝખાન (૧૭૬૮–૧૭૭૨)ના સમયમાં એવા લશ્કરની સંખ્યા ૩૦૦૦ સુધીની હોવાનું નવાબના મીર મુનશી સૈ. અબ્બાસ અલીવાળા નવાબના કિસ્સા (કિસ્સએ ગમગીન)માં ઉલ્લેખ છે. એ વખતે લશ્કરી સિપાઈનો પગાર રૂ. ૩ અને જમાદારનો રૂ. ૭ હોવાનાં સાધનો મળે છે. નવાબ પાસે ૨૦૦ ઘોડેસવારો પણ હતા.

રાજ્યની આર્થિક સ્થિતિ સારી હતી. અહી વ્યાપારઉદ્યોગ સારો ચાલતો હતો. અહીંથી વ્યાપારી માલ મોટાં મોટાં વહાણો ભરીને દૂર દૂર સુધી જતો, તેમજ દેશાવરથી આવતો હતો. આમ લોકોની હાલત સારી હતી. પ્રાચીન કાળથી ભરૂચ બંદરની ખ્યાતિને લીધે મોટા મોટા વ્યાપારીઓ માલ ખરીદવા તથા વેચવા આવતા હતા. એ જ કારણથી બ્રિટિશ ઈ. ઈ. કંપની તથા ડચ ઈ. ઈ. કંપનીની શાખાઓ જે સને ૧૬૧૬[2] તથા ૧૬૧૭થી મુસ્લિમ સમયમાં ખોલવામાં આવી હતી તે ચાલુ રહી હતી. અહીંની મુખ્ય નિકાસમાં રૂ ગળી, લાખ–રેશમ, મહુડાં તથા જુદી જુદી હાથવણાટનું કાપડ–બાફ્તા, દોરિયો, ચારખાની, નેકાની, જીનગીન, કાળી ચોકડી, લાલ ચોકડી, જામા, છીંટ, કામળ, ટુવાલ, બેસ વગેરે બહારગામ મોકલવામાં આવતાં, જેમાં અહીનાં રૂ તથા બાફ્તા, દોરિયો, - છીંટ વગેરે ચીજો યુરોપનાં બજારોમાં પણ પંકાતાં હતાં. અહીંના બાફ્તા, દોરિયો વગેરે સારા અને અમલદાર વર્ગને મોકલવામાં આવતા હતા. નવાબોના ફારસી પત્રવ્યવહારોમા અહીના બાફ્તા, દોરિયા, ચારખાની જેવા કપડાના તાકા અત્રેથી સુરતના અંગ્રેજ ડિરેક્ટરો તેમજ પેશ્વાઓને અને તેમના અમલદાર વર્ગને ભેટ આપ્યા વિશેના ઉલ્લેખો છે વણાટકામમા અહીંના મુસ્લિમ–પારસી વણકરો સારા ગણાતા હતા. કેટલાક પારસીઓ સુથારી

૧ દરિયાઈ બળ સારૂ હોવાથી ૧૭૫૩મા બીજી બૂલનના વહીવટ દરમ્યાન હામિદબેગ સામી સરસાઇ ભોગવી હતી.

૨ મુ. ગે. (સુરત એન્ડ બ્રોચ) પૃ. ૧

(મિરઝબેગે) શહેરનો સારી રીતે બચાવ કરતાં નિઝામુલમુલ્કને ઘેરા વિશે લખી જણાવતાં નિઝામે દામાજીને લખવાથી તેણે ઘેરો ઉઠાવી લીધો હતો.

૧૭૬૧[1]માં નવાબ મોઅઝ્ઝીઝખાનના સમયમાં બ્રિ ઈ. ઈ. કંપનીએ ભરૂચના ફુરજના મહેસૂલના ચડેલા ચાળીસ લાખની ઉઘરાણી બદલ તથા કંપની સરકારના કાપડ પર વધુ મહેસૂલ નાખવા બદલ કરેલી દરિયાઈ તથા ખુશ્કીની ચડાઈમાં નવાબ મઝહૂરે શહેરનો ૧૭ દિવસ સુધી બહાદુરીથી બચાવ કરી કંપનીના લશ્કરને હાર આપી હતી; ને અંગ્રેજોનો દારૂગોળો બળી જતાં કેટલુંક નુકસાન ખમવું પડ્યું હતું.

૧૭૭૨માં ફરીથી કંપની_સરકારે ભરૂચ પર મોટા લશ્કર સાથે દરિયાઈ અને જમીનમાર્ગે ચડાઈ કરી હતી તે વખતે પણ નવાબે સારી રીતે બચાવ કર્યો હતો, પણ આ લડાઈ વખતે દગાબાજીને લીધે હારી જતાં પોતાનું રાજ્ય ખોયું હતું.[2]

હવે નવાબી રાજ્યનો કારભાર કેવીરીતે ચાલતો હતો, નવાબી દોર કેવો હતો, રૈયત તેમજ ખેડૂતવર્ગ માટે નવાબ કેટલી કાળજી રાખતા હતા, ને કેવી કરકસરથી વહીવટ કરવામાં આવતો એ હકીકત જાણવાનો એક નમૂનારૂપ દાખલો, એ નવાબી રિયાસતના છેલ્લા નવાબના સમયનો ૧૭૭૨નો ફારસી પત્ર[3]વહેવારમાંથી મળેલો છે. બ્રિટિશ કંપની સરકારે, એમની હાર થયા પછીથી નવાબ સાથે સંધિ કરવા બોલાવેલા ત્યારે જતી વખતે હિ. ૧૧૮૬ (૧૭૭૧)માં એક મુખત્યારનામું પોતાનાં મોહોર તથા સહીથી લખી આપ્યું હતું, તેનું ગુજરાતી ભાષાન્તર આ પ્રમાણે છે :

પહેલી કલમ—લલ્લુભાઈએ (મારી) રૈયતની હાલતથી અજાણ રહેવું નહિ. જો કોઈ તાલુકદાર કે કોટવાલ (પોલીસ અમલદાર) કે થાણદાર અથવા હવાલદાર કે તેમના તાબાના માણસો રૈયતને ઈજા પહોંચાડે તો તેમને હજૂરની દેવડીએ મોકલી શિક્ષા કરવી, એમાંથી કાંઈ બરતરફી

૧ મું. ગે. વૉ–૨ ( સુરત એન્ડ બ્રોચ ), ગાયકવાડ્ઝ ઑફ બરોડા. વૉ–૨ ડૉ. બાનાજી એન્ડ જેનર્સ.

૨ નવાબ મોઅઝ્ઝીઝખાને ભરૂચનું રાજ્ય ખોયા પછી દેહવાણના કોળીશાળને ત્યાં આશ્રય લીધો હતો. ત્યાં તે ગુજરી ગયા હતા. એમની કબર પણ ત્યાં જ છે. પાછળથી અંગ્રેજ સરકારે એમના કુટુંબીઓને, પોલિટિકલ પેન્શન બાંધી આપેલું જે એમના વંશમાં હાલ પણ થોડું મળે છે.

૩ મકતુબાતે કિશોરદાસ (હસ્તલિખિત ફારસી કૃતિ)

અગર બદલી લાયક જણાય તો તેને તેમ કરવા સારુ (અમારી) સરકારની મંજૂરી છે.

**બીજી કલમ**—કરાર અને ખાંહેધરીના પરવાનાઓ પર ઈઝ્ઝતુલ્લાહ[1] ખાનસાહેબની સાદ[2] અને મુમતાઝખાનની[3] બૈઝ[4] થવી જોઈએ. પંદર વીસ કોરા પરવાના જેના પર બેઝ તથા સાદ કરી મૂકેલા છે તે પેશકાર મુનશીને હવાલે કરવામાં આવેલા છે. તે જેને આપવા હોય તે લલ્લુભાઈની સલાહથી આપવા.

**ત્રીજી કલમ**—દાદ માંગનારા અને ફરિયાદીઓની અરજીઓ આવે તેને ફોજદારી યા કોટવાલીમાં, જ્યાં માટે તે હુકમ માગે ત્યાં તેની અરજી મોકલવી અને લલ્લુભાઈની સલાહથી તેના નિકાલ સારુ તે ખાતાને હવાલે કરવી.

**ચોથી કલમ**—મુસલમાની શરહેના મુકદ્દમાની અરજી આવે તેનો ફેંસલો શરીઅતપનાહ[5] (ધર્મધુરંધર) અને મોલવી[6] સાહેબની સલાહથી કરવો.

**પાંચમી કલમ**—અડસટ્ટા અને દરેક દીવાની વગેરે ખાતાઓના માસિક ખર્ચના પત્રકો અમારી પાસે મુંબઈ મોકલતા રહેવું.

**છઠ્ઠી કલમ**—પ્રગણાના માલની ચિઠ્ઠી પર ઈઝ્ઝતુલ્લાહ ખાનસાહેબ 'મુતતલેશુદ' (રજૂઆત થઈ છે)ની સહી કરવી ને મુમતાઝખાનની સાદ થવી જોઈએ.

**સાતમી કલમ**—શહેરના દરવાજાઓ મારફતે લોકોને આવવા જવાની પરવાનગી લલ્લુભાઈની ચિઠ્ઠીથી મળવી જોઈએ. તે પર શરૂમાં ઈઝ્ઝતુલ્લાહ ખાનસાહેબ—"મુલાહિઝાશુદ" (તપાસી જોઈએ)ના

૧. નવાબ મોઅઝ્ઝીઝખાનના કાકા થતા હતા.

૨. બૈઝ અને સાદ શબ્દો દસ્તાવેજો પર ઑફિસરની ટૂંક સહીની નિશાની દાખલ લખાતા હતા.

૩. પાટવી કુંવર હતા. એમનું બીજું નામ નનુજી હતું.

૪. શાહી ફરમાનો પણ લખવાનો રિવાજ હતો. સાદનો અર્થ—તપાસી જોયું—નો થાય છે.

૫. અહીં શરીઅતપનાહ એટલે ભરૂચ પ્રગણાના કાઝી સૈયદ એહમદહુસેન.

૬. તે વખતના મુફતી. એ ઓધ્ધા પર તે વખતે માજી કાઝી હમીદુદ્દીનના કુટુંબી હતા.

શબ્દો લખવા. પછી મુમતાઝખાનની સાહ થવી જોઈએ, નદીપાર ઊતરવા તથા હોડી મારફતે આવનાજનાર માણસોને તેમજ દક્ષિણીઓના[1] નોકરચાકરોને પરવાનગી પણ એ જ ધોરણે લલ્લુભાઈની સલાહથી થવી જોઈએ. હોડીઓ માટેની ગજાચિટ્ટી નાકાધ્યક્ષ (દરિયાઈ અમલદાર) પર આપવી, ઘાટ ઊનાગવાની ગજાચિટ્ટી પણ એ જ પ્રમાણે થવી જોઈએ.

**આઠમી—** પ્રગણાના વસૂલાતનાં વધારાનાં પત્રોની યાદીઓ ખાસ કલમદાનમાં ગણેલી છે તે અસદખાનને હવાલે કરવી, ને દીવાની ખાતાના અડસટ્ટાના કાગળો હજૂરમાં મોકલવા.

**નવમી—**જ્યારે બાહેધરી માટે લલ્લુભાઈ અરબોને કહે ત્યારે તેઓએ તકરાર કરવી નહિ, ને અસદખાએ લલ્લુભાઈની સલાહથી મહોર કરી આપવી, ને પેશકાર મુનશી જ્યારે જ્યારે ઈઝ્ઝતુલ્લાહ ખાનસાહેબ તથા મુમતાઝખાનના કહેવા પરથી પત્રવહેવાર કરે ત્યારે તેનો અમલ લલ્લુભાઈની સલાહ વિના થાય નહિ (એટલે લલ્લુભાઈની સલાહ વગર એ જગ્યાઓએ પત્રો લખાય નહિ).

**દસમી—**દીવાની ખાતાના કાગળો સાથે અનાજ પહોંચાડવા (કોઠાર)-નાં પત્રકો અમારા હાથદસ્તખત (સહી) માટે અમારી હજૂરમાં મોકલવાં. નિશાની કરેલાં જાનવરોની યાદી તથા ઢોરના ઘાસદાણા માટેના ખર્ચનાં પત્રકો પર મુમતાઝખાનની સાહ કરાવવી.

**અગિયારમી—**મારી પોતાની નાની મહોર, અસદખાનના હવાલામાં સોંપી છે. બહારના કાગળો જે આવે તેના પર એ મહોર કરવી, ને ઈઝ્ઝતુલખાન સાહેબ તથા મુમતાઝખાનના નામના જે કાગળો આવે તે પર તે માનવતાઓની મહોરો કરાવવી

**બારમી—**(લશ્કર માટે) નવા ઉમેદવારોની ભરતી કરવાનું મારા આવતાં સુધી બંધ રાખવું એ જ ધોરણ, અવેજી (નોકરો) માટે પણ રાખવું. જો કોઈને બરતરફ કરવામાં આવે તો બક્ષીજીએ ઈઝ્ઝતુલ્લાહ-ખાનસાહેબ અને મુમતાઝખાનની પરવાનગીથી તેની નવી યાદી બનાવવી અને તે ખરી કરી લેવી

૧. પેશ્વાનો માણસ, ને તેના નોકરો, કારણ કે નવાબો સામે સંધિ થયા મુજબ સુરતની રેવન્યૂમાંથી મરાઠાઓને છઠ્ઠો ભાગ મળતો હતો.

**તેરમી**—મોઢામોઢ કરાર કરેલો છે કે સાહેબ[1] પાસે ગયા પછી એવું કરીશ કે, પંદર સત્તર દહાડાના અરસામાં મહિને મહિને ચિઠ્ઠી મોકલી અહીંના સાહેબો, ભાઈઓ તથા સૈનિકો બાબત (અમારા) મનને શાંતિ થાય તે મુજબ વર્તવું.

**ચૌદમી**—મુંબઈથી અમારા કાગળોના જે જવાબો આવે તે પર ઈઝઝતુંલાખાન સાહેબ તથા મુમતાઝખાન તથા લલ્લુભાઈની મહોરો થવી જોઈએ.

**પંદરમી**—ઈખર, ખાલસા વગેરે ગામો તથા દસ્તમ અને અંશેટા ગામોની ઊપજની રકમોનો ઉપયોગ, અનાજ ખરીદવા તથા ઘાસ કપાવવા માટે કરવો.

**સોળમી**—જંબુસર અને મકબૂલાબાદ (આમોદ પાસેનું પ્રગણું)ની રાહદારી (જકાત–octroi)નો પરવાનો તેનો ઈજારો રાખનાર (ખેડૂત)ને આપવા માટે રૂબરૂ પરવાનગી અપાઈ છે.

**સત્તરમી**—ફરજો, ફોજદારી, કોટવાલીનો ચબૂતરો, ટંકશાળ; નદી પાર ઊતરવાની ચોકી, આમાની[2] નાકાંઓ, ઈજારા, ખાનગી ઈજારા, ખાનગી વજીફા, તેમજ બીજા લાગાઓની જે ઊપજ સરકારમાં જમા થાય છે તેમાંથી તે શાખાના અમલદારોએ લાલબજારના માસિક પગારદારો, મરહૂમ નવાબના સગાસંબંધીઓ તથા ધારામુજબ અપાતી ખેરાતી[3] જકાત આપી, પછી જે રકમ વધે તેનો ઉપયોગ લલ્લુભાઈની સલાહ વગર કરવો નહિ.

**અઢારમી**—મેં દરેક રીતે પુખ્ત રીતે વિચાર કરી ઠેરવ્યું છે કે (અમો) મુંબઈથી કંઈ મંગાવીશું નહિ. ખાં જરૂર ઊભી થયે અસદખાન ખર્ચ સારુ કંઈ માગે તો, લલ્લુભાઈએ ત્રીસચાળીસથી સો રૂપિયા આપવાની ગોઠવણ કરવી.

**ઓગણીસમી**—આવતા માસની પંદરમી સત્તરમી તારીખ સુધીમાં નાણાંની ચિઠ્ઠી મુમતાઝખાન વગેરેએ સુખલાલને આપવી. અને જો નાણાં

---

૧. અહીં સાહેબનો અર્થ એ મુંબઈ ગવર્નરનો કરેલો છે. નવાબી પત્રવહેવારોમાં એ શબ્દ એ અર્થમાં વપરાયેલો જણાય છે ને તે ઓધ્ધા તરીકે વપરાયેલો હોવો જોઈએ.

૨. આમાની નાકાઓ એટલે જે રાહદારીની ઊપજ વસૂલ કરે તે નાકાંઓ.

૩. મુસલમાની ધર્મ પ્રમાણે સેંકડે ૨½ ટકા જકાત કાઢવાની રૂઢિ છે તે પ્રમાણે.

મળતાં વાર લાગે તો લલ્લુભાઈએ ત્રીસ ચાલીસથી સો રૂપિયા સુધી આપવા ગોઠવણ કરવી.

**વીસમી**—મુમતાઝખાનને વાટ ખર્ચ માટે લુમલે રૂ઼ા ૫૦૦) ચિઠ્ઠીથી આપેલા છે ને રૂ. ૩૦૦) થી (સીધા સામાન) માટે મોદીને અપાવ્યા છે અગર ત્યાં (મુબાઈ ગયા પછી) વધુ જરૂર પડશે તોપણ મારું ચાલતાં સુધી એક પણ પૈસો વધુ મંગાવીશ નહિ. છતાં જો લખાણ કરું તો આવતા માસની આખરમાં મોકલવા.

---

ઉપલા મુખત્યારનામાની કલમો, તથા નવાબી જમાનાની વર્ણવેલ હકીકત પરથી નવાબી દોરના છેલ્લા સમયમાં આ નાની રિયાસતનો કેવો સારો વહીવટ ચાલતો હતો તેનો ખ્યાલ આવે છે. એનો અંત આટલી ટૂંક મુદતમાં આવવાનું કારણ એની રાજધાનીનું ભરૂચ શહેર, દરિયાની નજીકમાં વ્યાપારી મથક તરીકે આવેલું હોવાથી તે મેળવવા કંપનીસરકારના નોકરો, ફતેહસિંહ ગાયકવાડ, પેશ્વા, અને સુરત તથા ખંભાતના નવાબો એ વ્યાપારી બંદરવાળા શહેરને લેવા ઘણા આતુર હોવાનું હતું.

મારો નિબંધ સમાપ્ત કરતાં—આ સ્થળે ડૉ. બાનાજી અને ગેનસીએ રચેલી ગાયકવાડઝ્ ઑફ બરોડાના ભાગ–૨ માં પ્રસ્તાવનામાં ટ્રેજેડી ઑફ બ્રોચના મથાળા હેઠળ આપેલા થોડાક ફકરાઓ મારા લખાણની પુષ્ટિમાં ટાંકવા, અયોગ્ય નહિ ગણાશે એમ હું ધારું છુ—

"If tragedy is a drama with unpappy ending, the Documents in the first part of this volume may rightly be published under the heading : "The Tragedy of Broach"

They refer to events took place from 1770 to 1773, and deal with the passing of a little state that was yet young in years when dawned the day of its doom. This was the state of Broach, whose independance, first recognised in 1726 by Nizam al-Mulk of warlike fame was irretrievably lost, less than

half century afterwards in 1772. What was it that brought about this premature end and dissolution ?

From the english documents it may be gathered the downfall of Broach was not result of cankering internal desorders inharent in the body politic. Broach was not worse administered than the territories of neighbouring powers. It fell a victim to external aggresiveness, mainly because its capital, the town of Broach, happened to be favourably situated about to the sea board easily accessible so that it had become an important trading center.

This explains why the servants of the company, Fatesing Gaikwad, the Peshwa, and the Nawabs of Surat and company cast all of them wishful glances on the harbour town, and were anxions to acquire it "

# ૫૦૦ વર્ષ પર આલમોડા ગયેલા ગુજરાતના ત્રિવેદ

## "પહાડ શુમાયા જોપીને"

લેખક : ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ

નૈનિતાલ તથા આલમોડા, હિમાલયના જે વિભાગમાં છે તેને કૂર્માચ કે કુમાંઉ કહેવામાં આવે છે—

ઈ. સ. ૧૪૨૦–૨૧, દરમ્યાન ગૌતમગોત્રી, સામવેદી ત્રિવે શ્રીચંદ પોતાના પુત્ર પંડિત શુકદેવ સાથે ગુજરાત દેશના "અમલાબાદ —વડનગરથી ગયા હતા." અમલાબાદ તે અહમદાબાદ હોવું જોઈએ.

ઈ. સ. ૧૪૧૨માં એ વસ્યું તેના આઠમે વર્ષે જ ત્રિવેદી હિમાલયની યાત્રાએ ગયા લાગે છે.

ચંદ વંશના રાજા ઉદ્યાનચંદ તે વખતે ચંપાવતમાં રાજ્ય કરતા હતા—ત્રિવેદી ચંપાવત પહોંચ્યા તે જ વખતે રાજા બાલેશ્વર મંદિરને જીર્ણોદ્ધાર કરવાના ધાર્મિક કાર્યમાં રોકાયેલા હતા—પ્રતિષ્ઠાની ક્રિયામ રાજાએ શ્રીચંદ ત્રિવેદીને ન બોલાવતાં એમના પુત્ર શુકદેવને બોલાવ્યા એથી પિતાને ખોટું લાગ્યું અને પોતે કાલીકુમાઉના ચંપાવત નગરને છોડી બારામંડળ તરફ ચાલી નીકળ્યા.

એ સમયે બીસૌદ કોટમાં, કસ્તૂરી કુળના એક રાજા વીરસિંહદેવ રાજ્ય કરતા હતા—એ રાજાએ શ્રીચંદ "તેવાડી" ને માન પાનથી રાખ્યા લાગે છે—અમુક સમય વીત્યા બાદ શ્રીચંદજીને રસ્તાનું ખર્ચ આપી રાજસવારી સાથે સુવાલ નદીને પેલે પાર પોતાની રાજ્યસીમાના અંત- સુધી પહોંચાડયા.

પછી ત્રિવેદીજી ખગમરકોટના રાજાની વાડીમાં પડાવ નાખીને રહે છે. એ ખગમરકોટ અલમોડા પર્વતની નીચે હતું.

વાડીનો માળી, રાજાને માટે લીંબુ કાપીને લીંબુડીની ડાળી સાથે લઈ જતો હતો. શ્રીચંદે એ લીંબુ જોયું: અને માળીને પૂછયું કે 'આને ક્યાં લઈ જાય છે ?

માળીએ કહ્યું કે રાજાને માટે લઈ જઉં છું.

ત્રિવેદીએ માળીને કહ્યું કે આ લીંબુ રાજાને આપીશ નહિ, કારણ કે એની અંદર બીજું લીંબુ છે. એવા લીંબુને રાજા જુએ કે ખાય તો એના ભવિષ્યને માટે એ સારું નથી.

આ વાત માળીએ રાજાને કહી, છતાં રાજાએ તો એ લીંબુ કાપ્યું અને અંદરથી ખરેખાત, ત્રિવેદીના કહેવા પ્રમાણે જ, બીજું લીંબુ નીકળ્યું.

આથી રાજાએ ત્રિવેદીને બોલાવરાવ્યા અને કહ્યું કે આપનું કહેવું નહિ માનીને મેં લીંબુ તો જોયું પણ ખરું અને કાપ્યું. આપ કહેતા હતા તે જ પ્રમાણે એમાંથી બીજું લીંબુ તો નીકળ્યું છે પણ મારું ભવિષ્ય ન બગડે એવો કંઈ માર્ગ હોય તો દેખાડો—

ત્રિવેદી—જ્યાં એ ફળ થયું હતું એ તમામ ભૂમિ કોઈ સુપાત્ર બ્રાહ્મણને દાનમાં આપી દો.

રાજા—એવા સુપાત્ર તો આપ જ છો.

પણ ત્રિવેદીએ કહ્યું કે હું તો દૂરનો રહેવાવાળો પરદેશી છું. હું આપની જમીન લઈને શું કરું ?

પણ રાજાના આગ્રહથી આખરે ત્રિવેદીએ, એ ભૂમિનું દાન સ્વીકાર્યું.

પણ ત્યાં પાણી ઓછું હતું. ત્રિવેદીજી તાન્ત્રિક વિદ્યામાં પણ પ્રવીણ હતા—તેથી કહેવાય છે કે એમણે "પ્રોક્ષણ" મંત્ર દ્વારા ખૂબ જલ પેદા કર્યું.

આ ભૂમિ તે જ હાલનું આજનું આલમોડા શહેર છે. તે બધો પ્રદેશ—૫૨૫ વર્ષ પર ગુજરાતના ત્રિવેદીને એ ભવ્ય પહાડી મુલક વિદ્વત્તાને કારણે રાજાએ બહુ આગ્રહથી દાનમાં આપ્યો હતો એ હકીકત આપણને ગુજરાતીઓને અભિમાન લેવા યોગ્ય છે.

ઇ. સ. ૧૪૩૩ થી ૧૪૩૭ સુધી આલમોડા તથા કુમાઉના બીજા પ્રદેશ પર રાજા વિક્રમચંદ ગાદીએ બેઠા હતા એમણે પોતાના દાદા ઉદ્યાનચંદનું ધર્મ સંબંધી દાન ચાલુ રાખી, મંદિરો, નાળાં વગેરે બંધાવ્યાં કર્યાં. ઉદ્યાનચંદ બ્રાહ્મણો પાસે પૂજાપાઠ, અનુષ્ઠાન વગેરે પ્રસંગોપાત્ત કરાવતા. એમણે બાલેશ્વરનું મંદિર બંધાવ્યું હતું તથા એક સાલનું જમીન મહેસૂલ તમામ પ્રજાનું માફ કર્યું હતું.

ઈ. સ ૧૫૬૩ માં, રાજા કલ્યાણચંદ આદીએ આવ્યા હતા ત્યારે બીસૌદકોટ તથા ખગમરકોટ બન્ને પ્રદેશ ચંદ રાજાઓએ જીતી લીધા હતા. રાજ્યનો વિસ્તાર વધી જવાથી ચંપાવત રાજધાની એક ખૂણામાં પડતું હતું અને મધ્ય સ્થાને ખગમરકોટના પુરાણા કિલ્લાને કેન્દ્રમાં રાખીને નવું નગર વસાવવાની ઇચ્છા કલ્યાણચંદના પિતા ભીષ્મચંદને થયેલી. એમણે આલમનગર નામ કરીને એ સ્થળે ખાતમુહૂર્ત પણ કર્યું હતું. પણ એ જ નગરને વસાવવાનું શુભ કાર્ય કલ્યાણચંદના હાથથી થયું. પલટન બજાર જે જગ્યાએ આલમોડામાં છે ત્યાં કલ્યાણચંદે પોતાનો રાજમહેલ બંધાવ્યો.

આખું સ્થળ સુન્દર હતું ગિરિપ્રદેશની રમણીયતા દેવદાર વૃક્ષોને લીધે અલૌકિક લાગતી.

શ્રીચંદે આણેલા પાણીને લીધે આખો પ્રદેશ જળમય અને ફળદ્રુપ બની ગયો હતો. દેવદાર એવાં મોટાં થઈ ગયાં હતાં કે આખું નગર એનાં લાકડાંથી ઘરો બાંધી શકે.

પણ એ જમીન કસ્તૂરી રાજાએ શ્રીચંદ 'તેવાડી' ને દાનમાં આપી હતી.

કલ્યાણચંદે ત્રિવેદીના વંશજોને બોલાવી સમુંદ જોઈ, એનાથી દસગણી જમીન બદલામાં છખાતાના પરગણામાં ગોમ નદી પાસેની આપી-ને આલમનગર વસાવ્યું. એ જ પછીથી આલમોડાના નામથી પ્રસિદ્ધ થયું. ( ૧૫૬૩ )

ઈ. સ. ૧૫૬૮ થી ૧૫૯૧ દરમ્યાન પછી 'તેવાડી' કુટુંબની વાત આવે છે. એ વખતે આંતરવિગ્રહ થયો હતો અને નીલગુસાંઈ વફાદાર રાજસેવક છતાં એની આંખો ફોડી નાખવામાં આવી હતી. એ ગુસાંઈએ પોતાના એકના એક પુત્રને ધર્માકર તેવાડીની ધર્મપરાયણ અને સતી સ્ત્રીને સોંપ્યો હતો એનું નામ બાજગોસાંઈ હતું. સતીએ એને પોતાના પુત્રની જેમ બહુ પ્રેમથી ઉછેર્યો.

રાજા વિમળચંદનો વિચાર બાજગોસાંઈને દત્તક લેવાનો થયો પણ ધર્માકરનાં પત્નીને રાજાનો વિશ્વાસ આવ્યો નહિ. પ્રધાનો એને લેવા આવ્યા તેમને એ બાજગોસાંઈ આપતી નથી પછી રાજા જાતે તેવાડીને ઘેર આવે છે ત્યારે સાધ્વી રાજાને ધર્મવચન આપવા કહે છે.

"આપ એને જરૂર યુવરાજ બનાવશો અને મારી નહિ નાખો એવું વચન આપો" એમ કહે છે.

રાજા વચન આપે છે, યુવરાજ બનાવે છે, અને બાજચંદ નામથી એ પ્રસિદ્ધ થાય છે. ગાદીએ બેઠા પછી એ પોતાના દૂધભાઈ પંડિત નારાયણ તેવાડીને ભૂલતો નથી.

રાજા બાજ બહાદુરસિંહના દરબારમાં નારાયણ તેવાડીનો પ્રવેશ બહુ માનમરતબાથી થાય છે. નાનોભાઈ મોટાભાઈને જેટલુ માન આપે એટલુ માન રાજા એમને આપે છે અને વરદાન માગવા કહે છે. નારાયણ એટલું જ માગે છે કે જે દરજ્જો ગુરુઓ, જોશી, પુરોહિત અને પાડેનો છે તે જ રાજ્યગુરુનો દરજ્જો અમારો થાઓ. રાજા એ માગણી સ્વીકારે છે.

આલ્મોડા પાસે તેવાડીજીએ એક હરિપાંડુગિરિની પૂર્વે શિવાલય બંધાવ્યું હતું તે હજી હયાત છે.

એનુ ખર્ચ રાજાએ આપ્યું હતું. નારાયણ ઈમાનદાર અને ધર્માત્મા હતા તેવાડીનું નજદીકમાં એક નાળું પણ બંધાવેલું છે એ હજી ત્યારીકા નૌલાના નામથી ચૌસાર પાસે પ્રસિદ્ધ છે.

ઈ. સ. ૧૬૦૩ એટલે વિ. સં. ૧૬૫૯ ની સાલનું નારાયણ તેવાડીના ખાનદાનને મળેલું એક દાનપત્ર તાંબા પર લખાયેલું મળ્યું છે અને ૧૬૬૨ માં એમના સ્મરણાર્થે એક મંદિર બંધાવ્યુ હશે તેનો પણ બીજો તામ્રલેખ છે. એ જ મંદિર કદાચ હજી ઊભું છે તે જ હોવું જોઈએ. ૧૬૭૦ માં નારાયણ તેવાડીના સંતાનને જાગીર તરીકે ભૂમિદાન કર્યાનો તામ્રલેખ પણ છે એમાં તેવાડીજીને રાજાના ધર્મભાઈ લખ્યા છે.

બાજ બહાદુરનો પુત્ર રાજા ઉદ્યોતચંદ પણ વીર, વિદ્યાનુરાગી, અને તપસ્વી હતો. એણે પણ દૂર દૂર દેશોથી વિદ્વાનોને રાજ્યમાં આમંત્રણો આપીને બોલાવ્યા હતા અને વસાવ્યા હતા. એણે વિ. સં. ૧૬૮૨ માં પંડિત શિવશંકર તેવાડીને તથા તેમના કુટુમ્બને જાગીર આપ્યાનો ઉલ્લેખ છે. ઉદ્યોતચંદે લાખો રૂપિયા યજ્ઞ, યાગ, દેવાલયો, નાળાં તથા ધર્મશાળાઓ પાછળ ખર્ચ્યાં હતા. કનોજ, ગુજરાત, દક્ષિણ વગેરે સ્થળોથી મોટા મોટા વિદ્વાનો અને પંડિતો આવી શાસ્ત્રોની ચર્ચા આલ્મોડામાં કરતા. રાજા વિદ્વાન અને ન્યાયી હતો. એના વખતમાં કેળવણીનો પ્રચાર ખૂબ થયો

૯૭ આ ત્રિપાઠીનો વેલો પહાડોમાં ઠીક વધેલો જોવામાં આવે છે. એમાંથી જ અગ્નિહોત્રી, શાસ્ત્રી વગેરે પ્રસિદ્ધ થયા છે, અને ગુરખા રાજ્યમાં પણ એમને જાગીરો મળી છે.

શ્રીચંદ તેવાડીએ કનોજથી આવેલા પૃથ્વીરાજ જોશીને પોતાની કન્યા પરણાવી હતી અને ૧/૩ આલ્મોડાની ભૂમિ કન્યાદાનમાં આપી હતી. એ જોશીના વંશમાં રાજનીતિજ્ઞ, બાહોશ, વીર અને બુદ્ધિમાન મંત્રીઓ થયા છે. સૈકાઓ સુધી એમણે રાજાઓને શેતરંજના રાજાઓની જેમ રમાડયા છે. ભાવનગરના જેવા ગગા ઓઝા હતા એવા એમના કુળમાં એક હર્ષદેવ જોશી થઈ ગયા.

ગઢવાલના રાજા પાસેથી ગુરખાઓએ આલ્મોડા વગેરે પ્રદેશ વિનાકો લઈ લીધો હતો તે હર્ષદેવને પાછો અપાવવો હતો. પણ અનેક લડાઈઓ પછી પોતે વૃદ્ધ થઈ ગયા અને નિરાશ થઈ વાનપ્રસ્થાશ્રમ લઈને પોતે કનખળમા જિંદગીનો પાછલો સમય પ્રભુભક્તિમાં ગાળતા હતા.

હેસ્ટિંગ્સના વખતમાં અંગ્રેજોએ એમને શોધી કાઢ્યા. નેપાળ વિગ્રહમાં હર્ષદેવ સાથે મહત્તાળુ કરી એમની મદદ લીધી અને જોશીની કાર્યદક્ષતા અને લાગવગનો પૂરેપૂરો લાભ લઈ ગઢવાલી અને પહાડીઓની જ મદદથી નેપાળવિગ્રહમાં જીત મેળવી.

## Gujarati Magnates in Early Bompay

By

Dr. B. A. Saletore, Ahmedabad

When the English acquired Bombay in 1661, there were Banias in the Island, who traded in rice, cocoanuts, and diamonds, and who hailed from Goa and the Deccan. They were distinct from the Gujarati Banias, who were still confined mostly to Surat and the adjoining area, although a few had found their way to the Island, and who dealt chiefly in cash and cloth

They gradually assumed importance in 1670 as Bankers to the Surat Council, which was perpetually in debts, and which needed cash for investments. Two bankers Somaji Chitta and Chota Thakore had lent money to the Council, but their sons clamoured for the payment of the debt ( with interest ) which the Council owed them.

The Gujaratis were also employed as envoys, when the Company wanted shrewd men who combined business with politics. Thus in 1670 Tulsidas Parekh was sent with a confidential letter from Petit at Calicut to the Council. He had a precarious voyage while sailing from Calicut northwards, for he fell into the hands of the Portuguese but managed to reach Surat safely.

In 1674 another Gujarati named Valji was sent to Hubli to negotiate with the local chieftains there. His next mission was to Karwar where he died. But

he had earned a name for himself by his integrity and industry; and the Karwar Factory bemoaned his death.

The Council's advisers on minting were Gujaratis. An expert in this line was Govindji Madhavji, a native of Surat, whom the Council took into its service, on his promising that he would coin rupees cheaper than had been done before, but on condition that the English protected him from the malice of the old coiners of the Island. He was put under the Master of the Mint at Bombay, John Jessop, in 1677.

They made history as Brokers Here we come across many names - Virji Vora, Vaghji, Vardhaman, Girdhar, and Bhimaji Parekh. The last named was the greatest amongst them Virji Vora, along with his son Nanchand, dealt in cloth in 1670, Vardhaman was sent southwards on English ship in 1671 to purchase pepper and cissamon from Malabar; and Vaghji was sent to Aurangabad in 1673 to make purchases for the Council. As regards Girdhar, he was proud to call himself as the Broker of Bombay. But he was one of those responsible for the sad condition of the Bombay finances in 1676, because along with the Modi he was tardy in submitting his accounts. Once he was censured by the Council for passing off cloth from Broach, Cambay, and elsewhere as cloth of Bombay manufacture, and he was warned not to include such stuff in the homeward ships. But he replied by saying that the dearness of the Bombay calicoes

was due to the high cost of the cotton yarn supplied to the weavers.

None of the above could rival Bhimji Parekh. A native of Surat, he first came into prominence when he got mixed up in a quarrel between Governor Ghiyasuddin Khan of Surat and President Aungier in 1672. The former demanded through Bhimji Parekh, who was the Council's broker, "a round sum of money" (Rs 500) for permitting Aungier to depart for Bombay from Surat. Bhimji paid the amount, because he had been threatened by the Governor with the confiscation of his house, estates, wife and children !

The rapacity of the Mughal Governor made Bhimji think of settling down in Bombay in 1673. He led a migration of a large number of Gujarati merchants who, sick of the Mughal rule at Surat, desired to petition to the Company for permission to settle down in Bombay. Although many of them backed out and settled in Broach, yet Bhimji signed the petition which was written in English.

Bhimji Parekh was an exceptionally able man. When the Council was as usual in dire need of money in 1674, he tried to raise a loan in the bazar, and when in 1677 the Bombay accounts got into a muddle, it was he who set them right. Further, when one of his sub-brokers failed to pay a debt of Rs. 3,000 to the Company in Khandesh, he paid it off because he was liable for his sub-

brokers in view of his extra commission of one percent !

His permanent claim to greatness lies in the patronage he gave to printing. He was the first Gujarati to understand the importance of a printing press At his instance and expense, while he was still at Surat in 1673, an English printer named Henry Hills was sent to India with a printing press. Bhimji at "great trouble and expense" contrived ways to cast Gujarati letters in the English characters. But his efforts failed mainly due to the inexperience of Hills. Bhimji then suggested that a type caster should be sent to India at his expense. But this idea did not materialize; and what is more unfortunate, Hills in 1677 fell out with Bhimji, because he refused to teach Indians how to print, gave up his work, and was absorbed by the Surat House as a steward ! Thus ended the magnanimous attempts of Bhimji Parekh, the first Patron of Gujarati Printing in India.

# ગુજરાતના મલેકુ–તુજાર

[ લે. ડૉ. ઝહિરુદ્દીન મદની, એમ.એ., પીએચ.ડી. ]

હિંદુસ્તાન એક એવું સ્વર્ગ છે કે જ્યાં હજારો વર્ષોથી સુધરેલી કોમો અને તાકાતવાળી સલ્તનતો, રાજકીય બાબતોમાં, વિદ્યા બાબતોમાં, અને ધાર્મિક બાબતોમાં ફાયદો મેળવતી રહી છે. આ એ મુલક છે કે જેણે પડતીમાં આવેલાઓને સંભાળી લીધાં છે (વેપાર અને રાજકીય બાબતોમાં). આ એ પ્રદેશ છે કે જેણે ભટકતાં ટોળાંઓને જગ્યા આપી. ઘણાએ મહાન રાજાઓએ અહિંયાં રાજ્ય કર્યું. સેંકડો જાતિઓ અહિંયાં આવી અને પોતાની સંસ્કૃતિઓ સાથે લેતી આવી અને પછી અહિંયા જ બરબાદ થઈ ગઈ. હિંદનાં જેટલાં વખાણ કરીએ તેટલાં થોડાં છે. હું માત્ર એક જબરજસ્ત અભિપ્રાય લખું છું જેનાથી માલૂમ પડી જશે કે હિંદે પરદેશના લોકોનું ધ્યાન કેવી રીતે ખેંચ્યું. ખલીફા હજરત ઉમરે, એક માણસ કે જેણે ઘણી મુસાફરી કરી હતી, તેને હિંદ વિશે પૂછ્યું. તેણે કહ્યું 'હિંદના દરિયા મોતી, એના પર્વતો માણેક, અને એનાં ઝાડો અત્તર જેવાં છે.'

જ્યાંસુધી મોતી છીપમાં હોય છે, હીરા ખાણમાં અને અત્તર ફૂલોમાં હોય છે ત્યાંસુધી તેમની કીમત વધારે ઊપજતી નથી; પણ મોતી પાણીની બહાર આવે છે ત્યારે ઘણી કીમતે વેચાય છે. હીરા ખાણમાંથી કાઢ્યા બાદ કીમતી બને છે અને અત્તર કપડાંમાં લગાડીએ ત્યારે પોતાની કીમત કહે છે. જ્યાંસુધી હિંદની આ અણમોલ ચીજો હિંદથી પરદેશ ન જાય ત્યાંસુધી તેમની કીમત કેવી રીતે હોઈ શકે?

દેશની હાલત અને વેપારનો દારોમદાર તેનાં બંદરો પર હોય છે. અને એથી હિંદના ગળામાં ગુજરાત એક જડાવમાળા છે જે હજારો સાલથી બંદરોનો મુલક રહ્યો છે. અને મુલક મુલકના લોકોએ હિંદનું પાણી પીધું છે. ઘણા રાજાઓને હિંદ લેવાની ઈચ્છાએ બેચેન રાખ્યા છે. હું ફક્ત સિકંદર લોદીનો અભિપ્રાય અહિંયાં રજૂ કરું છું. તે કહે છે!—'દિલ્હીના રાજ્યનો દારોમદાર ઘઉં અને જવ પર છે જ્યારે ગુજરાતના રાજ્યનો દારોમદાર હીરા–માણેક પર છે.'

પુરાણાં જૂનાં બંદરોનાં નામ જે અમને મળ્યાં છે તે નીચે પ્રમાણે છેઃ ગુજરાતમાં થાણા, ખંભાત, સોપારા, ચીમૂર, ચૂલ, ભરૂચ વગેરે. આ જગ્યાએ એક વાત યાદ રાખવા જેવી છે અને તે એ કે આ જગ્યાઓમાં ઘણી જગ્યાઓ પર અરબો અને બીજા મુસલમાનોના દસ દસ હજાર માણસો

આબાદ થઈ ગયા હતા અને જેઓએ પોતાની મસ્જિદો બધાવી હતી, અને તેમના ઝગડાઓના નિકાલ માટે બીજા કાજીઓ ગખવામાં આવતા હતા. આથી એ જાહેર થાય છે કે મુસલમાનોનો ગુજગત સાથે સબંધ બહુ જ જૂનો છે.

ઉપગના બદગો ઉપરાંત મુઘલોના સમયમાં સુગત બંદરનું નામ ઘણી જગ્યાએ મળે છે. અને સુરતે આ વખતે ઘણી જ અમત્પ મેગવી લીધી હતી. સુરતનું નામ ઈ. સ ૧૧૯૩મા ગુજરાતના ઇતિહાસમાં જોવામાં આવે છે જ્યારે 'કુત્બુદ્દીન અયબક' વાલેદની નહેર જીતી સુરત અને રાદેરમાં આવ્યો હતો. ઈ સ ૧૨૪૭માં મહમદ તઘલખના સમયમાં પણ સુરતનું નામ જોવામાં આવે છે. મુન્શી અબ્દુલ હકીમના ઇતિહાસમાં સુરતનો કિલ્લો બાંધ્યો એ વિશે સુરતનુ નામ આવે છે. ઈ સ. ૧૩૯૧માં ઝફરખાએ મસ્તીખાને સુરતનો સૂબો બનાવીને મોકલ્યો હતો, પણ ત્યાંસુધી સુરતના વેપાર વિશે બધા ચૂપ છે, પણ ગુજગતના સુલતાનોના વખતમાં આ શહેર ઘણું જ અગત્યનુ હતું અને ઈ સ ૧૫૪૬માં મહમૂદ બિન લતીફ ગુજરાતીએ આ કારણથી ત્યાં કિલ્લો બધાવ્યો હતો. ખુદાવંદખાએ એ કિલ્લાના ત્રણ પ્લાનો દોરી સુલતાનની હજૂરમાં રજૂ કર્યા. એક પ્લાનની નીચે સુલતાને 'મુબારક' લખી દીધુ અને એના જ લીધે સુગત બંદર 'મુબારક' કહેવાવા લાગ્યુ. અને ઓફિસો, સનદો વગેરેમાં આ જ નામ લખવામાં આવ્યું.

ઈ સ ૧૫૯૫થી ગુજરાતના સુલતાનોની સત્તાની પડતી થવા લાગી. થોડા સમયમાં અકબરે તે જીતી લીધું. 'આઇને અકબરી' મુજબ આ સુરત આ વખતે ઘણુ જ ઉન્નતિમાં હતુ ટૂંકમાં મુઘલોના સમયમાં અંગ્રેજોની સલ્તનત કાયમ થઈ ત્યાંસુધી સુરત એક અગત્યનુ બદર હતુ

ઔરંગઝેબના રાજ્ય દરમ્યાન કામ્બોજનું કપડું અને સોનાચાંદીની ચીજો ઘણી સારી બનતી હતી અને પરદેશ જતી હતી ઈ. સ. ૧૬૬૫ અને ૧૬૯૫માં ઇતિહાસથી જે ચીજોનો પત્તો લાગે છે તે આ છે· હીરા, માણેક, અકીક (જે ગુજરાતમાંથી નીકળે છે), બીજી દરેક જાતના કીમતી પથ્થરો, કસ્તૂરી, અંબર, પારો, લાખ, નીલ, સુતગઉ કાપડ વગેરેની ગુજગતથી ઘણા જ પ્રમાણમાં નિકાસ થતી હતી. Phillip Anderson પોતાના પુસ્તક 'English in Western India'માં બીજી કેટલીક ચીજો વધારે જણાવે છે: શાલ, સાટિન, ટાફેટા, હાથીદાંત, સુખડ અને તેની બનેલી ચીજો, માખણ, સીસું, તાંબુ વગેરે પરદેશ જતાં હતાં.

જેવી રીતે અરબો પોતાની સાથે કોફી હિંદમાં લાવ્યા અને તે હિંદીઓ પીવા લાગ્યા અને તંબાકુ અકબરના સમય દરમ્યાન હિંદમાં આવી એવી રીતે ચા ઔરંગઝેબના સમયમાં ખૂબ પિવાવા લાગી. ચા હિંદમાં તો ઈ. સ. ૧૬૩૦થી આવતી હતી.

અરબોને કોફી અને હુકાની સાથે ખાસ લગાવ છે, જેવી રીતે હિંદીઓમાં પાન સોપારી. આરબોમાં માન આવકાર આ વસ્તુઓથી જ અપાય છે. ગુજરાતમાં અરબો વધારે પ્રમાણમાં આબાદ થયા એટલા માટે કોફીનો રિવાજ ગુજરાતમાં અને સુરતમાં જોવામાં આવે છે. જૂનાં કુટુંબોમાં કોફી સવાર સાંજ પીવામાં આવે છે. સુરતમાં ૧૦૦ સાલ પહેલાં અરબોની મોટી મોટી પોળો હતી, જેમાં સૈયદવાડો ખાસ છે. અહિંયાં મોટા અરબ વેપારીઓ અને સુખી લોકો વસતા હતા. આ મોહોલ્લાને ' ઘુંડીઓ 'નો મહોલ્લો એવું નામ આપવામાં આવ્યું હતું. આનું કારણ એ છે કે દરરોજ સવારે આરબો-મકાનોમાં બહાર બેસીને બન ખોલતા હતા અને આકર્ષણને લીધે સવારમાં દરેક ઘરમાંથી ઘુંડીઓના જેવો અવાજ આવતો હતો. આજે સુરતમાં કોફી ઘણી જ પીવામાં આવે છે.

તંબાકુ અકબરના સમયમાં આવી. ' ફતહુલ્લા શીરાઝી '-પહેલા માણસ હતા જેમણે તંબાકુને હુક્કામાં પીવાની રીત બતાવી અને એમના જ નામ ઉપરથી એક જાતનો હુક્કો ' ફત્હપચ ' ના નામે ઓળખાય છે.

એવી જ રીતે ચા પહેલાં ચીનથી હિંદમાં આવી ત્યારે એની કીમત બજારમાં કંઈ ન હતી. કંપનીના નોકરો પહેલાં ચા પીતા. અને હિંદમાં પણ ઈ. સ. ૧૬૩૫માં પહેલી વખત ચા શરૂ થઈ. ઈ. સ. ૧૬૬૭માં પહેલી વખતે હિંદથી ઇંગ્લેંડ ૧૦૦ પાઉંડ ચા મોકલવામાં આવી, અને આ ભેટ તરીકે આપવામાં આવતી હતી. ઈ. સ. ૧૬૮૦માં હિંદથી ૧૪૩ પાઉંડ ચા ઇંગ્લેંડ મોકલવામાં આવી. પણ જ્યારે આની નિકાસ વધતી ગઈ ત્યારે તે કંપનીના વેપારની એક ખાસ ચીજ બની ગઈ. ધીમે ધીમે ચાની પેદાશ વધતી ગઈ. અને ૧૬૯૦થી થોડા સમય સુધી ૪૧ હજાર પાઉંડ ચા ઇંગ્લેંડ મોકલવામાં આવી.

ડોક્ટર ડી. પન્થ બી. કોમ., પી.એચ ડી પોતાના નિબંધ ' The Commerce Policy of Mongols 'માં ઔરંગઝેબના પ્રકરણ પાન

નં. ૨૭૫માં લખે છે કે ઔરંગઝેબના વખતમાં વેપારની હાલત ખરાબ હતી. અને આ જ વાત એમણે ચાર પાંચ પાનાંઓ ઉપર કરી છે; પણ જ્યારે અમે Bombay Gazeteer માં જોઈએ છીએ તો જણાય છે કે હકીકત બિલકુલ આનાથી વિરુદ્ધ છે. આ એ સમય હતો ત્યારે અરબો, ઇરાનિયો, તુર્કો, આરમિનિયાવાળા; યુરોપમાંથી ડચ, અંગ્રેજ, ફ્રેન્ચ, પોર્ટુગીઝ વગેરે ગુજરાતનાં બંદરો પર મોજૂદ હતા. બોમ્બે ગેઝેટિયરમાં પાના નં ૮૮ માં લખ્યું છે કે— Inspite of the frequency of Maratha raids upon Surat and the growing trude of its rival Bombay,_ Aurangzibs reign (1658–1707) except the few years of disorder at its close was a time of increasing wealth and importance at Surat.

પાના ૯૪ પર આ હકીકત છે કે–*This was the time of* Surat's greatest commercial prosperity. It was (1695) the prime mart of India

ઇ. સ. ૧૭૨૯થી ૧૭૩૩ સુધી સુરતમાં માહોમાહે લડાઈઓ થઈ હતી અને અશાંતિ ફેલાઈ ગઈ હતી તેમ છતાં વેપારને કાંઈ નુકસાન પહોંચ્યું નહિ. બોમ્બે ગેઝેટિયર પાના ૧૧૨ પર લખ્યું છે કે—During this time inspite of disorders, trade would not seem to have suffered.

ઉપરનાં લખાણોથી સાફ જાહેર થશે કે આલમગીરના સમયમાં, એના મૃત્યુ પછી, અને એનીએ પછી ગુજરાતનો વેપાર વધતો જતો હતો; અને આ જ જમાનામા સુરતમાં મોટા મોટા વેપારીઓ થઈ ગયા અને આ જ જમીનમાં ઇ. સ ૧૬૬૪થી ૧૭૦૬ સુધી શિવાજી અને મરાઠાઓએ એને લૂટ્યું. આ જ સમયના ત્રણ વેપારીઓને હાલ રજૂ કરું છું. આ સમયના મુસલમાન અને હિંદુ વેપારીઓમાં ત્રણ અરબ વેપારીઓ ખાસ અગત્ય ધરાવે છે આ કરોડપતિઓ ત્રીસ ત્રીસ વહાણોના માલિક હતા. અને એ લોકોએ તે જમાનાના ગજકારણમાં પણ હિસ્સો લીધો છે, એમનો વૃત્તાંત ભરોસાપાત્ર ઇતિહાસોમાં પણ ઘણો જ થોડો છે.

હિંદુસ્તાન આવ્યા, અને સરખેજ મુકામે વસવાટ કર્યો; અહિંયાંથી કેટલાક સમય પછી પાટણ ગયા અને ત્યાં તેમનું મરણ થયું. એમના પુત્ર હસન મોહંમદે ગુજરાતનો વેપાર જોઈ વેપાર શરૂ કર્યો. એમના પછી એમના પુત્ર ખ્વાજા અબૂ મોહંમદ અને એમના પુત્ર શેખ મોહંમદ સાલેહ પણ વેપાર કરતા હતા. પણ શેખ એહમદને, એહમદશાહ બીજાના વખતમાં સને ઈ. સ ૧૫૪૩માં એક મોટો હોદ્દો આપવામાં આવ્યો એટલે તેમના વંશમાં એ વખતે વેપારનો અંત આવ્યો. આ સમયમાં આ વંશનું ગુજરાતના બાદશાહો અને એની પછી મુઘલોના સમયમાં પણ સારું જોર હતું અને આને લીધે આ વંશના ઘણા માણસો મોટા મોટા હોદ્દાઓ ઉપર હતા અને એમના પુત્ર શેખ સઈખાન ઈ. સ. ૧૬૧૩માં જહાંગીરના સમયમાં ગુજરાતના ગવર્નર હતા. અને એમના પુત્ર શેખ મોહંમદ અમીન શાહજહાંના સમયમાં (ઈ. સ. ૧૬૩૭) બે વખત સુરતના મુત્સદ્દી રહી ચૂકયા છે. શેખ એહમદ જે શેખ સાલેહના મોટા દીકરા હતા અને જે એહમદશાહ બીજાના વખતમાં મોટા હોદ્દા પર હતા તે મરી ગયા એટલે એમના પુત્ર અબ્દુલ મજીદે ફરીથી વેપારની તરફ લક્ષ્ય આપ્યું અને શેખ મજીદના પુત્રના પુત્રે તો વેપારમાં એટલી બધી ઉન્નતિ કરી કે શાહજહાંએ એમને 'ઉમ્દતુલતુજ્જાર'નો ખિતાબ આપ્યો અને એક કીમતી ઝબ્બો અને સરપેચ પણ અર્પણ કરવામાં આવ્યો, અને તેમનું એક લાખ રૂપિયાનું મહેસૂલ માફ કરવામાં આવ્યું. આ સમયમાં એ સાત વહાણોના માલિક હતા. શેખ હામીદ વેપારી હોવાની સાથે સાથે એક વિદ્યાપ્રિય માણસ પણ હતા. એમણે બહુ મહેનતથી પોતાની લાયબ્રેરીમાં લગભગ વીસ હજાર ચોપડીઓ એકઠી કરી હતી. આલમગીરના સમયમાં પણ એમના પરવાના બહાલ રાખવામાં આવ્યા હતા અને એક-બીજો પરવાનો આપવામાં આવ્યો હતો, જેની રૂએ સુરતની ટંકશાળ દરરોજ એમને સોના ચાંદીના સિક્કા આપતી હતી. એનાથી એ વાત ખ્યાલમાં આવશે કે એમનો વેપાર કેટલી ઉન્નતિએ પહોંચેલો હશે. એ પરવાનાઓ હજી સુધી એમના વંશમાં મોજૂદ છે. શેખ હામીદે ૧૦૭ વર્ષની વયે આયુ છોડયા. એમનો રોજો સુરતમાં છે, કારણ કે એમના બાપ સરખેજથી વેપાર અર્થે સુરત ગયા હતા. શેખ હામીદને સુરતની આજુબાજુ વહાણો બનાવવાનાં કારખાનાંઓ માટે અને શણની ખેતી કરવા માટે કેટલાક વીઘા જમીન આપવામાં આવી હતી.

શેખ મોહંમદની પછી એમના પુત્ર એ પદવી ઉપર આવ્યા. તેમને

સારી ચાલચલગત વારસામાં મળી હતી. તેમને પણ 'ઉમ્દતુલતુજ્જાર'-નો ખિતાબ એક કીમતી ઝભ્ભો વગેરે અર્પણ કરવામાં આવ્યા હતા. આ એટલા બધા વિદ્યાપ્રિય હતા કે તેમણે ત્રીસ લાખ રૂપિયા ખર્ચીને ચાલીસ લાખ ચોપડીઓ એકઠી કરી હતી. જ્યાં જ્યાં કોઈ ચોપડીનો પત્તો લાગતો ત્યાં એમનો કલાર્ક જતો અને એની નકલ ઉતારી લેતો. એમના કલાર્કો ઈજીપ્ત સુધી જતા હતા. આ લગભગ આઠ દસ ધર્મ-પુસ્તકોના કર્તા છે કવિ પણ હતા અને એમનું તખલ્લુસ 'ફાઝીલ' હતું. એ અરબી, હિન્દી, ફારસી, ગુજરાતી વગેરેમાં કવિતા લખતા હતા. જ્યારે શેખ હામીદ હજ કરીને પાછા ફર્યા પછી એઓ પોતાના પુત્ર શેખ સુલેમાનનું લગન કરવા મોટા દમામથી સુરતથી અમદાવાદ જાનમાં સાથે આવતા હતા ત્યાં વડોદરાની પાસે કગની નામના ગામમાં કોળીઓએ એમના પર હૂમલો કર્યો અને એમાં એ શહીદ થઈ ગયા. આ હૂમલો સુરતના ગવર્નર હૈદર કુલીખાન તરફથી છળકપટથી કરવામાં આવ્યો હતો, કેમકે કોઈ ધાર્મિક વાતમાં એની સાથે કંઈ કલેશ થઈ ગયો હતો. એમના બે પુત્રો શેખ મોહમંદ સિદ્દીક અને શેખ સુલેમાન તો નાસી ગયા પણ એક નાનો દીકરો કે જેનુ નામ શેખ મહમૂદ હતુ અને જેની ઉમર સાત વર્ષની હતી તે એક અરબ સિપાઈના કહેવાથી બચી ગયો કે "આ છોકરો મારો છે." શેખ ફાઝીલની પછી એમના પુત્ર શેખ સુલેમાન તો હિન્દ છોડીને ચાલ્યા ગયા એટલે એમની પછી શેખ સિદ્દીક આવ્યા એમને પણ ખિતાબ અને ઝભ્ભો અર્પણ કરવામા આવ્યા હતા. હિ. સ. ૧૧૪૬ માં એમનું મરણ નીપજ્યું એમની કબર સુરતમાં છે. એમની પછી એમના ભાઈ શેખ મહમૂદ એ જગ્યા પર બિરાજ્યા. એમને પણ ખિતાબ વગેરે આપવામાં આવ્યા હતા.

શેખ મહમૂદે ચાલીસ હજાર રૂપિયા ખર્ચ કરી એક મહેલ બનાવ્યો હતો અને તેનું નામ 'આઈના મહેલ' હતું. સને હિ. ૧૧૬૪મા એમનું મૃત્યુ થયું અને એમને સુરતમાં મીરઝા શામીની મસ્જિદના ચબુતરા પર દફન કરવામાં આવ્યા.

શેખ મહમૂદ પછી એમનો પુત્ર શેખ બહાદુર એ જગ્યા ઉપર આવ્યો, પણ એનું મૃત્યુ ઘણી જ જલ્દીથી થઈ ગયું.

શેખ મહમૂદની દોલતમાંથી મોટો હિસ્સો કોઈ કારણે એમના ભત્રીજા

શેખ સાલેહ ચલબીને મળ્યો. આ પણ એક મોટા વેપારી થઈ ગયા છે. એમના વિશે અમે આગળ લખીશું.

શેખ બહાદુરના દીકરા શેખ હામીદે વેપાર વગેરે છોડી દીધા હતા. અને એ વખતથી એમના ખાનદાનના લોકો સરકારી નોકરીઓ કરતા જણાય છે. શેખ હામીદ ઈસ્ટઈંડિયા કંપનીના રાજ્યના સમય (હિ. ૧૨૩૬ થી ૧૨૪૯)માં સુરતના કલેકટર રહી ચૂક્યા છે. ૧૨૫૫ હિજરીમાં એમનું મૃત્યુ થયું. એમના પુત્ર શેખ એહમદ બખ્શુમિયાં [ઈ સ. ૧૮૩૫ થી ૧૮૫૦] સુધી જજ્જના હોદ્દા ઉપર રહ્યા. ૧૨૬૫ હિજરીમાં એમનું મૃત્યુ થયું. એ વખતે એમની ઉમર ૪૫ વર્ષની હતી આ બહુ જ મોટા પંડિત અને ઇતિહાસકર્તા હતા. એમણે ઇતિહાસની એક ચોપડી 'હદીકએ એહમદી' લખી. એ ચોપડી લખવા માટે એમણે ૪૪૪ ચોપડીઓ જોઈ. આ ચોપડીમાં ૪૮૮૮ માણસોની ટૂંકમાં જીવનરેખા આપેલી છે.

શેખ એહમદના ત્રણ દીકરા હતા અને ઘણું કરીને એ ત્રણે દીકરા ગવર્નમેન્ટની નોકરી કરતા હતા. શેખ એહમદના પુત્ર શેખ બહાદુર અંગ્રેજ સરકારના ખાતામાં 'મુખ્ત્યારકાર'ના હોદ્દા ઉપર હતા. એમણે પોતાના ખાનદાનના ટૂંકમાં અહેવાલ અને સુરતના મોટા માણસોના અહેવાલ લખ્યા. એ ચોપડીનું નામ 'હકીકતુસ સુરત' છે. એમના ત્રણ પુત્રો હતા એમાંથી શેખ અમીન રિટાયર્ડ આબકારી ઈન્સ્પેકટર છે તે હયાત છે અને એમના બીજા ભાઈઓની ઓલાદ પણ હયાત છે અને મુંબઈમાં સરકારી ઑફિસોમાં નોકર છે.

શેખ સાલેહ ચલબી શેખ બહાદુરનો ભત્રીજો હતો. આ પણ સુરતના તે ત્રણ વેપારીઓમાં હતા. એમને પણ ઉમ્દતુલતુજ્જાર, કીમતી ઝભ્ભો વગેરે અર્પણ થયા હતા. અમને એમનો વધુ અહેવાલ મળી શક્યો નહિ. અમે એટલું જાણીએ છીએ કે નવાબ તેગબખ્તખાંના સમયમાં એમનું ઘણું જોર હતું અને રાજકારણમાં પણ સારો હિસ્સો લેતા હતા. નવાબ અને અંગ્રેજો વચ્ચે શેખ સાલેહે કુસંપનાં બીજ રોપવાનો પ્રયત્ન કર્યો હતો એટલે નવાબ તેગબખ્તખાં શેખ સાલેહનો જીવલેણ દુશ્મન બની ગયો હતો. એના વેરનું બીજું પણ કારણ હતું અને તે એ કે આ 'ઉમ્દતુલતુજ્જાર' ઘણા જ તાકતવાળા હતા અને દિલ્હીના દરબારમાં પણ તેમની સારી લાગવગ હતી. જ્યાંસુધી આ હયાત રહે ત્યાંસુધી નવાબ ખુદમુખતાર બની શકતો ન હતો. એટલા માટે આ ત્રણે વેપારીઓ સાથે

એણે વેર બાંધ્યું હતું. અને એમાંથી એને તો પોતાના હાથે એણે માર્યા હતા. શેખ ચલબીએ નવાબના મુકાબલા માટે લશ્કર પણ એકઠું કર્યું હતું. આ વાત આગળ વધે એ પહેલાં જ્યારે એક રાત્રે શેખ સાહેબ પોતાનો મહેલ જ્યાં આજકાલ ડિસ્ટ્રિક્ટ જડ્જનો બંગલો છે ત્યાં પોતાની રખાત તવાયફની સાથે એશ કરી રહ્યો હતો ત્યારે નવાબ તેગબખ્તખાંએ પોતાના હાથથી એને કત્લ કર્યો અને એની તમામ જમીન જાગીર જપ્ત કરી લીધી. આજ પર્યંત ચલબીના નામથી એક મસીદ યાદગાર છે.

**મુલ્લાં વંશ.**— મુલ્લાં વંશ પણ એ ત્રણ વંશોમાંનો એક વંશ છે કે જેના ઘણા કુટુંબીઓને 'ઉમ્દતુત્તુજ્જાર'નો ખિતાબ અને કીમતી ઝબ્બો અર્પણ કરવામાં આવ્યા હતા, અને જેઓ ઘણા માલદાર હતા. આ વંશના પહેલા પુરુષ મુલ્લાં અબ્દુલગફુર બિન અબુબકર બિન મોહંમદ સિદ્દીક સુરતમાં વેપાર અર્થે આવ્યા. અહિંયાં આ માણસ અજાણ્યા અને સાથે સાથે ગરીબ પણ હતા, એટલે એક મસ્જિદમાં 'પેશ-ઈમામ'ની નોકરી સ્વીકારી લીધી અને ગુજરાન ચલાવવા માટે એક મદ્રેસો પણ ચલાવતા હતા; અને એટલા માટે એ મુલ્લાં કહેવાયા. આ ફુરસદના સમયે થોડો ઘણો વેપાર પણ કરતા હતા. આ ધાર્મિક વૃત્તિવાળા માણસ હતા એટલે પવિત્ર પુરુષોની ખિદમત પણ કરતા.

એક દિવસે એમણે એક પવિત્ર પુરુષ પાસેથી જ્ઞાન મેળવ્યું. એ પવિત્ર માણસને એમણે પોતાને ત્યાં મહેમાન રાખ્યા. એક દિવસ આ પવિત્ર માણસ પોતાને રસ્તે પડ્યા મુલ્લાં સાહેબ પણ એમની સાથે ગયા. જ્યારે તાપી નદીને કિનારે પહોંચ્યા ત્યારે પેલા પવિત્ર માણસે મુલ્લાં સાહેબને પોતાની ઝોળી ખુલી મુકવા કહ્યું. મુલ્લાં સાહેબે આજ્ઞાનું પાલન કર્યું. પેલા પવિત્ર માણસ પોતાના 'કશકોલ'થી નદીની રેતી ભરી ભરીને મુલ્લાં સાહેબના દામનમાં નાંખવા મંડ્યા. જ્યારે ઓગણીસમો 'કશતો' મુલ્લાંના દામનમાં નાખ્યો ત્યારે મુલ્લાં સાહેબે કહ્યું, સાહેબ! આનાથી વધારે હું ઉઠાવી નહિ શકું. પેલા પવિત્ર પુરુષે પણ હાથ રોકી લીધો અને કહ્યું "તારા કિસ્મતમાં આટલું જ છે." મુલ્લાં સાહેબ પાછા પોતાને ઘેર આવ્યા.

થોડા દિવસ પછી મુલ્લાં સાહેબે એવી ખબર સાંભળી કે એક અરબ ખજૂરોથી ભરેલું એક વહાણ લઈ સુરત આવતો હતો, પણ રસ્તામાં તેનું મૃત્યુ નીપજ્યું એટલે ખજૂરોનું 'કસ્ટમ ઑફિસ'માં લિલામ થશે. મુલ્લાં પણ વેપારના શોખને લીધે ત્યાં પહોંચ્યા. ખજૂર જેવી વસ્તુ અને

પછી થોડી ખરાબ પણ થઈ ગઈ હતી, કોઈ વેપારીએ ખરીદ કરી નહિ., પંણ મુલ્લાંએ ઓછી કીમતમાં ખરીદી લીધી. મુલ્લાંએ વહાણને માલ કબજામાં લઈ ધીમે ધીમે પોતાના ઘેર મોકલ્યાવ્યો. જ્યારે થોડી ખજૂર દઢાવી તો માલૂમ પડયું કે અંદર બધું ઝવેરાત છે અને અરબ વેપારીએ ટેક્સ બચાવવા આ યુક્તિ કરી હતી. મુલ્લાં સાહેબે ઘણી ચાલાકી અને હોશિયારીથી આ બધું ઝવેરાત પોતાના મકાન પર પહોંચતું કર્યું.

મુલ્લાં સાહેબને વેપાર અર્થે જે પૈસો જોઈતા હતો તે મળી ગયો, એટલે એમણે મોટા પાયા ઉપર વેપાર શરૂ કર્યો. અને પાંચ ૭ સાલના ટૂંક સમયમાં વેપાર એટલો બધો વધી ગયો કે પોતાનાં વહાણો બંધાવવા લાગ્યા. એ સમયમાં એમને 'ઉમ્દતુલતુજ્જાર' નો ખિતાબ અને કીમતી ઝભ્ભો અર્પણ કરવામાં આવ્યો. આ વખતે એમનાં પોતાનાં ઓગણીસ વહાણો હતાં. જ્યારે તે વીસમું વહાણ બંધાવતા તો કાં તો તે વહાણ તૂટી જતું અથવા તો દરિયામાં ડૂબી જતું. આ રીતે પેલા પવિત્ર પુરુષની ભવિષ્યવાણી સત્ય નીવડી.

મુલ્લાં સાહેબના મરણ પછી ઈ. સ. ૧૭૧૮માં - સુરતના મુત્સદ્દી હૈદર કુલીખાને મુલ્લાં સાહેબની તમામ માલમતા એટલા માટે જપ્ત કરી લીધી કે મુલ્લાં ફખ્રુદ્દીનનો કોઈ પુત્ર હયાત ન હતો અને આને લીધે બધી મિલકત શાહી ખજાનામાં જવી જોઈએ. પણ મુલ્લાં સાહેબના પૌત્ર દિલ્હી ગયા અને પોતાને એમનો પૌત્ર સાબિત કરીને દિલ્હીથી ઘણો માનમરતબો મેળવી પાછા આવ્યા. હૈદર કુલીખાનના નામ ઉપર એ ફરમાન આવ્યું કે મહમદઅલીને બધી જપ્ત કરેલી જાગીર પાછી આપવી, આ ઉપરાંત જે ૮૫ લાખ રૂપિયા જપ્ત કર્યાં હતા તે પણ પાછા આપવામાં આવ્યાં. એ ખાનદાનના લોકો હજુ સુધી મુલ્લાંની સાથે સાથે પંચાસી પણ કહેવાય છે. આ જ સમયમાં મહમદઅલીની પાસેથી લાંચરુશવત કે કોઈ બીજા તરીકે હૈદર કુલીખાને એક કરોડ રૂપિયા લીધા હતા. જ્યારે આની ખબર દિલ્હી પહોંચી તો એને પૂછવામાં આવ્યું કે આ શું છે? હૈદર કુલીખાને ડરને લીધે આનો સ્વીકાર કર્યો અને કહ્યું કે અહિંયાં મરાઠાઓ હુમલા કરે છે અને શહેરનો કોટ બનાવવા માટે આ રકમ એમની પાસેથી લેવામાં આવી છે. હૈદર કુલીખાને કિલ્લો બનાવ્યો. એની બનાવવાની તારીખ આ છે 'બનો હૈદર હિસારી બસી મોહકમ'

ઈ. સ. ૧૭૨૯થી ૧૭૩૩ સુધી સુરતના ઇતિહાસનાં પાનાં ઘણી જ

અંધાધુંધી અને અશાંતિથી ભરેલા છે આ ચાર પાંચ વર્ષમાં મુત્સદ્દીઓ અને વેપારીઓમાં પદવી અને પૈસો મેળવવા માટે ઘણા દુરુણુ કજિયા થયા અને આ જ સમયથી અંગ્રેજોએ રાજકારણમાં પગનું મૂક્યુ અને છેવટે પચાસ સાઠ વર્ષમાં પૂરેપૂરો કાબૂ મેળવી લીધો અને રાજ્ય પણ સ્થાપ્યુ

મુલ્લાં મહમદઅલીના જાનીશીન થયા પછી લગભગ ૧૦ વર્ષ સુધી કોઈ ખાસ બનાવ બન્યો નહિ પણ ઈ સ ૧૭૨૮માં મહેસુલ વસુલ કરવા માટે નવાબ સાથે સાધારણ અણબનાવ થયો અને મહમ્મદઅલીએ ઘોઘા બંદરની નજીક પેગમ મુકામે એક પોતાનો કિલ્લો 'કસ્ટમ ઑફિસ' તરીકે બનાવવા ઈચ્છા કરી, પણ કમનસિબે અહિંયાં સાપ અને વીંછીઓ પુષ્કળ હોવાથી ઘણા મજૂરો હલાક થઈ ગયા અને બીજી પણ ઘણી મુશ્કેલીઓના કારણથી મુલ્લાં સાહેબે આ વિચાર જતો કરી સુરતની નજીક અઠવા મુકામે કિલ્લો ચણાવવો શરૂ કર્યો જ્યારે મુત્સદ્દી સોરાબખાનને આની બાતમી મળી ત્યારે એણે લખી મોકલ્યુ કે આ વાત સલ્તનતના હિતની વિરુદ્ધ છે અને તમે વગર રજાએ આવી કોઈ ઈમારત બાંધી શકતા નથી મુલ્લાં સાહેબે બેગરખાન કિલ્લેદાર સાથે છૂપી યુક્તિ રચી કે સોરાબખાનને કોઈ પણ બહાને આ પદવીએથી હઠાવી દેવો જોઈએ અને બેગરખાનના ભાઈ તેગખાનને મુત્સદ્દી બનાવવો જોઈએ મુલ્લાં સાહેબ દિલ્હી દરબારમાં પણ સારી લાગવગ ધરાવતા હતા એટલે વચન આપ્યુ કે મુત્સદ્દીપણા માટે તેગખાનનુ નામ મંગાવી આપશે આ પ્રપંચ થયા પછી નક્કી દિવસે સોરાબખાનની કોઠી ઉપર તોપગોળાઓ વરસાવવામાં આવ્યા, અને લશ્કર પણ ગોઠવવામાં આવ્યુ, જ્યારે સોરાબખાને આ હાલત જોઈ ત્યારે તે પણ લશ્કર લઈ કિલ્લાની નજીક પહોંચ્યો, અને તેગખાન જોડે ખૂબ જોરથી લડાઈ થઈ આ વખતે મુલ્લાં સાહેબ શાંતિના દૂત બનીને ત્યાં આવ્યા અને આ ફેંસલો કર્યો કે દિલ્હીથી જેનુ નામ ઉપર મુત્સદ્દીગીરીનુ લખાઈ આવે તે હાકેમ બને પણ હમણાં તેગબખ્તખાન મુત્સદ્દીગીરી કરે સોરાબખાને વખત જોઈ આ કબૂલ કરી દીધુ મુલ્લાં સાહેબે ફરીથી કિલ્લાનુ કામ શરૂ કર્યું, પણ તેગબખ્તખાને જોયુ કે હવે મુલ્લાં સાહેબ સાથે કંઈ સબંધ નથી એટલે કિલ્લો ચણાવવાનુ કામ તેણે બંધ કરાવી દીધુ મુલ્લાં સાહેબ ફરીથી આફતમાં પડી ગયા, પણ મુલ્લાં સાહેબે સોરાબખાનને એ વાત પર રાજી કરી લીધો કે જો એ કિલ્લો બનાવવાની વિરુદ્ધ ન હોય તો જ તેગબખ્તખાન સામે લડવાની પૂરી મદદ કરે અને સનદ પણ મંગાવી

આપે. સોરાબખાન રાજી થઈ ગયો અને મુલ્લાં સાહેબે એંસીહજાર રૂપિયા ખર્ચ કરી સોરાબખાનના નામની સનદ મંગાવી આપી અને તેગબખ્તખાનને હઠાવી દીધો. હવે મુલ્લાં સાહેબને રસ્તો સાફ થઈ ગયો. એમણે ઘણી જ ઉતાવળે એક કિલ્લો બંધાવ્યો; એ કિલ્લાના બાર બૂર્જ હતા એની ચારે બાજૂએ મોટી તોપો ગોઠવી દીધી, એટલું જ નહિ પણ કિલ્લેદાર, ટવાલ અને બીજા ઑફિસરો નીમ્યા. 'કિલ્લા ઉપરાંત એક નાનું શહેર ાણ આબાદ કર્યું'. મોટી મોટી ઈમારતો બંધાવી, બગીચાઓ અને બજાર ધાવ્યાં, કોર્ટ બનાવી, કસ્ટમ ઑફિસ કાયમ કરી અને શહેરનું નામ રસુલ આબાદ' રાખ્યું. આ કારણથી દિવસે દિવસે સુરતની જાહોજલાલી મ થવા લાગી અને તેને ઘણું નુકસાન પહોંચ્યું.

સોરાબખાને જ્યારે મુલ્લાં સાહેબની આ હકીકતો જોઈ ત્યારે કેટલા ઑફિસરોને અડવામાં મહેસૂલ એકઠું કરવા નીમ્યા; અને મુલ્લાં સાહેબને કહ્યું કે તમે પોતાની જૂની કોઠીમાં આવીને રહેઠાણ કરો. મુલ્લાં સાહેબે આ વખતે એક નવો ઢાંગ રચ્યો અને તેમણે પોતાના એક સલાહકાર 'સૈયદઅલી વાઈઝ'ને રૂપિયા આપી ઘોડેસવારો અને પાયદળ એકઠું કરવ અને સોરાબખાન સાથે મુકાબલો કરવા કહ્યું અને બીજી બાજૂ 'સૈયદઅલ ઈદિરસના'ના મકાનમાં સુરતના કાઝી, મુફ્તી અને બીજા ઑફિસરોની મિટિંગ ભરી અને એક જોરદાર તકરીર કરી એમાં એમણે કહ્યું કે 'ઉમ્દ તુલ તુજ્જાર'થી ઘણા માણસોનુ ભરણપોષણ થાય છે અને શું કારણ છે કે સોરાબખાન આવા મોટા વેપારનો નિકાલ કાઢવા મથી રહ્યો છે' છેવટે એકઠા થઈ એવુ પસાર કરવામાં આવ્યું કે એક કાગળ સોરાબખાનને મોકલવામાં આવે.

હવે ફરીથી વખત આવ્યો કે બેગરખાનની ખુશામદ કરે; પણ બેગર ખાન પહેલા બનાવથી નારાજ થઈ ગયો હતો; એટલે પહેલાં તો એણે ઇન્કાર કર્યો. પણ છેવટે આ વાયદા પર ફેંસલો થયો કે તેગબખ્તખાનના નામ પર સનદ મંગાવી આપે. મુલ્લાં સાહેબે બેગરખાનને દરેક રીતે મદદ કરી અને આખરે સોરાબખાન સુરત છોડીને નાસી ગયો, એટલે તેગબખ્તખાનને મુત્સદ્દી બનાવવામાં આવ્યો, અને મુલ્લાં સાહેબને કહ્યું કે હવે જલદી સનદ મંગાવી આપો. પણ એમણે દિલમાં વિચાર કર્યો કે સનદ પોતાના દીકરા મુલ્લાં ફખરુદ્દીનના માટે કેમ ન મંગાવી લે. આ વિચાર કરી મુલ્લાં સાહેબે દિલ્હી એક અરજી લખી, જેમાં લખ્યું કે ફખરુદ્દીનખાન

ફખરુદ્દીલાનો ખિતાબ ત્રણ હજારના લશ્કરની પદવી અને મુત્સદ્દીગીરી મને મોકલવામાં આવે; અને જેને હું લાયક ગણું તેને એ બધું આપું. અરજીની સાથે એક એલચીને ઘણું જરજવાહિર અને ગેંડા આપી દિલ્હી મોકલ્યો. (અહિંયાં એક વાત ધ્યાનમાં રાખવા જેવી છે તે એ કે શહેર-મામલાઓમાં ત્રણ ચાર મોટા માણસોનો અભિપ્રાય પૂછવામાં આવતો હતો, જેમાં મુલ્લાં સાહેબ પણ હતા. અને મુત્સદ્દીગીરીની સનદ માટે આ ચાર માણસોની સિફારશની જરૂર પડતી હતી.)

આ એલચી ભરૂચ સુધી ગયો હશે કે તેગબખ્તખાનના માણસોને આ વાતની ખબર પડી એટલે આ એલચીને પકડીને સુરત લાવવામાં આવ્યો. તેગબખ્તખાને જ્યારે કાગળો જોયા ત્યારે ઘણો જ ક્રોધે ભરાયો અને વિચાર કર્યો કે જ્યાંસુધી મુલ્લાં સાહેબ જીવતા છે ત્યાંસુધી આરામથી રાજ્ય કરી શકાશે નહિ. આ કારણથી એક દિવસે મુલ્લાં સાહેબને 'ઈદેમીબાદુ જાબી'ના જલસામાં તેડું મોકલ્યું અને મોકો જોઈ મુલ્લાંસાહેબના હાથમાં 'કુરાન શરીફ' આપ્યું અને કહ્યું કે મુલ્લાં સાહેબ અમે હમણાં હમણાં આ ભેટમાં મેળવ્યું છે. જ્યારે મુલ્લાં સાહેબે ઉલટાવી પલટાવી જોયું તો દિલ્હી લખેલા બધા કાગળો આમાં હતા. આમ મુલ્લાં સાહેબની આ વાત જાહેર થઈ ગઈ અને આખી રાત એમને પોતાની કોઠી પર કેદ રાખ્યા અને સવારે કિલ્લામાં મોકલાવી દીધા.

મુલ્લાં સાહેબ કિલ્લામાં પણ શાંતિથી ન રહી શકયા અને એ પહેરેગીરને બહુ જ પૈસા આપવાની લાલચ બતાવી લખવાનો સામાન મંગાવ્યો અને એક કાગળ 'હાફિઝ ખિદમતગારખાન'ને દિલ્હીમાં અને બીજો કાગળ 'આસફજાહ'ને લખ્યો. 'આસફજાહે' પોતાને કાગળ મળતાંની સાથે એક કાગળ તેગબખ્તખાનને લખ્યો કે મુલ્લાં સાહેબને ઇજ્જતની સાથે એકદમ છોડી મૂકવામાં આવે આ હુકમને તેગબખ્તખાન ટાળી શકતો નહોતો; એટલે તેણે મુલ્લાં સાહેબને છોડી તો મૂકયા પણ રાત્રે ત્રણ વખત તેમને ઝેર આપવામાં આવ્યું. પોતાના મકાનમાં આવતાં સુધી તેમનું મૃત્યુ થયું. કોઈએ મૃત્યુની તારીખ કહી. 'શહિદ અ રુ દસ્તે નામર્દાને અફાર' હિજરી ૧૧૪૬.

નાખ્યું હતું. મુલ્લાં સાહેબનું જૂનું મકાન હજુ સુધી 'મુગલીસરા'માં આજ પણ ભાંગીતૂટી હાલતમાં છે. એમના નામ ઉપરથી 'મુગલીસરા'નો એક ઘાટ 'મુલ્લાંવારા' નામે પ્રખ્યાત છે. એમણે એક મસિદ પણ બંધાવી હતી જે આજ પણ 'મુગલીસરા'માં સારી હાલતમાં મોજૂદ છે.

મુલ્લાંસાહેબ પછી એમના પુત્ર મોહંમદ હુસેન એ જગ્યા પર બિરાજ્યા, પણ એ રાજકીય ઝઘડાઓથી અલગ રહ્યા. એમના બીજા પુત્ર ફખરુદ્દીનખાન તેગબખ્તખાનની જોડે ઝગડો થવા પહેલાં હૈદરાબાદ આસફજાહ જોડે રહેવા લાગ્યા. ૧૭ વર્ષ પછી એ સુરત પાછા ફર્યા, પણ અહિંયાંથી મુંબઈ ચાલ્યા ગયા અને ત્યાં તેમનું અવસાન થયું.

મુલ્લાં ફખરુદ્દીનના પુત્ર મુલ્લાં કુત્બુદ્દીને બધી માલમિલકત છિન્નભિન્ન કરી નાંખી, કારણ કે તે ઘણાં મોજીલા હતા. એની ફક્ત એક વાત આપની સમક્ષ રજૂ કરું છું. એક દિવસે એ આંગણામાં બેઠા હતા. પોતાના એક વહાણનો બધો સામાન વેચાઈ ગયો હતો અને એના પૈસાની થેલીઓ જમીન પર સામે પડી હતી એ સમયમાં એમની રખાત તવાયફ ત્યાં આવી પહોંચી. મુલ્લાં સાહેબે મજાકમાં કહ્યું કે ખુરશીદ! જો તું આ થેલીઓ સામે પડી છે તે એકી સાથે ઉઠાવી લે તો આ થેલીઓ તને અર્પણ કરું. એણે એકી વખતે ઉપાડી લીધી અને તમામ રૂપિયા લઈ ઘેર ચાલી ગઈ. કુત્બુદ્દીન કવિ હતા અને ઘણા જ વિદ્યાપ્રિય હતા. એમનું કલામ રાકિમની પાસે મોજૂદ છે.

એમનું તખલ્લુસ 'કુત્બ' હતું.

એમના વંશમાં હજી સુધી લોકો મોજૂદ છે. રાકિમના પિતા જનાબ મુલ્લાં અબ્દુલગફુર પંચાસી આ જ વંશના છે, અને હાલમાં જૂનાગઢ સ્ટેટમાં પોર્ટ કમિશ્નરની પદવી ઉપર છે.

# ગુજરાતના ઇતિહાસમાં કચ્છનું સ્થાન

[ લે. શ્રી રામસિંહજી રાઠોડ, ડી ડી. આર. ]

ડિસેમ્બર, ૧૯૪૪

**સાં**સ્કૃતિક અને ઐતિહાસિક નજરે કચ્છ ગુજરાતનું જ એક અંગ હોવા છતાંય ભૌગોલિક રીતે રણ અને દરિયાથી વીંટળાયેલી કચ્છની ભૂમિ ગુજરાતથી તદ્દન અલગ પડી રહે છે તોપણ કચ્છપ્રદેશે ગુજરાતના ઇતિહાસમાં મહત્વનો ભાગ ભજવ્યો છે અને કચ્છના ઇતિહાસની પૂરતી 'વિગતો સમાવ્યા સિવાય ગુજરાતનો ઇતિહાસ સદા અપૂર્ણ રહેવાનો.

ગુજરાત અને મુખ્યત્વે કાઠિયાવાડમાં આવી વસેલી કેટલીક પ્રજાઓ અને રાજ્યસત્તાઓએ પહેલાં કચ્છમા જમાવટ કરી ગુજરાત કાઠિયાવાડ પર પોતાની સત્તા વિસ્તારી છે અથવા કચ્છમાંથી પસાર થઈ ગુજરાત કાઠિયાવાડમા પ્રસરી ત્યાંથી કચ્છ પર પોતાનું વર્ચસ રાખ્યું છે, એટલે ગુજરાતના રીતરિવાજ અને રહેણીકરણીના સરકારની અસર કચ્છમા અને ખાસ કરી તેના પૂર્વ ભાગ પર સ્પષ્ટપણે દેખાઈ આવે છે, તો તેના પશ્ચિમ ભાગ પર સિંધી સસ્કારની પડેલી છાપ તેના અસલ સ્વરૂપમા જોવા મળે છે. આમ આ બન્ને સસ્કારના સમન્વયની અસર તળે રહેલા કચ્છને આપણે પૂર્વ, મધ્ય અને પશ્ચિમ એમ ત્રણ વિભાગોમા વહેચી શકીએ કક, માકપટ, અબડાસો અને મોડાસો પહેલાંના આ કુદરતી વિભાગો અને હાલના લખપત, નખત્રાણા અને અબડાસા તાલુકા તરીકે જાણીતા પ્રદેશનો પશ્ચિમ વિભાગમાં સમાવેશ કરી શકાય મધ્ય વિભાગમાં કઠી, મેઆણી, પાવર અને બન્ની એ કુદરતી વિભાગો અને હાલના માંડવી, મુંદ્રા, ભુજ અને અંજાર તાલુકાનો સમાસ થાય છે, અને પૂર્વ વિભાગ વાગડના હાલના ભચાઉ અને રાપર તાલુકાનો બનેલો છે ઠેઠ લખપત નજીક આવેલા 'વાઘમ ચાવડાગઢ'થી સ્પષ્ટ બને છે કે ગુર્જર રાજ્યસત્તાની આણ તો ત્યાંસુધી પ્રવર્તેલી પણ પછી તો સિંધમાંથી ઊતરી આવેલી સમા અને સુમરા સત્તાઓની છાપ ત્યાં કાયમી બની છે

કચ્છના પૂર્વ વિભાગ પર રહેલી વાઘેલી સત્તાની અસર તળે તો એ પ્રદેશ પણ વાઘેલી–વાગડ તરીકે જાણીતો થયેલો છે ત્યાંના લોકોનાં

રીતરિવાજ, રહેણીકરણી અને આચાર બોલી ઉત્તર ગુજરાત અને ખાસ કરી વઢિયારની ભૂમિને સવિશેષ મળતાં આવે છે. કચ્છમાં તેની સામાજિક સ્થિતિ પર થયેલી રાજકીય ઊથલપાથલોની અસર તળે સિંધી, રાજસ્થાની અને ગુજરાતીના સંમિશ્રણ જેવી લાગતી પ્રાકૃતની અસરવાળી વિશિષ્ટ કચ્છી બોલી[1] બોલાય છે. પણ વાગડમાં ઓસવાળો સિવાય મુદ્દલે કોઈ કચ્છી નથી જાણતું અને ત્યાં ગુજરાતી બોલાય છે. અને ઉચ્ચ થરના સાંસ્કારિક લોકોમાં અને ભાષા તરીકે તો બધે આખા કચ્છમાં ગુર્જરગિરા પ્રચલિત છે. આ રીતે કચ્છના મધ્ય અને પૂર્વ વિભાગમાં સિંધથી તદ્દન ભિન્ન એવા ગુર્જર સંસ્કાર સુદૃઢ બની રહેલ છે.

શરૂમાં થયેલ જાતિઓના વસવાટ માટેના જીવનવિગ્રહો શાંત પડ્યા પછી પણ રાજકીય અને સામાજિક સંબંધે કચ્છ અને ગુજરાતની વસ્તીની પરસ્પર અવરજવર રહી પ્રજાજીવનમાં સંસ્કારસાટાં થયેલ છે. એ રીતે કચ્છમાં પહેલાં આવી વસેલી આદિ જાતિઓ આહીર, રબારી, ભીલ, કોળી, ગુજરિયા વગેરે ઉપરાંત પાછળથી આવેલા શ્રીમાળી, મોઢ, વડનગરા અને વીસનગરા નાગરો, જ્યેષ્ઠીમલો, ગુર્જર કારીગરો-લુહાર સુથાર વગેરે અને સોમપરા સલાટોથી કચ્છમાં ગુજરાતી ભાષાના પ્રચારને ઘણો વેગ મળ્યો છે. કવિ નર્મદે નર્મગદ્યમાં[2] નોંધ્યું છે, " જો કે કચ્છ જરા વધારે દૂર છે અને ત્યાંની મૂળ ભાષા જુદી છે તોપણ આજકાલ ગુજરાતી ભાષા ત્યાં પણ વિશેષ પ્રસરવા માંડી છે અર્થાત્ કચ્છીઓનું પણ આપણી સાથે ઐક્ય વધતું જાય છે." આજ સો વર્ષ પછી ભાષાવિકાસના એ બળે પુરાતન સંસ્કૃતિનું એક જ પોષણ પામી ઊછરતી કચ્છ-ગુજરાતની પ્રજા ગુજરાતી તરીકે અસ્મિતા અનુભવી રહી છે. બૃહદ્ ગુજરાતમાં, હિંદના અન્ય પ્રાંતો અને પરદેશોમાં વસાહત કરી રહેલા કચ્છી વેપારીઓ અને કારીગરોને ગુજરાતી બોલતા સાંભળી ત્યાં આપણે ગૌરવ અનુભવીએ છીએ.

આધુનિક જમાનાનાં સાધનો અસ્તિત્વમાં આવ્યાં તે પહેલાંથી કચ્છ સાથેનો ગુજરાતનો વ્યાપાર વ્યવહાર ખુશકી કે તરી માર્ગે ચાલુ રહ્યો છે.

---

૧ કચ્છી બોલીમાં નાન્યતર જાતિને સ્થાન નથી અને તેનું વ્યાકરણ કેટલીક રીતે પ્રાકૃતના વ્યાકરણ નિયમોને મળતું આવે છે. હત્થ-હાથ; હટ્ટ-હાટ; આય-છે જેવા શબ્દપ્રયોગો તો અતિ સામાન્ય છે.

૨ નર્મગદ્ય (૧૮૯૯) પા. ૭૩

વણજારાની પોઠો, ગાડાં અને ઊંટોની કતારથી એ સંબંધ જળવાઈ રહેતા[3]. પહેલાં તો યાત્રાના નામે સંઘો નીકળતા અને તેથી સામાજિક સબંધ વિકસતો. ભિન્ન ભિન્ન ધર્મપ્રચારથી પણ ધાર્મિક એકના વધી એકદેશીયતા અનુભવાઈ છે. ૪૦૦ વર્ષ પહેલાં સદ્રુદીન પીરે સ્થાપેલા ખોજાઓના ઇસ્માઈલી ધર્મને સને ૧૭૯૨માં ગુજરાતના કડીથી કચ્છ કેરામાં આવી ગુલામઅલીશાહે વેગ આપ્યો. સ્વામિનારાયણ સંપ્રદાયથી કચ્છ–ગુજરાતના નીચલા થરની એકતા તો બેહદ વધી ગયેલ છે. અમદાવાદના સ્વામિનારાયણ મંદિરમાં સભાસ્થાન પાસેનું લાકડાંનું કોતરકામ અને એવા બીજાં કામો કચ્છના સત્સંગી કારીગરોએ કરેલાં છે. ભુજ અને અમદાવાદના સ્વામિનારાયણી સત્સંગીઓની અરસપરસ તીર્થ માટે આવજાવ તો સહજ ભક્તિભાવે થાય છે. એ રીતે જૈનોના યાત્રાના સંઘો પણ સામાજિક સંબંધ વધારતા કચ્છથી ગુજરાત અને ગુજરાતથી કચ્છ આવ્યા ગયા છે. ગુજરાતનાં તીર્થસ્થાનોમાં કચ્છના નારાયણ સરોવરનું[4] માહાત્મ્ય પણ મોખરે છે.

ગુજરાતના પ્રજાજીવન ઉપરાંત કચ્છના રણની ઉપસ્થિતિએ હિંદની પ્રાચીન ભૂગોળના વિષયમાં કચ્છનું મહત્ત્વ ઘણું વધી ગયું છે. વળી વૈદિક સરસ્વતી કચ્છના આંગણે સાગરસંગમ સાધતી એ વસ્તુ પણ ગુજરાતને માટે ગૌરવપ્રદ બની છે. ગુજરાતના ભૂમિબંધારણમાં ભૂસ્તરની દૃષ્ટિએ કચ્છ હિંદનો સૌથી વિશેષ રસપ્રદ પ્રદેશ મનાય છે, અને ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ જાણવાનાં જૂનામાં જૂનાં ઐતિહાસિક સાધનોમાંના ક્ષત્રપ શિલાલેખો[5] અને બધેયા સિક્કા પણ કચ્છમાંથી મળી આવેલા છે. જે પ્રાચીન ઇતિહાસના પાયા પર ગુજરાતી પ્રજાજીવનનું બંધારણ થયું છે તેમાં આભીરોના આદિધામ કચ્છનો હિસ્સો મહત્ત્વનો છે. અને આધુનિક ગુજરાત પોતાની પરદેશી વસાહતો અને વહાણવટાં

૩ Ahmd. Gaz. P. 92.

૪ ભા. પુ. સ્કંધ ૬, અ.૫; દ્વારિકાની બરાબરીમાં લેખાઈ આ તીર્થ વિશેષ હિંદુઓનાં પાંચ પવિત્ર સરોવરો–ઉત્તરમાં માનસ, પૂર્વમાં ભુવનેશ્વરમાં બિંદુ, દક્ષિણમાં પંપા, પશ્ચિમમાં નારાયણ અને મધ્યમાં પુષ્કર–માંનું એક છે. શ્રીમદ્ ભાગવત પુરાણના છઠ્ઠા સ્કંધમાં કથા છે કે પ્રજાપતિની આજ્ઞાથી દક્ષના હિંદુપુત્ર આગળ આવેલા નારાયણ સરોવરમાં તપ કરવા ગયા હતા.

૫ આ શિલાલેખો ભુજના સંગ્રહસ્થાનમાં છે. જુઓ ગુજરાતના ઐતિહાસિક લેખો ભા. ૧.

માટે જે ગૌરવ લે છે તેમાં કચ્છનો ફાળો સૌથી મોટો છે. કચ્છમાં પ્રચલિત દંતકથાઓ અને લોકવાર્તાઓ, લોકગીતો અને દુહાઓ, પ્રાચીન હસ્તલિખિત ગ્રંથો,[૬] શિલાલેખો, તામ્રપત્રો, ખતપત્રો વગેરેમાંની નોંધો અને સંસ્કૃતિના સ્વરૂપને સમજાવવા વિશેષ ઉપયોગી એવાં બળ અને કાળનો ઘસારો સહેતાં બચેલા પુરાણા શિલ્પ સ્થાપત્યના અવશેષો, ગુજરાતના ઘડતરમાં કચ્છે રચેલા ઇતિહાસની સાખ પૂરે છે. ગુજરાતની સંસ્કારિતાના વારસાને સમૃદ્ધ કરવામાં તેના એક અંગ તરીકે કચ્છે અનોખી એવી અગત્યની ભાગીદારી નોંધાવી છે.

ગુજરાત ગુજરાત તરીકે હસ્તીમાં આવ્યું તે કાળનું અને તેની પહેલાંના ગુજરાતના પ્રાગૈતિહાસિક કાળની કચ્છની સ્થિતિ જાણવાથી પછીથી સ્થપાયેલા ગુર્જર મહારાજ્ય અને ગુજરાતના પ્રજાજીવન પર થયેલી કચ્છી અસરનો સમગ્ર ખ્યાલ આવશે. વૈદિક કાળના કાચ્છપો અને પાતાલના પણિઓ અને તે પછીની સિન્ધુ સંસ્કૃતિવાળી પ્રજાઓએ કચ્છ પ્રદેશના કિનારે વહાણવટું ખેડયું હોય એ સંભવિત છે[૬] અને કચ્છમાં પહેલી વસનાર પ્રજા તો ઘણું એટલે ગોવાળ, મેઆર અને પુંવાર[૭] એવી ભરવાડ જાતની હતી. તેમાં આભીર લોકોનો ઉલ્લેખ પ્રાચીન ઐતિહાસિક ગ્રંથોમાં મળે છે. મહાભારતમાં વિગત છે કે મધ્યદેશ (રજપૂતાનાની ઉત્તરે તથા પૂર્વ કુરુક્ષેત્રની આસપાસનો પ્રદેશ જેમાં કુરુ, પાંચાલ, સુરસેન, મત્સ્ય અને જાંગલ દેશોનો સમાવેશ થતો)માં વસતી કેટલીક આર્ય પ્રજાઓ સરસ્વતી નદીના સુકાવાથી જે દુષ્કાળ પડયો તેને લીધે માંસાહાર કરતી થઈ, એટલે તેમને ધર્મચ્યુત કરવામાં આવી. એમાંની એક પ્રજા આભીર કહેવાઈ. એ લોકો ધીમે ધીમે સરસ્વતીને તીરે તીરે વસવાટ માંડતા, કાળાંતરે ફરી સરસ્વતીના સાબરસંગમના પ્રદેશમાં આવી પહોંચ્યા અને ત્યાં ઠરી ઠામ થયા. આ પ્રદેશ તે કચ્છ અને ઉત્તર ગુજરાતનો સરસત કાંઠો ગણી શકાય આ પ્રજાના નામ પરથી એમણે જ્યાં વસવાટ કર્યો એ હાલ કચ્છનો પ્રદેશ પણ 'આભીર' દેશ નામે ઓળખાવા લાગ્યો અહીંથી આભીરો ક્ષત્રપકાળમાં (ઈ. સ ના બીજા કે ત્રીજા સૈકામાં) વેરવિખેર થયા. એ રીતે

૬ Catalogue of Sanskrit manuscripts from Gujarat, Kachha, Sind and Khandesh by Dr. George Buhler અને મુનિશ્રી જિનવિજયજીનું 'પ્રાચીન ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસની સાધન સામગ્રી.'

૭ ગાય, ભેંસ અને બકરાંવાળા,

મહાભારતમાં૮ હસ્તિનાપુરથી દ્વારકા આવતાં કયા કયા પ્રદેશો અને નદીઓ માર્ગમાં આવતી તેની નોંધો મળે છે તેમાં સિંધ અને સુરાષ્ટ્રની વચ્ચેના પ્રદેશનું નામ 'આભીર' દેશ મળે છે મહાભારતનો રચનાકાળ ઈ સ. પૂર્વે બીજા સૈકાથી તે પહેલા સૈકા સુધીનો મનાય છે વળી એ જ સમય દરમ્યાન લખાયેલી ગ્રીક પ્રવાસીઓ અને સેનાપતિઓની પ્રવાસનોંધો મળી આવે છે તેમાં સિંધુના સાતમુખો અને સુરાષ્ટ્રિન વચ્ચેના પ્રદેશનું Abria (આબિરિઆ–આબીર–આભીર) લખેલું મળે છે૯ ટોલેમી બીજી રીતે કચ્છપ્રદેશના ઉલ્લેખ નહિ કરતાં માત્ર રણને કાંઠીના અખાત તરીકે ઓળખાવે છે ઇરિથ્રિયન સમુદ્રમા પ્રયાણના પુસ્તકમાં (પેરિપ્લસ) કચ્છ અને કાઠિયાવાડ કંઠારને લગતી સ્પષ્ટ હકીકત લખી છે અને તેમાં રણની પૂર્વ સ્થિતિનો સાચો ચિતાર આપેલો છે એના સમયમાં કચ્છના રણસાગરનું તળિયું ઊંચું ચઢી તે સુકાવા લાગ્યું હતું, પણ તે છતા તેમાં વહાણો ચાલી શકતાં એમ ઉલ્લેખ છે તેમાં રણનું *Erinum* (*इरणम् इरण–रण*) નામ નોંધેલું છે આ પહેલાં ઈ. સ પૂર્વે ૩૨૭ માં હિંદ છોડતી વખતે સિકંદરનો કાફલો આ રણસાગરમાંથી પસાર થયો હોવાની નોંધ મળે છે અને મેગેસ્થિનીસ (ઈ સ પૂ ૩૦૦) કચ્છને પાતાલદ્વીપ (Island of Patal) તરીકે ઓળખાવે છે

સમુદ્રગુપ્તના અલ્હાબાદના સ્તંભશિલાલેખમાં સિંધની દક્ષિણ પૂર્વ દિશાના પ્રદેશ આભીરનો ગજવી સમુદ્રગુપ્ત (૩૭૦–૩૭૫) નો ખંડિયો હતો એમ નિર્દેશ છે૧૦ પછી પણ આભીર નામનો ઉલ્લેખ હેમચંદ્રની સિદ્ધહૈમ પ્રશસ્તિમાં (શ્લો ૨) श्रीमूलराजहृतवो रामोड्द्यमीद् दुर्मदामीरान् મુજબ અને અન્ય પ્રબંધોમાં આપેલ કુમારપાલના તાબાના દેશોની નોંધમા મળે છે

પણ દેશના નામ તરીકે ત્રીજા ચોથા સૈકા સુધી. કચ્છનું નામ 'આભીર' વિશેષ પ્રચલિત હશે એમ લાગે છે પણ કચ્છ આભીર તરીકે ઓળખાતું બંધ થયું તે પહેલા ઘણા કાળથી શરૂ થયું હોય એમ લાગે છે

૮ જેમ રામાયણમા તેના યુદ્ધકાંડમા રણસાગર સુકાયાની કથા છે તેમ મહાભારતમા શ્રીકૃષ્ણે હસ્તિનાપુરથી પાછા આવી રણસાગરમા સાલ્વનો વધ કર્યાની નોંધ છે અને પંચનદ પ્રદેશમા અર્જુન ઉપર આભીરોએ હલ્લો કર્યો અને તેને લૂંટ્યો તેની વિગત છે મહાભારતનું યુદ્ધ ઈ સ પૂર્વે ૫ દરમા સૈકામા થયાનું મનાય છે

૯ B G P 537 Klandios Ptolemaios A D 161–180

૧૦ B. G. P. 64

એ સંભવિત છે. તેની ભૌગોલિક પરિસ્થિતિ પરથી તે કચ્છ કહેવાયું છે અને તેમાં વસતી આભીર પ્રજાના નામ પરથી તે આભીર તરીકે પણ ઓળખાયું હતું. આનર્ત સમુદ્ર (કચ્છના રણના પુરોગામી સમુદ્ર)માં એક દ્વીપ તરીકે એ પ્રાચીન લખાણોમાં 'કચ્છ' તરીકે જાણીતો થયેલો લાગે છે. [11] ગ્રીક લખાણોમાં (સ્ટ્રેબોની નોંધ ઈ. સ. પૂ. ૫૦થી ઇ. સ. ૨૦ માં) પણ એ પ્રદેશનો Sigerdis (સાગર દ્વીપ) તરીકે ઉલ્લેખ મળે છે.[12] મેઘદૂતના ૨૧મા શ્લોકમાં પદ છે कन्दलीश्चानुकच्छम्–કચ્છના ખાબોચિયાના કાંઠાની કંદલી અને મલ્લિનાથની સંજીવિની ટીકામાં આ પદનું અમરકોશનું અવતરણ આપતું કચ્છ શબ્દનો અર્થ ભાખતું ભાષ્ય છે કે जलप्रायमनूपं स्यात् पुंसि कच्छस्तथाविधः । इत्यमरः આમ કચ્છ એટલે પાણીના ભરાવાની વચ્ચેનો પ્રદેશ. કચ્છના આંધૌમાંથી મળેલા ક્ષત્રપ શિલાલેખોમાં એકપણ ભૌગોલિક નામ મળતું નથી. પણ હજુ લગી શોધાયેલા શિલાલેખોમાં 'કચ્છ'ના નામનો જૂનામાં જૂનો ઉલ્લેખ ક્ષત્રપ રુદ્રદામાના ઈ. સ. ૧૫૦ના જૂનાગઢના શિલાલેખમાં મળે છે. તેમાં અનૂપ અને આનર્ત સાથે કચ્છનો ભિન્ન ઉલ્લેખ મળે છે, એટલે કચ્છ એ અનૂપ કે આનર્ત નહિ એમ ચોક્કસ થાય છે. मारुकच्छाः समाहेयाः सह सारस्वतैस्तथा । कच्छीयाश्च सुराष्ट्राश्च आनर्ताश्चार्बुदैः सह ॥ એમ વાયુપુરાણ અને મત્સ્યપુરાણમાં પણ તેમનો ભિન્ન ભિન્ન નામોલ્લેખ છે.[13] પછી વરાહમિહિરના જ્યોતિષ ગ્રંથ 'બૃહત્સંહિતા' (સ. ૧૪)માં જે ભૂગોળ આપી છે તેમાં કચ્છનું નામ કચ્છ માટે વપરાયેલું મળે છે. અને મરુસ્થલી નજીક આવેલું હોવાથી તેને મરુકચ્છ કહેતા. આ ગ્રંથ છઠ્ઠા સૈકાની લગભગનો છે. ઉત્તર ગુજરાતના પંચાસર-પાટણ પહેલાંના પાટનગર શ્રીમાલમાં મહાકવિ માઘ (ઈ. સ. ૫૭૫-૬૨૭) થઈ ગયો છે અને તેના કાવ્ય 'શિશુપાલવધ'માં કચ્છનું નામ કચ્છ મળે છે. આ ઉપરાંત શિલાલેખોમાં ગુજરાતની ચાલુક્ય શાખાના રાજા અવનિજિનાશ્રય પુલકેશીના નવસારીના ત્રૈકૂટક સંવત ૪૯૦

૧૦ B. G. P. 64

૧૧ આજે પણ ચોમાસામાં રણમાં પાણી ભરાય છે ત્યારે કચ્છ બેટ બની રહે છે.

૧૨ B. G. P. 16

૧૩ મત્સ્ય પુ. સ. ૧૧૩ શ્લો. ૫૧; વાયુ પુ. અ. ૪૫ શ્લોક ૧૩૧

(વિ. સં. ૭૯૬)ના તામ્રપટમાં કચ્છનો નામોલ્લેખ મળે છે.[14] અને ત્યાર પછી તો આપણે જોઈશું તેમ એક બે નોંધ સિવાય બધે જ સર્વ ગ્રંથો અને ઉત્કીર્ણ લેખોમાં કચ્છનું નામ કચ્છ ઉપલબ્ધ છે.

ગુજરાત જ્યારથી ગુજરાત તરીકે અસ્તિત્વમા આવ્યું તે પહેલાં તેના એક અંગ તરીકે કચ્છ એટલે સાગરકાંઠાના પ્રદેશમા અતિ પ્રાચીન કાળથી[15] ગુજરાતનું વહાણવટુ વિકસ્યુ છે. અને લંકા, જાવા, ચીન, આફ્રિકા, અરબસ્તાન અને ઈરાનથી અઢળક સમૃદ્ધિ આવી ગુજરાતના અનેક પત્તનો (એ સમયના બંદરો)મા ઠલવાતી આ રીતે પહેલાં કચ્છના રણના પુરોગામી આનર્ત સાગરમાંથી અને પછીથી કચ્છના કિનારેથી શરૂ થયેલા વહાણવટાથી ગુજરાતે જે વ્યાપારિક સંસ્કૃતિ સર્જી છે તેનો ગુજરાતના વહાણવટાના અલગ એક સિલસિલાબંધ સળંગ ઇતિહાસમા સમાવી ખ્યાલમાં લાવી શકાય છતા પણ હવે પછી ક્રમવાર આવતી ચાલુ ઐતિહાસિક ઘટનાઓમાંથી પણ સ્પષ્ટપણે દેખાઈ આવશે કે સંસ્થાનો જમાવવાની અને વ્યાપાર વધારવાની ગુજરાતની વૃત્તિને કચ્છ-કંઠારેથી ખૂબ વેગ મળ્યો છે.

---

૧૪. तज्जनार तरवाहि दारितोदित सैन्धव कच्छेल्ल सौराष्ट्र चावोटक मौर्य गुर्जरादि राज्ये . विजिते ताजिकानीके સિન્ધુ, કચ્છ, સૌરાષ્ટ્ર, ચાવોટક, મૌર્ય, ગુર્જર વગેરે રાજ્યોને કાપી નાખીને દાક્ષિણાત્ય રાજાઓને જીતવાની ઇચ્છાથી દક્ષિણાપથમા પ્રવેશ કરવા ઇચ્છતા તાજિક (મુસલમાન) લશ્કરને નવસારી પ્રદેશમા તરવારના બળથી જીત્યાનો એ ચાલુક્ય કુળનો રાજગર્વ લે છે મુ. ગે. શ્ર. ૧ ભા. ૧ પા ૧૦૯.

૧૫. Agatharcides ઈ સ. પૂ. ૨૦૦ના સમયના અરબસ્તાન અને લંકાના બંદરોના વેપાર હાથના 'ગુજરાત' તરફના પ્રદેશના લોકોના હાથમા હતો. (Periplus 1, 25, 35, 254) Vincent, રુદ્રદામાના સમયમા સિંધ તરફથી કંઠારના લોકો ચીનથી સમુદ્રમાર્ગે સોગાદો લાવતા, ૭ઃ સદીમા પેરિપ્લસ મા આફ્રિકા, અરબ અને ઈરાનના કાંઠે હિંદી વહાણો હોવાની નોંધ મળે છે (Mccrindle ૧૭ ૫૨, ૬૪, ૧૧, ૧૦૯), પાચમી છઠ્ઠી સદીમા સમુદ્રસાહસોમા એ સાગરખેડુઓ મોખરે હતા આ કંઠારના જતો ને ધોળા હૂણોએ તોડયા એટલે નોસીરવાનને મળ્યા (ઈ સ. ૫૭૦) અને એસુએન્નિયન લશ્કર સાથે સિંધના નીચલા પ્રદેશમા આવ્યા, હુઆન-ત્સાંગ ઈ. સ ૬૩૦મા આ પ્રદેશના લોકોનો જીવનનિભાવ સમુદ્ર અને વ્યાપાર પર હતો એમ ઉલ્લેખ કરે છે. મું ગે. પા. ૪૯૨.

અત્યારના કચ્છ અને ગુજરાતના પ્રદેશ પર કેટલીએ રાજસત્તાઓ અને પ્રજાનાં ધાડાં આવ્યાં છે અને સમાજજીવન પર તેમની છાપ મૂકતાં કાળના અંધકારમાં ગાયબ થયાં છે. યાદવો, મૌર્યો, યવનો, શકો, ક્ષત્રપો, ઈરાનીઓ, હૈહયો, હૂણો, મૈત્રકો, ગુર્જરો, ચાલુક્યો વગેરે અનેક રાજસત્તાઓ કાલાનુક્રમે આ પ્રદેશમાં સત્તા જમાવતી આવી છે અને ગઈ છે. પણ તેમાંથી કચ્છ અને ગુજરાતના ઇતિહાસની રંગભૂમિ ઉપર એકી સાથે જેઓએ ભાગ ભજવ્યો છે એવી મહત્ત્વની સત્તાઓની અત્રે આપણે નોંધ લઈશું. પછી સોલંકી કાળની શરૂઆત થાય છે. ગુજરાત 'ગુજરાત' તરીકે વ્યક્તિત્વ પામે છે અને ગુર્જર મહારાજ્યના એક ભાગ તરીકે કચ્છ ઉપર ગુર્જર સંસ્કૃતિની છાપ કાયમી બને છે, ત્યારથી ગુજરાતના એક એકમ તરીકે કચ્છે રચેલા ઇતિહાસની વિગતો જરા વિસ્તારથી જોઈશું.

ગુજરાતનો સળંગ ઇતિહાસ લગભગ ઈ. સ. પૂર્વે ત્રીજા શતકથી મળે છે, ત્યારથી એક કે બીજી રીતે કચ્છનો તેમાં સમાવેશ થતો આવે છે. અશોકના પિતામહ ચંદ્રગુપ્ત મૌર્યની સામ્રાજ્યસત્તા નીચે સોરઠ હતું એટલે તેની ઉપરનો કચ્છનો પ્રદેશ તેમાં આવી જતો. યવન યુક્રેટિડિઝ, મિનેન્ડર અને એપોલોડોટસ (વિ. સં. પૂર્વે ૫૪ થી ૪૪)ના સિક્કાઓ કાઠિયાવાડમાંથી મળ્યા છે અને કાઠિયાવાડ સાથે કચ્છ તેઓને તાબે હોવાની માન્યતા છે.[૧૬] ચષ્ટન વંશના ક્ષત્રપોની સત્તા હેઠળ તો કચ્છ લગભગ રહેતું આવ્યું હતું. ક્ષત્રપોના શિલાલેખો અને સિક્કા કચ્છમાંથી મળ્યા છે અને તેમનામાંના રુદ્રદામાનું કચ્છ પર પૂરતુ વર્ચસ હતું.[૧૭] આ બધી સત્તાઓ તો દૂર રહી માત્ર આ પ્રદેશને પોતાને તાબે રાખતી હતી. આભીરોએ પોતાને મહાક્ષત્રપો કહેવડાવી થોડી મુદ્દત સુધી ક્ષત્રપો પાસેથી સત્તા ઝૂંટવી લીધેલી; પણ ફરી ક્ષત્રપોએ આભીરો પાસેથી મુલકનો કબજો મેળવી તેમની સત્તાનો નાશ કર્યો અને આભીરો કોંકણ સુધી વેરણ-છેરણ થયા.[૧૮] આ આભીરોનો રાજા સમુદ્રગુપ્તને ખંડણી આપી તેનું બહુમાન કરતો.[૧૯] એફ્રિડિયન, ગ્રીક અને ગુપ્ત સમયના સિક્કા

૧૬. Bomb. Gaz. P. I. P. 16

૧૭. Bom. Gaz. P. I. P. 36

૧૮. Bom. Gaz. P. 52

૧૯. Bom. Gaz. P. 64

કચ્છમાંથી ઘણાં મળ્યા છે.[૨૦] પણ તેમાં ઘણાખરા સ્કન્દગુપ્ત (૪૫૪–૪૭૦ ઈ. સ.) ના સમયના છે અને થોડા કુમારગુપ્ત (૪૧૬–૪૩૩ ઈ. સ.) ના વખતના છે. સ્કન્દગુપ્તના સમયના મોર, નંદી કે અગ્નિકુંડ એમ ત્રણ પ્રકારના સિક્કા મળી આવે છે. તેમાંથી ત્રીજી વિશિષ્ટ જાતના માત્ર કચ્છમાંથી ઘણા મળ્યા છે.[૨૧] એ ગુપ્તોના સમયમાં વૈષ્ણવ ધર્મનો બહોળો પ્રચાર થયો છે, જ્યારે ક્ષત્રપોના સમયમાં શિવભક્તિનો વિકાસ થયો છે. કચ્છની કેટલીક જાતિઓના ધાર્મિક અને સામાજિક રીતરિવાજ જોતાં હજુ પણ સોલંકી રાજ્યકાળ પહેલાંના ગુજરાતની સ્થિતિ સાથે ઘણી રીતે મળતા આવે છે અને જુનવાણી જળવાયેલી જોવામાં આવે છે. વલભી સમયમાં (ઈ. સ. ૫૦૦ લગભગ) ગામડાંના મહેસૂલી અધિકારીને ધ્રુવ કહેતા એ રીતે અદ્યાપિ કચ્છનાં ગામડાંના મહેસૂલી અધિકારી ધ્રુ કહેવાય છે. એ વખતે ગામના ચોકિયાત તરીકે અશ્વારોહ રહેતા તેમ કચ્છનાં ગામડાંમાં હજુ પણ અસવારો રહે છે. મહેસૂલ લેવાની કચ્છમાં હજુ ભાગબટાઈ પદ્ધતિ ચાલુ છે અને જમીનના ઉત્પન્નનો રસમ મુજબ છઠ્ઠો કે તેથી વત્તો ઓછો રાજભાગ લેવાય છે. વલભી સમયમાં પણ સ્મૃતિવચનોને અનુસરી જમીનનું ઉત્પન્ન લેવાની એ જ રાજ્યપદ્ધતિ હતી. એ સમયે જ્ઞાતિનો મુખી મહત્તર કહેવાતો. કચ્છના કેટલાક રબારીઓમાં હજુ પણ પોતાના મુખીને મેતર કહેવાનો રિવાજ છે. પણ રણઝણતી કડલી સહિત શણગારેલી સાંઢણી પર સવાર થઈ રબારીઓના ઠાઠ અને સાંગધારી વરરાજા તેમના મૂળગત પહેરવેશમાં હજુ પણ કચ્છમાં પરણવા નીકળે છે ત્યારે તે જોતાં તેમજ કચ્છમાં એવી બીજી જાતિઓ આહીર, કણબી, સંઘાર, મેઘવાળ, સથવારા, હિંદુ કુંભાર, ચારણ ભાટ વગેરેનાં વસ્ત્રો અને અલંકારો જોતાં આપણા સામાજિક રિવાજોનું સ્મરણ થાય છે. કચ્છની જુનવાણીમાં પુરાણા સામાજિક, ધાર્મિક અને રાજકીય વ્યવસ્થાના ઘણાય અવશેષો જળવાયેલા જડી આવે તેમ છે.

વિ. સં. ૬૦૦ની આસપાસ ગુર્જર જાતિનું આગમન ઉત્તર ગુજરાતની મરુભૂમિમાં થયું અને ત્યાં તેમણે પોતાનાં થાણાં જમાવ્યાં. તેમનું ત્યાં રાજ્ય થવાથી એ પ્રદેશ ગુર્જરદેશ કે ગુર્જરત્રાના નામે ઓળખાયો જે પરથી ઉતરે એ પ્રદેશને ગુજરાત નામ મળ્યું; અને સોલંકી કાળમાં તેની સાંસ્કારિક એકતાના વિકાસથી તે કાયમ બન્યું છે. ગુર્જરસંસ્કૃતિના આ

૨૦. Bom. Gaz. P. 16 & 18
૨૧. Bom. Gaz. P. I. P. 70

ગર્ભાધાન કાળથી કચ્છ તેમાં સામેલ છે. એ ગુર્જરોના વંશજ તરીકે પોતાના સ્વસંસ્કાર સાચવી રહી હોય એવી ગુર્જરિયા નામે ઓળખાતી વાગડની કેટલીક ક્ષત્રિય જાતો આજે પણ વાગડમાં વસેલી છે.

આ પછીના સમયમાં ગુજરાત-કચ્છમાં ચાવડા, રાષ્ટ્રકૂટો, પ્રતિહારો વગેરેની કેટલીએ નાની નાની ઠકરાતો જામે છે અને આ કાળ દરમ્યાન જ સિંધમાં થઈ કચ્છ મારફતે અથવા સીધા કચ્છનાં બંદરોએ ઊતરતી મ્લેચ્છ ટોળીઓ સાથે ગુજરાતના રક્ષણ માટે કચ્છમાં ધર્મયુદ્ધો ખેલાયાં છે.

ચાવડા વંશમાં તો ભૂઅડ ચાવડાનું નામ કચ્છમાં અમર રહી ગયું છે. ભદ્રેશ્વર પરની ચડાઈમાંથી પાછા વળતા ભૂઅડ (વિ સ. ૯૭૧ થી ૯૯૦) કચ્છમાં કામ આવે છે અને લડતા લડતાં તે રૂપારેલને કાંઠે આવી પડે છે. અહીં તેનો પાળિયો અને દેરી ઊભા કરવામાં આવેલ છે અને તેના નામ પરથી ત્યાં વસેલા ગામનું નામ ભૂઅડ રહ્યું છે અંજાર તાલુકામાં ભદ્રેશ્વરથી ૭ માઇલ ઉપર આ ગામ આવેલું છે. ત્યાંના લોકો ભૂઅડને ગ્રામદેવતા તરીકે પૂજે છે અને દર વર્ષે તેના નામથી ત્યાં પાણી પળાય છે. ભૂઅડે ભૂઅડેશ્વરનું મંદિર બંધાવ્યું એમ પ્ર. ચિ. માં ઉલ્લેખ છે ૨૨ ભૂઅડેશ્વરના મંદિરના અવશેષોમાં તેના એક સ્તંભ ઉપર સં. ૧૩૪૬માં કંડારાયેલો એક લેખ છે અને તે એટલો તો ઘસાઈ ગયેલ છે કે ઉકલી શકવો મુશ્કેલ છે. તેમાં ચાવડાઓના નામોની એક નોંધ છે. આ મંદિરને ફરતા બીજા ઘણા ઊભા ઘસાઈ ગયેલા મોટા પાળિયાઓ છે તે ભૂઅડના મરાયેલા યોદ્ધાઓના હોવાનું કહેવામાં આવે છે

રાષ્ટ્રકૂટ રાજા ધ્રુવના પુત્ર ગોવિંદ ત્રીજાના વાણીકોડારી અને રાધણપુરના વિ સંવત ૮૬૪ના તામ્રપત્રોમાં[૨૩] ઉલ્લેખ છે કે "પોતાના પુત્ર ગોવિંદની કૃષ્ણ જેવી અલૌકિક શક્તિઓ જોઈને તેને જ પોતાનું પૃથ્વીનું સામ્રાજ્ય આપવા માંડયું પણ પુત્રે મારે તો આ કંઠી (कंठिका) બસ છે એમ કહીને ના પાડી " ગુજરાતની કચ્છ સુધીની પશ્ચિમ કંઠાર આમ તેના હસ્તક રહી હોય એમ લાગે છે, આજે પણ કચ્છ કંઠારે તેના આ ભાગને કંઠી કહેવામાં આવે છે, અને આપણે ઉપર જોયું તેમ ટોલેમીએ પણ આ પ્રદેશને કંઠી તરીકે ઓળખાવેલ છે. ગોવિંદ ત્રીજા (વિ. સં. ૮૫૦ થી ૯૭૦)ના સમયથી સુરતથી રાધણપુર સુધીનો પ્રદેશ રાષ્ટ્રકૂટોના

૨૨. ગુ. મ. રા. ઇ. પૃ. ૬૨

૨૩. ગુ. એ. લે. ભાગ ન. ૧૨૧-૧૨૨ અને ગુ. મ. રા. ઈ. પૃ. ૫૧-૫૨

હાથમાં હતાં અને તે વખતે આ આખો પ્રદેશ લાટમંડલ કહેવાતો. આજે પણ કોઈ સશક્ત, સુંદર અને પૂરા પુરુષને કચ્છીમાં 'લાટ માડુ લગે તો'— લાટ માણસ લાગે છે એમ કહે છે. આ લાટ પ્રદેશની કચ્છમાં તો આમ ચિરસ્થાયી ખ્યાતિ રહી ગઈ છે. પછી કનોજના પ્રતિહારવંશી રાજા નાગભટ્ટે (વિ. સં. ૮૬૪ થી ૮૯૦ માં) આનર્ત, માલવ, કિરાત, તુરુષ્ક, વત્સ અને મત્સ્ય વગેરેના ગિરિદુર્ગોને બળાત્કારથી તેણે પોતાને આધીન લીધાનું ગ્વાલિયરની પ્રશસ્તિમાં કહ્યું છે.[૨૪] આ ગિરિદુર્ગોમાં 'કંથાદુર્ગ' એક હતો એમ અનુમાન છે.

આ સમય દરમ્યાન આરબોએ સિંધ જીત્યુ હતું અને દરિયામાર્ગે કચ્છના બંદરોથી પણ તેમનો આગળ પગપેસારો શરૂ થયો હતો. કચ્છના કિનારેથી તેમને આગળ વધતા અટકાવવા તેમની સાથે કચ્છમાં ઘણાં યુદ્ધો થયા છે અને ગુજરાતને એ ચડાઇથી થતા આઘાતની સીધી ચોટ મદ પાડવા કચ્છ પ્રદેશનો આમ ઉપયોગ થયો છે. આમ આવની ઘણી મુસલમાન લુટારુ ટોળીઓને કચ્છમાં જ દાબી દેવામાં આવી છે. અંજારમાં અજપાળ ચૌહાણનું સ્થાનક છે. આ અજપાળ મ્લેચ્છો સાથેના ધર્મયુદ્ધમાં કામ આવ્યા હતા.[૨૫] આરબ આક્રમણકારીઓ સાથેના યુદ્ધના એવા બીજાએ ઘણા ચિત્રવિચિત્ર અવશેષો કચ્છમાં ઠેકાણે ઠેકાણે મળી આવે છે તેમાંથી ગુંતરી પાસેના રાકનોજમાં કરાકાસમની દરગાહ[૨૬] અને ત્યાના કાસમેશ્વર મહાદેવ, જેનો કાસમે નાશ કરેલ તે, ખાસ નોંધપાત્ર છે. ઉજ્જૈનના રાજસોટની પુત્રીનો પુત્ર રાકનોજ મુસલમાન લશ્કર સાથે સેકોટમાં લડતાં મરાયો તેનો ત્યાં કૂમો છે. સિવાય ભદ્રેસર, કોટેશ્વર, ગેડી વગેરે સ્થળોમાં આ કાળના અવશેષો ગણાવી શકાય. કચ્છમાં વરણુ મુકામે વેણનું સ્થાનક છે તે પ્રતિહારવંશી વત્સરાજ (વિ સં. ૮૪૦)નું હોવાની પણ એક માન્યતા છે. આ વત્સરાજનો જિનસેને લખેલા હરિવંશ પુરાણમાં (શક સં. ૭૦૫ વિ. સં. ૮૪૦) નામોલ્લેખ છે.[૨૭]

કચ્છમાં જખૌ અને સાંધાણ એ એક સમયે અરબી સમુદ્રના અગત્યનાં બંદરો હતાં. નખત્રાણા તાલુકામાં મજલ નજીક કકડભીટ્ટ પર

૨૪. ગુ. મ. રા. ઇ. પૃ. ૬૪

૨૫. કુમાર અંક ૨૪૨–૪૩. કચ્છનાં કીર્તિમંદિરો

૨૬. Chach Na'ma nl Elliot I. 204

૨૭. ગુ. મ. રા. ઇ. પા. ૭૫

બૌંતેર ઘોળા જખોના ઘોડાઓનું જે સ્થાનક છે તે જખોં. આ જખો બંદરેથી ઊતરેલા આ યક્ષ-યખ્ખ-જખ ઇ સ. ૭૧૨માં મહમદ કાસમના લશ્કર સાથે ઊતરેલ સિરિયન અશ્વારોહીઓ હતા એમ એક મંતવ્ય છે.[૨૮] અને કોઈ તેમને શ્વેત હૂણો હોવાનું પણ ધારે છે. પણ તેમનો કચ્છમાં આવ્યાનો સમય તો ઘણો મોડો છે એમ આગળ ઉપર આપણે પુંવરા વિશે જાણીશું ત્યારે જણાશે. એટલે મહમૂદના લશ્કર સાથે તેઓ આવ્યા હોવાની આ વાત અસમંજસ ઠરે છે. ઐતિહ્ય તથ્યવાળા અરબ સાહિત્યમાં ગુજરાત અને કચ્છને લગતી એક સરખી વિગતો વાળી નોંધો મળે છે. હિંદમાં આરબોનો પહેલો અડો જામ્યો તેવાં સ્થળોમાંનું સાંધાણુ પણ એક છે. એ નોંધોમાં અલ્‌બિલાદુરી (૮૯૨ A. D.) કહે છે કે અબ્બાસી ખલીફ અલ્ મામુનના (૧૩ ૮૩૩ A. D.) સમયમાં માહાનના પુત્ર ફઝલે સિંધાણુ લીધું અને અલ્ મામુનને એક હાથી અને સાગનું લાંબામાં લાંબું લાકડું મોકલાવ્યું. ફઝલે સિંધાણમાં જુમા મસ્જિદ બંધાવેલી. ઇદ્રીસી ખુર્દાદ બાહ (૯૧૨ A. D.) આ કચ્છના સિંધાણુ, ભરૂચ અને અન્ય સ્થળોને સિંધના શહેર તરીકે ગણાવે છે, અને સિંધાણ કોલથી ૧૯ ફરશાખ (૭૨ માઈલ) પર આવેલું છે એમ લખે છે.[૩૦] અલ્ મસૂદિ (૯૧૫-૯૪૪) સિંધાણુના અકીક અને ખંભાતના અકીક ઉત્તમ કોટીના હતા એમ લખે છે તે સિંધાણુના બંદરેથી ગુજરાતના જે અકીક પરદેશ ચડતા હશે તેના વિશે લાગે છે. ઇબ્ની હૌકલ (૯૮૮ A. D.) જ્યાં ઘણી મુસ્લિમ વસ્તી એવા હિંદના શહેરોમાં સિંધાણુને ગણાવે છે. આ રીતે દસમી અગિયારમી સદીમાં સિંધાણુ મોટું વેપારનું સમૃદ્ધ મથક હોય એમ જણાય છે.

અબુરિહાન કચ્છને કિનારે બેડીમાં બેસી ચાંચિયાગીરી કરતા લોકોને બવારીજ કહે છે અને કચ્છને કરાંચીથી ૨૪ માઈલના અંતરે ગણાવે છે.[૩૧] અરબી સાહિત્યમાં ગુજરાતને લગતી વિસ્તૃત નોંધોમાં તો સુલેમાન સૌદાગર પોતાના સિલસિલાતુત્તવારિખમાં ગુર્જર રાજા જજ્રનો

૨૮. Tod's western India 197, Briggs Faristah, IV 404-409 B. G. P. 456.

૨૯. B. G. P. 520

૩૦. ૧૧૯૪ A. D.માં તાજ઼ ઉલ્મા આસિર પણ કહે છે કે કુતુબુદ્દીન કોલ પર ચડી ગયો અને ત્યાંનો કિલ્લો લીધો. B. G. P. 517. આ કોલ એ કચકોટ જે તે વખતે માત્ર કોટ-કોલ કહેવાતું હશે.

૩૧. B. G. P 506.

નામોલ્લેખ કરે છે અને કહે છે કે "એ રાજાની પાસે મોટું સૈન્ય છે અને તેની પાસે ઉત્તમ ઘોડા છે. આરબોનો એ દુશ્મન છે અને એના પ્રદેશની આસપાસ પણ સમુદ્ર છે. એની પાસે ઘણાં જાનવરો છે અને એના રાજ્યમાં ચોરીનો બહુ ઓછો ભય છે." આ ઉલ્લેખ આરબો સાથે શરૂઆતમાં જ જેમણે સિંધની સીમા ઉપર યુદ્ધો ખેલ્યાં હતાં " એ ગુજરાતના ગુર્જર પ્રતિહાર વંશને લગતો છે.[૩૨] સુલેમાનના એ પ્રદેશના ઉપરના વર્ણનમાં કચ્છ તેમાં સમાવિષ્ટ થઈ જતો હોય એમ દેખાય છે. અને કચ્છને કચ્છ તરીકે ઉલ્લેખી માત્ર એક જ અરબ અલબેરુની[૩૩] (હિ. સ. ૪૦૦ ઈ. સ. ૯૭૦–૧૦૩૧) તેના વિશે વિસ્તારથી લખે છે. તેમાં બવારીજ ચાંચિયાઓના પ્રદેશના રહેઠાણ સોમનાથ સાથે કચ્છનો નિર્દેશ કરે છે. તારીખે મૌસુમિ,[૩૪] (૧૦૬૯ A. D.)માં જ્યારે મહમદ ગઝનીના વંશજોના હાથમાંથી સિંધની સત્તા સુમરા પાસે ગઈ ત્યારે સુમરાના પૌત્ર સિંધારે કચ્છમાંથી પોતાની સત્તા સિંધ તરફ વિસ્તારી. સિંધના પુત્ર ખફીફે પોતાની સત્તા કચ્છમાં જમાવી સુમરા સત્તાને દબાવવાની પેરવી કરતા સમાઓ પર ખફીફનો પૌત્ર ફુટો ચડી ગયો અને તેમને શાસનમાં લીધા. પણ સુમરાઓના પતન પછી ચાવડા કચ્છના માલિક થઈ બેઠા એવામાં સુમરાઓથી દબાઈ ઘણા સમાઓ સિંધથી કચ્છ ભાગ્યા.[૩૫] તેમને ચાવડાઓએ આશ્રય આપ્યો. સમાઓએ દેશની પરિસ્થિતિથી વાકેફ થઈ ત્યાં પોતાની સત્તા જમાવી અને છેવટે ચાવડા સત્તાનો નાશ કર્યો.

કચ્છમાં કેટલાંક ગામોના ધ્વંસાવશેષો સાથે આ ચાવડાઓનાં દંતકથાથી જોડાયેલાં નામો તરફ ઘણાં સ્થળોએ ધ્યાન ખેંચવામાં આવે છે. ચાવડાઓની સત્તા નીચે ધોલાય સરસાગર પાટણ તરીકે જાણીતું હતું. માંડવી પાસેનું રાયપુર ચાવડાઓની વાગમાં મોટું બંદર હતું અને ચાવડાઓ અચ્છા સાગરખેડુઓ હતા. આ સ્થળેથી કેટલાક ઇંડોસેસેનિયન સિક્કાઓ મળ્યા છે. માર્કંડ ઋષિએ વિંધ્યાચલમાંથી વિંધ્યવાસિની દેવી જ્યાં પધરાવ્યાં એ સ્થળ કાળે કરી વિઝાણ તરીકે જાણીતું થયું ત્યાં કનક ચાવડાની આણ વર્તાતી. લખપત પાસે કોરાથી દસ માઈલ ઉપર

૩૨. મુનિશ્રી જિનવિજયજી ગુ. ના ઇતિ. ની સાધન સામગ્રી.

૩૩. B G., P 537.

૩૪. B G. P. 537

૩૫. તારીખે તહીરી (A D. 1621) અને B. G P. 139.

આ વેલ પાટગઢ તો વાઘમ ચાવડાના નામ પરથી વાઘમ ચાવડાગઢ તરીકે ઓળખાઈ ગયું છે. ભૂજની નૈર્ઋત્યે (દ. પ.) ૧૮ માઈલ ઉપર આવેલ ગોરગઢમાં, જ્યારે પાટણમાંથી ચાવડાઓને હાંકી કાઢવામાં આવ્યા ત્યારે સાગંતસિંહ ચાવડાને પુત્ર અહિપત આવી વસ્યો અને ત્યાં થોડાં સાગો જીતી ગોરગઢને પોતાની રાજધાની બનાવી રહ્યો. હમણાં તો ત્યાં આનાં કોઈ જ નિશાન જોવા ન મળે. માત્ર નામશેષ તરીકે ચાવડકું તળાવ ત્યાં આવી રહેલું છે.

ગુજરાતમાં સોલંકીકાળ પહેલાં ચાવડાઓની નાનીનાની કેટલીક ઠકરાતો સર્વત્ર હતી. લોકકથા મુજબ એ સમયે એવી રીતે કચ્છના પાટગઢમાં વીરમ ચાવડો રાજ્ય કરતો હતો. તેની પુત્રી સાથે સિંધના સમા લાખિયા રજાડે પોતાના મોટા ભાઈ ઉન્નડનું ખૂન કરી પોતાના મામા વાઘમ ચાવડાને આશ્રયે આવી રહ્યા. અહીં રહી લાગ સાધી તેમણે વાઘમ ચાવડાનો ઘાત કર્યો અને તેની સત્તા પચાવી પાડી. વાઘમ ગુંતરીના સાત સાંધ, જેઓ ચૌલુક્ય વંશના હોવાનું મનાય છે, તેમનો ખંડિયો હતો. મોડ અને મનાઈ તેમને એ મુજબ ખંડણી આપવા કબૂલ થયા. એક વખત ખંડણીનાં ઘાસનાં ગાડાંઓમાં શસ્ત્રસજ્જ યોદ્ધાઓને છુપાવી ગુંતરીગઢમાં મોકલી સાંધોને દગાથી મારી મોડમનાઈએ ગુંતરીગઢનો કબજો લીધો અને કચ્છમાં પોતાની સત્તા સ્થાપી. સાડે કંથકોટનો કિલ્લો બંધાવી એ સત્તાને વિસ્તારી. આ વંશમાં સાડનો પુત્ર ફુલ થયો અને ફુલને લાખો ફુલાણી નામે પુત્ર થયો. આ લાખો ફુલાણી કચ્છનો મહા સમર્થ અને પ્રતાપશાળી રાજા થઈ ગયો છે.[૩૬]

સોલંકી વંશના પહેલા જ ગુર્જરેશ્વર રાજા મૂળરાજ દેવના રાજ્યની સીમા વઢિયાર નજીકના કચ્છના ભાગમાં રણકંઠારના પ્રદેશ સુધી વિસ્તરેલી હતી. કચ્છના કપિલકોટમાં એ સમયે જામ લાખા ફુલાણીનું રાજ્ય હતું. આ બન્ને શક્તિશાળી રાજાઓ વચ્ચે સરહદના કારણે ઝગડા થાય એ તો દેખીતું છે- સોરઠના આભીરરાજ ગ્રહરિપુનો લાખો મિત્ર થતો અને જમ્બુમાલી નદીને કાંઠે ગ્રહરિપુ સાથે થયેલા યુદ્ધમાં મૂળરાજે લાખાનો ઘાત કર્યો એમ હેમચંદ્રે દ્વયાશ્રયમાં કહ્યું છે[૩૭] પણ પછીના સમયનાં સુકૃતસંકીર્તન, સુકૃતકીર્તિકલ્લોલિની, કીર્તિકૌમુદિ અને પ્રબંધ ચિંતા-

૩૬. પ્રબંધ ચિંતામણિ ગુ. આ. પૃ. ૭૮ અને ફુલાણી લાખા વિશે કચ્છમાં બહુ જ લાંબી રસભરી દંતકથા કહેવાય છે.

૩૭ B. G. P. 160 હ. ગુ. આ. પૃ ૫૧ થી ૮૨

મણિમાં આનાથી ઊલટું મૂલરાજે કચ્છમાં કપિલકોટને ઘેરો ઘાલ્યા પછી ત્યાં જે યુદ્ધ થયું તેમાં લાખો માર્યો ગયો એમ ઉલ્લેખ છે. અને હેમચંદ્રની સિદ્ધહેમ પ્રશસ્તિનું श्री मूलराजपुरुषोत्तमोंचयीद् दुर्मदाभीरान् શ્લોક. ૨.માંથી મૂલરાજે આભીરો–કચ્છના રહીશોને માર્યાનો પુરાવો મળે છે. મેરુતુંગના કહેવા પ્રમાણે લાખા ફુલાણીએ આક્રમણ કરી અગિયાર વાર મૂલરાજના સૈન્યને ત્રાસ પમાડયો; પછી લાખો જ્યારે કપિલકોટમાં હતો તેવે સમયે મૂલરાજે લાગ સાધી તેને ઘેરો ઘાલ્યો. લાખાનો મહેચ નામનો સેનાપતિ આ સમયે બીજે હલ્લો લઈ ગયેલો તે ત્યાંથી વળ્યો હતો તેને મૂલરાજે ઘેરી લઈ તેને નિઃશસ્ત્ર કરી છેર પાર્ઈ જવા દીધો. એ લાખાને જઈ મળ્યો અને તેના વચનકટાક્ષો સાંભળી શરવીરતાથી મૂલરાજ સાથે યુદ્ધ કરતાં તેમાં કામ આવ્યો. લાખાના શબને મૂલરાજે પગ અડકાડી અપમાનિત કર્યું જેથી લાખાની માએ મૂલરાજને "તારો વંશ લૂતા રોગથી નાશ પામશે" એમ શાપ આપ્યો.[૩૮] લગભગ બધા પ્રબંધોમાં આ લડાઈનો એક યા બીજા રૂપે ઉલ્લેખ હોતાં એ ઘટના ઐતિહાસિક તો છે જ. [૩૯]લાખો મૂલરાજ પરની તેની ઘણી ચડાઈઓમાં પોતાના મિત્ર ગ્રહરિપુની મદદે ગયો હોય એ સંભવિત ખરું, પણ તેનું મૃત્યુ તો કપિલકોટમાં જ થયું છે તેને દંતકથાઓનો પણ ટેકો છે.

લાખે મરણ સંભરેઓ, 'આ઼ે મહિના અગ
વારે મુંજા વગ કાન કેરે કંધી એ
માંન ઉધરણી ઉથીઓ મુણી સિંધુ રાગ
લાખો ચે મું બેલિયા કરે ડીજા ડાથ
લાખો ચે ન ભજ્જે, વેરી વડા વસાય
જીયણ વસો મિણી કે લજતી મારાય
અચી ફુલાણી ફેરારેઓ રારો માંઢાણુ
મૂળરાજજી સાંગાસેં લાખો મારાણુ

૩૮. કુમારપાલ પ્રબંધ અને પ્રબંધ ચિંતામણિ પૃ. ૬૪

૩૯. ગુ. મ. રા. ઈ. પૃ. ૧૫૪–૧૫૫; દ્વયાશ્રય સ. ૫. શ્લો. ૧૨૭ માં લાખાને મૂલરાજે માર્યાની વાત છે; કી. કૌ.સ. ૧ શ્લો ૪ માં संगराये स्वमन्त्रिणा कच्छभूपाले लक्षीचक्रार यः॥ અને સુકૃતસંકીર્તન (સ. ૨. શ્લો ૬) વ. તે. પ્ર. શ્લો ૬; સુ. કી. શ્લો; ૨૪; ફી. ફોઃ હા રાસમાળા પૃ. ૧ ટી. વગેરે

લાખાને આઠ મહિના આગમચ જ પોતાનો ઘાત થશે એમ ખ્યાલ આવતાં તેણે પોતાના પક્ષવાળાઓને કેરામાં ભેળા કરવા કહ્યું. સિંધુડાનો અવાજ સાંભળી માં તંદ્રાવસ્થામાંથી જાગી બધા તૈયાર થયા ત્યારે તેણે પોતાના સાથીઓને કેરાના મોહને બાળી મનમાંથી કાઢી નાખવા કહ્યું.[૪૦] જીવન તો બધાને વહાલું હોય છે પણ આબરૂ તેથી વિશેષ છે, તો બળિયા સાથે બાય ભીડયા પછી ભાગવું જોઈએ નહિ. એમ લાખો કેરામાં જ રહ્યો. પછી યુદ્ધ થયું તેમાં ફુલાણી લાખો શરો થયો અને મૂલરાજની સાંગથી તેનું નિધન થયું. લાખાની આ મૃત્યુતિથિ વિશે પણ એક છપ્પો પ્રચલિત છે.

સંવત દસસેં એક, માસ કાર્તિક નિરંતર
પિતા વેર છલગ્રહે, સાડ દાખે અત સદ્દર;
પડે અમાસો પનર, પડે સોલંકી સોખટ,
સોં ઓગણીસ ચાવડા, મુઆ રણ ખત્ર રાજવટ;
મંગલ ગાવે અપ્સરા, સેલ સિંહ નામો સરે,
આઠમે શુક્ર પક્ષ ચાંદ્રણે, મૂલરાજ લાખો મરે.[૪૧]

મૂલરાજે આ રીતે લાખાને મારી કચ્છમાં પોતાની સત્તા જમાવી અને પછી સંકટના સમયે ત્યાં આશ્રય લીધો.

મૂલરાજ પર જ્યારે સપાદલક્ષનો રાજા ચડાઈ લઈ આવી ગુજરાતમાં પ્રવેશ્યો તે જ વખતે દક્ષિણ તરફથી મૂલરાજના રાજ્ય પર તૈલંગણના રાજા તૈલપના સેનાપતિ બારપે ચડાઈ કરી. બંને દેશના રાજાઓનું લશ્કર એકી વખતે ચડી આવવાથી મૂલરાજ પોતાના પ્રધાનો સાથે મંત્રણા કરવા બેઠો, કે જો પોતે કોઈ પણ એકની સામે યુદ્ધમાં ઊતરશે તો તે સમયનો લાભ લઈ બીજો ઓચિંતો હુમલો કરી પરાભવ કરશે; માટે હવે કેમ કરવું ! અમાત્યોએ સલાહ આપી કે હાલમાં રણસંગ્રામ સળગાવવા કરતાં થોડા દિવસ કંથાદુર્ગમાં નિર્ગમન કરવા

૪૦. અથવા બીજો અર્થ એ લેવાય છે કે "પોતાના સાથીઓને પોતાનું મૃત્યુ થયા પછી પોતાના શબને કેરામાં જ અગ્નિદાહ આપવાની લાખે સૂચના કરી."

૪૧. આવો જ એક દુહો કચ્છમાં લાખા ફુલાણીની જન્મતિથિ વિશે પણ કહેવાય છે.

સંવત નવ શુભ છોતેરો, બીજ તિથ કાર્તિક માસ
તેંદી લાખો જનમેઓ, સૂરજ જ્યોતિપ્રકાસ

લાખાની આ જન્મ મૃત્યુતિથિ વિશે વિશેષ ચર્ચા મારા કેરા વિશેના લેખમાં આવશે.

એ વધારે યોગ્ય છે, કારણ કે એટલામા નવરાત્રિના દિવસ આવી પહોચવાથી એ સપાદલક્ષનો રાજા પોતાની રાજધાની શાકંભરી (સાભરમા) જઈ સ્વગોત્રદેવીનું આરાધન કરવામાં ગૂંથાશે. તે વખતે આ બારપ સેનાપતિને આપણે નિર્વિઘ્ને હણી એકદમ સપાદલક્ષની પણ ખબર લઈશુ પ્રધાનોનું આ કહેવુ સાભળી મૂળરાજ બોલ્યો, ‘એ યુક્તિ તો તમે ઠીક શોધી કાઢી, પણ એવા હેતુએ કિલ્લામા ભરાવાથી આપણે ડરપોક ગણાઈશુ અને તેથી લોકોમાં આપણી હાંસી થશે ત્યારે મત્રીએ કહ્યુ કે પશુયુદ્ધમા ઘેટો જે પાછો હઠી ધસે છે, તે વધારે જોરથી સામાવાળાને મારવા સારુ, અને સિહ જે તરાપ મારતી વખતે પોતાનુ અગ સકોચી નાખે છે, તે ઘણી ઊંચી તરાપથી શિકારને એકદમ પકડવા સારુ, તે જ રીતે હૃદયમાં ગુપ્તમત્ર વિચાર રાખનાર બુદ્ધિમાન પુરુષો, બીજા જૂજ અલ્પ બુદ્ધિવાળા માણસોથી થયેલી અવગણનાને સહન કરે છે[૪૨] પોતાના અમાત્યોની સૂચનાનુસાર અથવા પોતાની નિયતી પ્રથાથી રાજકીય રીત પ્રમાણે મૂળરાજ અણહિલવાડ તજીને ઘણું આરે અને કોઈથી હલ્લો થઈ શકે નહિ એવા કચ્છના નાકા ઉપર કંથાદુર્ગમાં રક્ષણ ખોળી ભરાઈ પેઠો. એ વર્ષાઋતુ અને તે પછી આવતા નવરાત્ર સુધી ત્યા રોકાયો, પણ તેણે માનેલુ તે પ્રમાણે ન કરતા સપાદલક્ષ રાજાએ ચોમાસામા પણ ટકાવ કરી, જ્યારે નવરાત્ર આવ્યા ત્યારે શાકંભરી દેવીનું ત્યાં જ સ્થાપન કર્યું ને નવરાત્રપૂજા સપૂર્ણ કરી. આથી મૂળરાજ હતાશ થઈ પોતાના સામંતોને ભેગા કરી કંથકોટ મૂકી બીજી યોજના

---

૪૨ પ્રબંધ ચિંતામણિ સર્ગ ૧. ૧. પૃ. ૬૬–૬૭

૪૩ રાસમાળા પૃ. ૬૩, Bomb. Gaz 7 P. 130 વિ. સ. ૧૦૪૭ના એક તામ્રપત્રના ‘कन्थकोट इव विहितावस्थानेन’ શબ્દોમા ઉપર પ્રમાણે કંથકોટના કિલ્લામા મૂળરાજે આશ્રય લીધો હોવાનુ સૂચવે છે. ડૉ. બુહ્‌લરે કહ્યુ છે. Ind, Ant. XII 123. પ્રબંધ ચિંતામણિ, હમ્મીર કાવ્ય, દ્વયાશ્રય, સુકૃતસંકીર્તન અને કીર્તિ-કૌમુદીમા દરેકમા પરસ્પર ભિન્ન એવી મતભેદવાળી આને લગતી લખાણ વિગતો આપેલી છે. પણ

स्यक्तस्वपदविना (स्वच्छ) यशो गुरुमितीव च। ।
गूर्जरमूलराजाह्व कंथादुर्गं विवेश च ॥

એમ પૃથ્વીરાજ ચરિતમા ‘મૂળરાજને’ કંથાદુર્ગમા નસાડી મૂક્યો, એટલુ જે કહ્યુ છે તે યથાર્થ છે પૃથ્વીરાજવિજય સ. ૫, શ્લોક ૫૨, શ્રી. મ. પૃ. ૧૫૯.

વિચારવા લાગ્યો, ૪૪ પછી સાહસિક વૃત્તિથી મૂલરાજે બારપને હરાવ્યો. એ જોયું એટલે શાકંભરીનો રાજા પાછો ભાગી ગયો. આમ મૂલરાજે ગુર્જર રાજ્યની જે ઘટના કરી તેમાં કચ્છનું કંથકોટ અગત્યનો ભાગ ભજવી જાય છે. ૪૫

મૂલરાજે કચ્છમાં કરાવેલાં કામોમાં તો લોકોક્તિ મુજબ તેણે વરણુમાં વેણુપીરનું બંધાવેલું મંદિર, જેના વિનાશ પછી હાલ છે તે તો તેની જગ્યાએ જીર્ણોદ્ધાર થયેલું નવું છે; અને ભદ્રેસરમાં તેણે ખોદાવેલું તળાવ ગણાવી શકાય.૪૬

ભીમદેવ પહેલાના સમયમાં ઈ. સ. ૧૦૨૪માં મહમૂદ ગઝનવીએ મુલતાનથી નીકળી સોમનાથ પર ચડાઈ કરી ત્યારે કચ્છનું રણુ એને મુશ્કેલ અને ખરી કસોટી રૂપ થઈ પડ્યું હતું. એ પાણી વિનાનું રણુ ઓળંગવા એણે ૩૦ હજાર ઊંટો પર દાણોપાણી ભરી પુરવઠો તૈયાર કરેલો. એ અફાટ રણુવિસ્તારમાં વીસહજાર માણુસો એને સામા થયા. તેઓના સરદારે નમતું ન આપ્યું પણ મહમૂદે તેમને હરાવી નસાડ્યા અને તેમનો માલ લૂંટી કબજે કર્યો.૪૭સોમનાથની જીત પછી મહમૂદને અણહિલવાડનો રાજા ભીમદેવ કચ્છના કંથકોટના કિલ્લામાં આશ્રય લઈ ભરાઈ બેઠો હોવાના સમાચાર૪૮ મળતાં તે એની પૂંઠે પડ્યો. રણુ ઓળંગી મહમૂદે ગઢ લીધો અને દુશ્મનોને ત્યાંથી ઈ. સ. ૧૦૨૬માં એ ફરી ગઝની પહોંચ્યો. ભીમદેવે કંથકોટથી પાછા વળી સોમનાથનું પથ્થરનું નવું મંદિર બંધાવ્યું. સોલંકી વંશના એક ભૂષણરૂપ નરેશ્વર શ્રી ભીમદેવે ભદ્રપુર-ભદ્રેસરમાં એક દુર્ગ બંધાવેલો.૪૯

વિ. સં ૧૦૮૬નું ભીમદેવની સહીવાળું એક દાનપત્ર મળ્યું છે અને તેમાં કચ્છમંડલમાં આવેલા ઘડહિકા દ્વાદશકા (બારગામનો તાલુકો ૫૦) નું મસૂદી ગામ ભગવાન ભવાનીપતિને પૂજીને આચાર્ય મંગલશિવના પુત્ર ભટ્ટારક આજપાલને દાનમાં આપેલું છે એમ વિગત છે; અને એ દાનપત્રનો

૪૪. Bom. Gaz Vol. I, Ch. 2, P. 158
૪૫. કચ્છના કીર્તિમંદિરો, કુમાર અ ૨૩૬-૩૭ પૃ. ૨૦૨
૪૬. જગડૂચરિત સર્ગ ૬. શ્લો. ૪૭.
૪૭. B. G. P. 166. ગુ. મ. રા. ઈ. પૃ. ૧૮૨.
૪૮. B G. P. 167. ગુ. મ. રા. ઇ. ૧૮૪.
૪૯. જગડૂચરિત સ. ૫ શ્લો. ૪ અને ૨૮.
૫૦. જેમકે ચોરાસી ગામોના તાલુકા-વિભાગને હજીપણુ કચ્છમાં ચોરાસી કહે છે.

લેખક કાયસ્થ કાંચનનો પુત્ર વટેશ્વર છે અને દૂતક મહાસાંધિવિગ્રહિક શ્રી ચંડશર્મા છે.[૫૧] ભીમદેવે ઘણાં નવાં ગામો પણ વસાવેલાં. તેના નામ પરથી વસેલાં ગામો ભીમાસર, ભીમદેવકું વગેરે વાગડમાં આવેલાં છે. આ સમય દરમ્યાન ઉત્તમ કારીગરીનું શિલ્પસ્થાપત્ય ગુજરાતમાં સર્જાયું છે અને કચ્છમાં ભદ્રેસર, કથકોટ, અંજાર વગેરે સ્થળે તેના અવશેષો જોવા મળે છે.

કર્ણદેવ પહેલા (વિ. સં. ૧૧૨૦ થી ૧૧૫૦) ના સમયમાં ભદ્રેશ્વરમાં કર્ણવાપિકા નામે વાવ કરાવેલી જેનો પછીથી દાનવીર જગડુએ ઉદ્ધાર કર્યો હતો.[૫૨]

રાસમાળામાં આપેલી હરપાળ મકવાણાની દંતકથા એના સમયમાં બનેલી ઘટનાને લાગુ પડવામાં આવે છે. આ મકવાણાઓ કચ્છના માકપટ પરથી ઓળખાયા હોવાની પણ એક માન્યતા છે [૫૩] આ મકવાણાઓનું એક વખતે કચ્છમાં વર્ચસ હશે તેનો સૂચક ગેડીમાં સં. ૧૨૬૮ નો ચંડેસર મકવાણાનો પાળિયો છે.

ગુજરાતના સામ્રાજ્યના વૈભવવિસ્તાર કાલક્રમે વધતા જતા હતા. એ રીતે વધી ગયેલી ગુજરાતની સમૃદ્ધિનો સિદ્ધરાજે સરસ ઉપયોગ કર્યો છે. હેમચંદ્ર સિદ્ધરાજે કરેલાં લોકોપયોગી કાર્યોમાં તેણે કરાવેલું એક મહાસરોવર ગણાવે છે અને તેને કાંઠે જે મંદિરો બાંધ્યાં તેમાં વિષ્ણુના દશાવતારનું પણ એક મંદિર બંધાવ્યું એમ ઉલ્લેખ કરે છે. [૫૪] અને સરસ્વતી પુરાણમાં લખ્યું છે કે સહસ્રલિંગ સરોવરને કાંઠે દશાવતાર વગેરે વિષ્ણુનાં અને બીજાં દેવદેવીઓનાં મંદિરો હતાં. આ સમયે ગુજરાતમાં દશાવતારપૂજાનું માહાત્મ્ય વિશેષ હતું. કચ્છમાં પણ આ મતના વૈષ્ણવ ધર્મનું પ્રાબલ્ય વિશેષ હશે તેના પુરાવા તરીકે હજુ લગી માત્ર ગેડીમાંથી દશાવતારની એક મૂર્તિ મળી આવી છે.

કચ્છના રણને કાંઠે સુમારીના ગઢનાં નષ્ટ થયેલાં ખંડેરો અને ઝીંઝુવાડાના દુર્ગદ્વારનું અદ્ભુત લશ્કરી સ્થાપત્ય પણ સિદ્ધરાજના સમયના અવશેષો છે. કુકુટધ્વજધારી સિદ્ધરાજે ગુજરાતના મહારાજ્યને સામ્રાજ્ય બનાવ્યું હતું સિદ્ધરાજના રાજ્યકાળના પાછલા ભાગમાં તેના મહામાત્યપદે દાદાક નામના એક નાગર ગૃહસ્થ હતા એમ વિ. સં.

૫૧ ઈ. એ. અ. ૬ પૃ. ૧૯૩, ગુ. ઐ. લે. નં ૧૪૫; ગુ. મ. રા. ઇ. પા. ૧૯૯.
૫૨ જગડુચરિત સ. ૬ શ્લો. ૪૭.
૫૩ B. G. P. 141; Cutch Gazetter, 75 note 2
૫૪ દ્વયાશ્રય સ. ૧૪ શ્લો ૧૧૪, ૧૧૮, ૧૧૯. ગુ. મ. રા. ઇ. ૨૫૬ પૃ.

મેળવવા ભદ્રેશ્વરનો મહાશ્રેષ્ઠી દાનવીર જગડુ લવણપ્રસાદ પાસે અણહિલપુર ગયો અને અર્ણોરાજના પુત્ર લવણપ્રસાદ પાસેથી જગડુએ પોતાની સાથે મોટું સૈન્ય લીધું. પીઠદેવને નસાડી ભદ્રેશ્વર આવી જગડુએ મોટો કિલ્લો બંધાવ્યો અને લવણપ્રસાદના સૈન્યને કિલ્લો બાંધતાં જેટલો વખત લાગ્યો ત્યાંસુધી ભદ્રેશ્વર રોક્યું.[૬૨] તેણે ચૌલુક્ય વંશના રાજાની મદદથી મ્લેચ્છોને પણ જીત્યા.[૬૩]

જગદ્પિતા કહેવાઈ ગયેલ આ જગડુના વડીલો શ્રીમાળ વંશના હતા અને તેઓ કંથકોટના હતા. જગડુના પિતામહ વરણાગે સંઘાધિપતિ બની શેત્રુંજા ગિરનારની યાત્રા કરી હતી. તેવી જ રીતે જગડુએ પણ એ યાત્રાઓ કરી.[૬૪] રત્નાકરના દાની જગડુના જંગી જહાજોએ નિર્વિઘ્ને સાગર ખેડી તેણે અઢળક લક્ષ્મી પ્રાપ્ત કરી.[૬૫] અને ગુજરાત, કચ્છ-કાઠિયાવાડમાં ઘણાં મંદિરો બંધાવ્યાં અને વાવ તળાવો કરાવ્યાં[૬૬] તથા સર્વધર્મસહિષ્ણુ એવા જગડુએ મ્લેચ્છોની આવેલ દોલતમાંથી ખીમલી મસ્જિદ બંધાવી.[૬૭] લવણપ્રસાદ પછી ઉદારબુદ્ધિવાળો વીરધવલ રાજા થયો.[૬૮] અને તેની પછી વીશલદેવ આવ્યો. ભદ્રેશ્વરનો ભાડલભૂપ વીશળદેવની સેવામાં રહેતો. જગડુએ પાટણ જઈ વીશળદેવને રત્નોના ઢગનું નજરાણું ધર્યું અને પાટણથી તેણે હાથીઓ સહિત મહાસંઘ કાઢયો.[૬૯] જગડુને તેના ગુરુ તરફથી હિંદુસ્તાનમાં પડનારા એક મહા ભયંકર દુષ્કાળની આગાહી થઈ[૭૦] એટલે જગડુએ જુદાં જુદાં ગામોએ ધાન્યના અખૂટ ભંડાર ભેળા કરવા માંડયા. સં. ૧૩૧૫થી સ. ૧૩૧૯ સુધી પડેલા આ ભયંકર પનરોતેરા કાળમાં જગડુએ કેટલાએ રાજાઓને મદદ આપી અને લોકોને ઉગાર્યા. વીશળદેવ પાસે દાણો ખૂટવાથી તેણે પોતાના મંત્રી નાગડને જગડુ પાસે મોકલાવ્યો.[૭૧] જગડુએ અગાઉથી જ રંકના માટે ધારેલા દાણાની તેને પૂરતી મદદ આપી ગુજરાતને દુકાળના ત્રાસમાંથી ઉગાર્યું. તે પરથી દાન, દયા અને યુદ્ધમાં વીરપણાને વરેલા જગત્પિતા સોમેશ્વર આદિ સર્વે કવિઓએ પ્રશંસા કરી.[૭૨] જગડુએ કવિઓને પુષ્કળ ધનદોલત આપી નવાજ્યા.[૭૩] વીશલ રાજાનો પ્રધાન નાગડ એક વખત જ્યારે જગડુ પાસે આવવા નીકળ્યો ત્યારે ભદ્રેશ્વર આવતાં એ રાજાનું એક વહાણ કીમતી ઘોડા સહિત આખર મોસમમાં પવનના તોફાનથી

---

૬૪. જ. ચ. સ. ૭ શ્લોક

૬૫. જ. ચ. સ. ૩-૪

૬૬. જ. ચ. સ. ૬

૬૭. જ. ચ. સ. ૬ શ્લોક ૨૪

૬૮. જ. ચ. સ. ૬

૬૯. જ. ચ. સ. ૬ શ્લોક.

૭૦. જ. ચ. સ. ૬ શ્લોક ૬૮

૭૧. જ. ચ. સ. શ્લોક ૭૮

૭૨. જ. ચ. સ. ૬ શ્લોક ૯૨ થી ૧૨૩

૭૩. જ. ચ. સ. ૬ શ્લોક ૧૨૪

ચોતરફથી ઊછળી ઊછળીને સમુદ્રતીરે ભાગી ગયું.[૭૪] ગુર્જર રાજ્યને વધારનાર વિજયી જગડુના[૭૫] મૃત્યુના સમાચારથી તો રાજા અર્જુનદેવે પણ આંસુ સાર્યાં.[૭૬]

આ અર્જુનદેવના સમયનો વિ. સં. ૧૩૨૮નો એક શિલાલેખ કચ્છના ધૃતપદ્રિમંડલના રવ ગામેથી મળ્યો છે. તે વખતે એ રાજાનો મહામાત્ય શ્રી માલદેવ હતો એમ તેમાં ઉલ્લેખ છે. તેના પછી આવેલા રાજા સારંગદેવના સમયનો એક લેખ કથકોટનાં ખોખરાં દેર પાસેના એક ખેતરના પાળિયા પર છે. મૂળ એ પથ્થર ભદ્રેસરથી આવેલો છે એ રાજાના મહામાત્યનું નામ શ્રી કાન્ત નોંધાયેલ છે. અને તેને પોતાને સમસ્ત રાજાવલિસમલંકૃત મહારાજાધિરાજ પરમેશ્વર પરમભટ્ટાર્ક એવી ઉપમા આપેલી છે.[૭૭]

ગુજરાતના અંતિમ હિંદુ રાજા કર્ણ વાઘેલાને તો કચ્છ સાથે અતિ નિકટનો સંબંધ હતો એમ દંતકથાઓ કહે છે,[૭૮] એટલે તેમાં કાંઈ તથ્ય હશે. કર્ણની એક રાણી કેરાકોટની દીકરી હતી અને તેનો મહામાત્ય માધવ મૂળે કચ્છ તરફનો હતો એમ દુહા અને લોકકથાઓથી વિદિત થાય છે. મુસ્લિમ લશ્કરથી હારી જઈ નાઠા પછી છેવટે કર્ણ રઝળતો રખડતો કચ્છ બાજૂ ગયેલો એમ બીજી એક દંતકથા કહે છે અને ઉપર્યુક્ત એના સંબંધોને લક્ષમાં લઈએ તો કચ્છ તરફ એને લમણાતાણ થાય અને પોતાના અંતિમ દિવસોમાં અને મનની અશાંત હાલતમાં એને એ તરફ કાંઈ શાતા મેળવવાની આશા રહે. જિનપ્રભસૂરિએ લખ્યું છે કે 'પછી મુસ્લિમ સુવરાજ ઉલૂખાન વાગડ દેશ અને મોડાસા વગેરે શહેરોને ભાંગી આસાવલ પહોંચ્યો. કર્ણદેવ નાઠો[૭૯] એમ અલાઉદ્દીનના પ્રતાપથી રાજા કર્ણ હારીને પરદેશ ગયો અને ત્યાં રાંક

૭૪. જ. ચ. સ. ૭ શ્લોક ૭–૮

૭૫. જ. ચ. સ. ૬ શ્લોક ૧૦૫

૭૬. જ. ચ. સ. ૭ શ્લોક ૩૫

૭૭ ઈ. એ. ૪ ૨૧

૭૮. ગુ. મ. રા. ઈ પૃ. ૪૨૭–૪૩૮

૭૯ रान्नो हम्मीर जुवराओ वग्गडदेश मुहडासयाइ नयराणिय भजिअ आसावलिए पत्तो। कण्णदेव राओ अ नट्ठो। અને સિ. જૈ. ગ્ર. મા આ પૃ. ૩૧ અને તીર્થકલ્પ બી. ઇ. પૃ. ૯૫–૯૬

માનસીની સ્થિતિમાં રઝળી રઝળી મરણ પામ્યો.[૮૦] કર્ણના આમ વિનાશ પછી ગુજરાતમાં કેટલાંએ નાનાં નાનાં રજપૂત રાજ્યો સ્થપાયાં. તેના અવશેષ તરીકે કચ્છના ગેડીમાં એક નાની ઠકરાત તરીકે વાઘેલા સત્તા સચવાઈ રહી.[૮૧]

જામ લાખા ફુલાણીના વિનાશ પછી તેના રાજવંશમાં કચ્છમાં તેનો ભત્રીજો પુઅરો કેરાકોટની ગાદીએ આવ્યો. પણ મેણાના માર્યા તેણે પદ્ધરગઢ[૮૨] વસાવ્યું અને ત્યાં પોતાની રાજ્યધાની સ્થાપી. પુંઅરો વીઅડ ગુજરની આજ્ઞા વાળી આવ્યો તેથી વીઅરે લશ્કરસહ પદ્ધરગઢ પર હુમલો કર્યો. પુંઅરે સિંધના હમીર સુમરાની સહાયથી વીઅડને હરાવી નસાડી મૂક્યો.[૮૩] હમીરે પુઅરાને સ્વપરાક્રમે પદ્ધરગઢ અત્રાટ રાખી આપ્યું તેના સ્મરણમાં કચ્છમાં હજુ પણ કુલ્લ હક્ક સાથેના થતા દસ્તાવેજોમાં 'અત્રાટ હમીરાવાર' લખવાનો શિરસ્તો ચાલે છે.

કચ્છમાં જખૌ બંદરેથી[૮૪] ઊતરેલ બોંતેર જખો પર પુંઅરે કેર કર્યો અને તેમણે પુંઅરાનો વિનાશ થવાનો શાપ આપ્યો. જેમના પાસેથી મૂલરાજને ગુજરાતનું મહારાજ્ય હાથ આવ્યું એ અણહિલપાટણના ચાવડાઓનો વંશજ અહિવનરાજ નિર્બળ અવસ્થામાં મોસાળમાં સહારો મેળવી રહ્યો. તેણે વધે પહોચતા પુઅરના સમયની અધાધુંધીનો લાભ લઈ કચ્છ પર ચડાઈ કરી કચ્છનાં કેટલાંક ગામો દબાવ્યા. મોરગઢમાં પોતાની ગાદી સ્થાપી ત્યા રહી તેણે મૂળરાજની સર્વોપરિ સત્તા સ્વીકારી. એના વંશજોમાં છેલ્લા રાજા પૂંજાજી પાસેથી જામ લાખા જાડેજાએ સિંધથી આવી તેનું રાજ્ય જીતી લીધું અને લાખિયાર વીયરામાં પોતાની

---

૮૦ કક્કસૂરિના સં ૧૩૯૩ના નાભિનંદનોદ્ધાર પ્રબંધમાં

गूर्जरत्राधिपः कर्णस्तूर्णं यस्य प्रतापतः ।
नष्ट्वा गतो विदेशेषुभ्रान्त्वाथो रकवन्मृतः ॥

પુરાતત્ત્વ પુ. ૪ પૃ. ૨૭૨

૮૧. કચ્છના કીર્તિમંદિરો. ગેડી કુમાર અંક ૨૫૦ પા. ૧૮૦

૮૨. એના ખંડિયેરો મંજલ પાસે નખત્રાણા તાલુકામાં છે.

૮૩. ચાવત કરે ચડેઓ ગુજર ઘુમલીઆ
પવાડા પુઅરે એલીએ, ઘણા વિર્ચ કેઆ

એવા કેટલાક દુહાઓ આ કથા વિશે કચ્છીમાં છે.

૮૪ જખના નામ પરથી જખૌ બંદર કહેવાયું છે અને નક્ષત્રાણ-નખત્રાણા પાસે એ જખોનો ઘાત થયો હતો.

રાજગાદી રાખી. યોગ્ય વર મળવાના અભાવે લાખાની સાત પુત્રીઓ કુલાભિમાનથી પ્રજ્વલિત થઈ અગ્નિસ્નાન કરી બળી મરી. એ સમયથી જાડેજાઓમાં દીકરી જન્મતાં જ તેને દૂધ પીતી કરી મારી નાખવાનો દુષ્ટ રિવાજ શરૂ થયો. એની પાંચમી પેઢીએ એના વંશજ મૂળવાજીના સમયમાં ફરી કાઠીઓનું પરિબળ કચ્છમાં વધ્યું અને વાઘેલાઓની કાઠીઓની સહાય્ય હતી.

કાઠીએને વાઘેવેસે વિધો મૂરવે વેર
સમેં જામ છુગેર, સનુ ધણુા સંધારેઆ
અચી સાયણુ કંધીએ રારો માંટાણુ
વાધેલેને કાઠીએં હથા મૂરવો મારાણુ

એ રીતે વૈરભાવ પેદા થતાં મૂળવાજીનું કાઠીઓ અને વાઘેલાના હાથે મૃત્યુ થયુ.

કાંઈએ કાઠી કઢેઆ, કચ્છ વાગડનું બાર
વિનીં રાણીજી કધીએ થેઆ પરસે પાર
કાંઈએ કાઠી કઢેઆ, ચાવડા ચોધાર
સમે સીમાડા કે આ જે જો અત ન પાર

લાખા કુનાણીએ તો માત્ર કાઠીઓનું પરિબળ ભાંગી તેમને તગડ્યા હતા, પણ મૂળવાજીના પુત્ર કાંઈયાજીએ કાઠીઓ અને ચાવડાઓને રણને પેલે પાર કચ્છથી બહાર કાઢી મૂક્યા. આ કાઠીઓના સમયનાં સુંદર સૂર્યમંદિરોના અવશેષ હજામાં કોટાય અને કંથકોટમાં છે, અને ચિત્તોડમાં પણ તેમના અવશેષ બતાવવામાં આવે છે. નાસભાગ કરતાં કેટલાક કાઠીઓ પોતાની દોલત ધરતીમાં દાટી તેનાં નિશાન તાકતા પાળિયા વગેરે કરી કચ્છ છોડી ભાગ્યાનું કહેવાય છે.

આની રીતે કાઠિયાવાડમા વસેલ કાઠીઓમાં થઇ ગયેલ કાઠીગણી તોરી અને કચ્છના જાડેજા જેસલનો સ્નેહસંબંધ અને વીતરાગપરિવર્તન-નો કિસ્સો અને ગુજરાતથી તેમને મળતા આવતા તીકોજી રાવળ માલદેવની વાત તો બહુ જ સુપ્રસિદ્ધ છે.

આ સમય દરમ્યાન ગુજરાતમાં મુસલમાનોનું જોર ખૂબ વધતું જતું હતું મહમદ તઘલખ ગુજરાતમાં શાંતિ સ્થાપવા ચડાઈ લાવ્યો ત્યારે ગિરનાર જીતી ઈ સ ૧૩૫૦માં કચ્છ આવ્યો અને કચ્છમાં પોતાનું

વર્ચસ રાખી સોરઠ ગયો. ત્યાંથી સિંધ જવા પાછો એ કચ્છમાંથી પસાર થયો તેવામાં ઠઠ્ઠા પહોંચતાં પહેલાં એ રસ્તે મૃત્યુ પામ્યો. [૮૫]

સુલતાન મહમદને દિલ્હી તરફ મદદ કરી ગુજરાત આવ્યા પછી ઈ. સ. ૧૪૧૦માં અમદાવાદનો બાદશાહ મુઝફ્ફર કચ્છમાં કંથકોટ પર ચડાઇ લઈ ગયો-અને તેમાં નિષ્ફળતા અનુભવી. [૮૬]

કચ્છમાં સમાઓના બીજા ગજણા વંશમાં હરપાળ પછી જામ લાખો આવ્યો તેણે અમદાવાદના બાદશાહ મહમદ બેગડાને મદદ કરી ગોંડલ અને આમરણ તરફનો કેટલોક પ્રદેશ ભેટ મેળવ્યો. પોતાના મોટા દાદાના નામ પરથી એણે એ પ્રદેશનું નામ હાલાર પાડ્યું પણ એ એ પ્રદેશના મૂળ ગરાસિયાએ તેને ત્યાંથી કાઢી તેનું ખૂન કર્યું. કચ્છમાંથી કાઠીઓને કાઢનારા કાંયાજીના પૌત્ર ભીમજીનો આમાં હાથ હોવાનું ધારવામા આવતાં એ બે વંશો વચ્ચે વૈર બંધાયું. આમ ગજણ વંશના જામ લાખાના પુત્ર જામ રાવળ અને ભીમજીના પુત્ર હમીરજી દુશ્મનભાવે રહેવા લાગ્યા. ઈ. સ. ૧૫૦૬મા બળવાખોર ટોળીઓને દાબી દેવા ગુજરાતનો બાદશાહ મહમદ બેગડો સિંધ પર ત્રીજી સવારી લઈ જતો હતો ત્યારે કચ્છના રણમાર્ગે જતા મોટા લશ્કરે સાપરને સીમાડે પડાવ નાંખ્યો, ત્યારે હમીરજીએ બાદશાહને નજરાણું ધર્યું, બાદશાહે તે સ્વીકારી રાજકન્યા પરણવાની માગણી મૂકી, અને તેમ થાય તો પોતે દેશ જીત્યા વિના ચાલ્યો જાય એમ કહ્યું જે પરથી હમીરજીએ પોતાની અનૌરસ પુત્રી કમાંબાઈ બાદશાહને પરણાવી, કમાબાઈ સાથે તેનો ભાઈ અલિયોજી પણ અમદાવાદ ગયો.

વંશપરંપરાગત વૈરથી રાવળે હમીરજીને દગાથી મારી નાખ્યા અને તેના કુંવરોને મારવા તેમની પાછળ પડ્યો, પણ ખેંગારજી અને સાહેબજી એમ હમીરજીના બે પુત્રો પોતાના ભાઈ અલિયાજી પાસે અમદાબાદ પહોંચી ગયા. ત્યાં અમદાબાદનો સુલ્તાન શિકારે ચડ્યો હતો તેને ખેંગારજીએ અકસ્માતમાંથી એકદા ઉગારતાં મહમદે ખુશી થઈ તેમને રાવનો ઇલ્કાબ આપી આ કચ્છનું રાજ્ય હસ્તગત કરવા સહાય આપી.

---

૮૫. B. G. P. 231

૮૬. B. G. P. 235; તબકાતે અકબરી

રાવશ્રી ખેંગારજીએ મોરબી સ્વાધીન કરી કચ્છમાં પહોંચી ત્યાંથી જામ રાવળને હાંકી કાઢ્યો. જામ રાવળે કચ્છમાંથી પોબારા ગણી જામનગરમાં જમાવ્યું અને નાગની બંદર પે જીતી લઈ પોતાના દાદાએ શરૂ કરેલું હાલાર નામ ભૂસાઈ ગયેલ તે એણે ફરી ચાલુ કરી, એ પ્રદેશમાં પોતાની સત્તા પ્રસારી. ખેંગારજી કચ્છ સર કરી લાખિયાર વીયરામાં ગાદીએ બેઠા અને પછી ઈ. સ. ૧૫૪૯માં ભુજ વસાવ્યું.[૮૭] એ રીતે આજ ૪૦૦ વર્ષથી શરૂ થયેલ કચ્છાધિપતિ ચંદ્રવંશી રાજવંશના બેડોળ ગજચિહ્નમાં ચંદ્ર, કિલ્લો, હાથી ઉપર માહીમરાતબ, ખજૂરી, શક્તિસૂચક ત્રિશૂળ અને અન્ય આયુધો, વહાણ, ગાય વગેરે સાથે સામગ્રી ઘાયલ થઈ પડેલા વાવને સ્થાન મળ્યું છે તેનો ઇતિહાસ છે.

રાવશ્રી ખેંગારજી પહેલા પછી રાવશ્રી ભારમલજી પહેલા (ઈ. સ. ૧૮૫૬-૧૬૩૨) ગાદીએ આવ્યા. ગુજરાતના છેલ્લા સુલતાન મુઝફ્ફરના બળવાને દાબી દેવા નવાબ મિરઝાંખાનને દિલ્હીપતિ અકબરે મોકલ્યો. મુઝફ્ફર જામનગર અને ઓખામંડળ થઈ કચ્છમાં આવી ભરાયો. તેને મુગલ સેનાને સુપ્રદ કરવામાં આવ્યો અને બાદશાહી સેના અમદાવાદ તરફ પાછી ફરી. મુઝફ્ફરે રસ્તામાં આપઘાત કર્યો. રાવશ્રી ભારમલજીએ સામ્રાજ્યની સર્વોપરિ સત્તા સ્વીકારી હતી. ઈ. સ. ૧૬૧૭માં જહાંગીર બાદશાહ અમદાવાદની મુલાકાતે આવ્યો ત્યારે સૂબો શાહજહાં હકૂમત ચલાવતો હતો. જહાંગીરને માન આપવા ભારમલજી અમદાવાદ ગયા અને ત્યાં એકસો કચ્છી ઘોડા, એકસો સોનામહોર અને બે હજાર રૂપિયા બાદશાહને નજરાણું ધર્યું. ત્યારે બાદશાહે સામે માન આપી એક સુંદર હાથી, એક હાથણી, કટાર, રત્નજડિત મૂઠવાળી એક તરવાર અને ચાર વીંટી આપી તથા હાજીઓને વહાણોમાં મક્કાશરીફની હજ કચ્છ રાજ્ય મફત કરાવે એ શરતે ખંડણી માફ કરી; અને કચ્છ રાજ્યને કોરીનો સિક્કો પાડવાની પરવાનગી આપી.

રાવશ્રી તમાચીજી (ઈ. સ. ૧૬૫૫-૧૬૫૬)ના સમયમાં જ્યારે શાહજહાંને કેદ કરી ઔરંગઝેબ ગાદીએ આવ્યો ત્યારે દારા ઔરંગઝેબના

---

૮૭. ભૂજની સ્થાપના અને ભૂજિયા કિલ્લાના ભુજંગ નાગ વિશે એક રસભરી દંતકથા છે, શ્રાવણ સુદ પાંચમના ભુજંગ નાગના પૂજન માટે જ્યારે સવારી નીકળે છે ત્યારે કચ્છની જૂનવાણીના સર્વ રાજચિહ્નો શસ્ત્રાસ્ત્રો વગેરે અને નાગાબાવાથી ઊંટના નગારા સુધીમાં દૃશ્યમાન થતી વસ્તુઓમાં કચ્છના ઇતિહાસને એક આછો ચિતાર ખડો થાય છે.

ભયથી ત્રાસી ગુજરાત થઈ કચ્છ આવ્યો. કચ્છમાં તેને એક પરોણા તરીકે સગવડ મળી પણ વિશેષ કાંઈ સહાય ન મળતાં તે નિરાશ થઈ ફરી ગુજરાત તરફ ભાગી છૂટયો. એના સ્મરણ તરીકે ભૂજમાં હજુ દાદુ–દારાની મસ્જિદ અને દારાવાડી આવેલાં છે.

રાવશ્રી રાયધણજી પહેલાં ( ઈ સ. ૧૬૬૬–૯૮ ) ના વારામાં અમદાવાદના હાકેમે પઠાણ મુઆઝીમ બેગને મોટા લશ્કર સાથે કચ્છ રવાને કર્યો. પણ કચ્છ તરફથી શાહ મુરાદપીરે જહાંગીર બાદશાહે માફ કરેલ પેશકદમીનાં યોગ્ય કારણો રજૂ કર્યાં એટલે અને કચ્છની લડવાની પૂરતી તૈયારી જોઈ મુઆઝીમ નવો પરવાનો કાઢી આપી અમદાવાદ પાછો ફર્યો. રાયધણજીના મૃત્યુકાળથી કચ્છથી મોરબી પરગણું અલગ પડ્યું.

મહારાવશ્રી પ્રાગમલજી પહેલાના સમયમાં ( ઈ. સ. ૧૬૯૮–૧૭૧૫) નવાનગરની ગાદી બિનવારસ જતાં ગરાસિયા ભાયાતને વારસાહક મળ્યો તેને ગુજરાતના સૂબા કુતુબુદ્દીને મારી નાખ્યો એટલે તેનો પુત્ર તમાચી કચ્છ આવ્યો. તે વયે પહોંચતાં તેને લશ્કરી મદદ આપી પ્રાગમલજીએ નવાનગર સ્વાધીન કરાવી આપ્યુ. તેના બદલામાં કચ્છ રાજ્યને બાળંભાનો કિલ્લો મળ્યો. ત્યારથી કચ્છના રાવ મહારાવ કહેવાયા ઈ. સ ૧૭૦૭ના સમયના એ ગાળામાં ઔરંગઝેબના સમયમા કચ્છના અખાતમાથી મોતી કાઢવામાં આવતા અને તેનો વેપાર ચાલતો ૯૮

ઈ. સ ૧૭૨૧માં મોગલ બાદશાહની વતી ગુજરાતના સૂબાએ કચ્છાધિપતિ મહારાવશ્રી દેશળજી પહેલા ( ઈ. સ. ૧૭૧૫–૧૭૫૨ ) પાસેથી ખંડણી વસૂલ કરવા નવાબ કેશરખાનને રવાના કર્યો પણ કચ્છના નળિયા ગામ પર ચડી જઈ ત્યાંથી કચ્છની મજબૂત પરિસ્થિતિ પારખી લઈ એ પાછો ફર્યો. આ પરથી મોરબીમાં સ્વતંત્રપણે સત્તા ભોગવતા કાંયાજીએ કચ્છ પડાવવાની ઇચ્છાએ અમદાવાદના સૂબા પાસે જઈ તેને મોટી ખંડણીની લાલચો આપી તેની સહાય માગી. અમદાવાદનો સૂબો શેર બુલંદખાન ૫૦,૦૦૦ના લશ્કરથી ઈ. સ. ૧૭૩૦માં કચ્છ પર ચઢી આવ્યો. કચ્છે ખંડણીની ૧૦,૦૦,૦૦૦ માફસુદી આપવાની ના પાડી એટલે ભૂજિયાનું મોટુ યુદ્ધ થયુ તેમા સૂબો હાર ખાઈ અમદાવાદ પાછો ફર્યો. ૯૯

---

૯૮. B. G. P. I. P.285
૯૯ B. G. P. 310

જાડેજે જે જોગસે જુલધ થયો લાચાર
પિંઢ વેઓ તે મોરબી, થોડી વઈ હાલાર
આયો કચ્છ ખરેલા પણ ઓખી લગી ધગ
ભાંજ્યો જુલધ જેડ પુગો ઉસર ગ

મિરાતે અહમદી (ઈ સ ૧૭૫૬)માં એક સ્થળે 'કચ્છ સરકારનો પણ સૌરાષ્ટ્ર પ્રદેશમાં સમાસ થાય છે' એમ ઉલ્લેખ છે[૯૦] આ સમયમાં કચ્છનું વહાણવટું જોશમા હતુ. વારકોડિગામાને ગુજરાતના કચ્છી વહાણ વટીઓએ માર્ગદર્શન આપ્યું હતુ.[૯૧] વંશપરંપરાથી પાવરધા સાત સાગરના એ સહેલાણીઓ ઈ સ ૧૭૮૦માં માંડવીમાં બંધાયેલા એક કચ્છી વહાણને છેક ઈંગ્લાંડ લઈ ગયેલા અને પછી વળતાં મલબાર કિનારે પહોંચતાં એ વહાણ ભાંગી ગયું. એ વખતે માંડવીમા સોદાગરોનાં ૪૦૦ સાગરખેડુ સફરી જહાજોનો કાફલો રહેતો[૯૨] કચ્છના માંડવી, મુંદ્રા અને તુણાના બંદરોમાં આજે પણ મહાસાગરમાં સફર કરી શકે તેવાં કોટિયા, લગલા, બતેલા, ગંજા અને નાવડી વગેરે વિવિધ પ્રકારના વહાણો બંધાય છે અને તેમા મુંબઈ, મલબાર, સિંધ, મસ્કત, પર્શિયન ગલ્ફ, બાબલમાંડપ અને જંગબારની અને મહાસાગરની અન્ય સફરો ખેડાય છે

મહારાજાધિરાજ મિરઝાંની પદવી મેળવી[૯૩] મહારાવ શ્રી લખપતજીએ કળા અને સાહિત્યપ્રેમને કચ્છમાં બહલાવ્યા એમના સમયમાં રામસંગ માલમ નામનો એક કળાધર હોલંડથી કેટલાક હુન્નરઉદ્યોગ શીખી લાવ્યો. કળાપ્રેમી મહારાવ લખપતજીએ એને પોતાના દરબારમાં રાખી લઈ લડાવ્યો કચ્છમાં ચિત્રકામ,[૯૪] સોનારૂપાનુ નકશીકામ, મીનાકારીકામ, ઘડિયાળો, બંદૂકો, તોપો અને કાચ બનાવવાનાં કારખાના વગેરે હુન્નર-ઉદ્યોગનાં કાર્યોની શરૂઆત કરી રામસંગે તેની ખિલવણી કરી પછી કચ્છ

૯૦ Bom Gaz P I P 208

૯૧ J As soc of Bengal v 784

૯૨ & G P I P 495 અને B G K p 239

૯૩ આલમગીર બીજાને કચ્છના રાવશ્રી લખપતે કચ્છી ઘોડા અને ગુજરાતના બળદ ભેટ ધર્યાં હતા તેણે રાવને મિર્ઝાનો ખિતાબ બક્ષ્યો વાગડના બળદવગા એમ કચ્છના કેટલાક કચ્છનુ પશુધન સોરઠ લેખાય એટલુ એ સમયે સરસ હતું B G p 342

૯૪ એ ચિતારાઓના વંશજ કમાગરો ભૂજમા છે.

કોને તાલિમ આપી ગુજરાતભરમાં તેનો પ્રચાર થાય તેવી પ્રેરણા આપી. રામસંગની દેખરેખ નીચે ભુજમાં આયના મહેલ બંધાયો અને તેમાં બેસી મહારાવ શ્રી લખપતજીએ પોતાનો સાહિત્યવિલાસ શરૂ કર્યો. તેમણે પોતે ભટ્ટાર્ક કનકકુશળજી પાસેથી વ્રજભાષાનો અભ્યાસ કર્યો અને 'લખપત પિંગળ' નામનો ગ્રંથ રચાયો. પરિણામે જગતની અદ્વિતીય એવી કાવ્યકળા શીખવાની પાઠશાળાની ભુજમાં સ્થાપના થઈ. કવીશ્વર દલપતરામે એ કવિઓની શાળાના કાવ્યતીર્થનાં દર્શન કરી ત્યાં કાવ્ય-પ્રસાદી મેળવી અને કવિતાદીક્ષા લઈ ભુજની યાત્રાને કાવ્યયાત્રા માનેલી.૯૫ આપણા કવિશ્રી ન્હાનાલાલભાઈ વ્રજભાષાની એ પાઠશાળાને અર્ધ્ય આપતાં લખે છે : "કાવ્યકલા શીખવાની કચ્છભુજમાં પોશાળ હતી—આજે પણ છે. કવિઓ સૃજવાની એ કાવ્યશાળા કદાચ દુનિયાભરમાં અદ્વિતીય હશે. ઘણા કાવ્યરસિકો ત્યાં ભણી રાજદરબારોના કવિરાજો થયા છે. એ કાવ્યશાળામાં કાવ્યશાસ્ત્રો શિખવાય છે, ને રસોપાસકોને નવરસની વાડીઓમાં ઘુમાવી, ઋતુઓ ને તકછાંયડી પ્રીછાવી, અભિસિંચન ઊછેર કલમીકરણ ગૂંથન, બગીચાશાસ્ત્રનો શાસ્ત્રી ઉછરતા બાગવાનોને ભણાવે એમ, ત્યાં ભણાવાય છે. કચ્છના મહારાવનું ભૂજિયો સિંહાસન છે, પણ ભુજની પોશાળ તે કચ્છના મહારાવનો કીર્તિમુગટ છે."૯૬

મહારાવ શ્રી રાયધણજી બીજા (ઈ. સ. ૧૭૭૯–૧૮૧૪) તેમના મનની બેફામ અવસ્થામાં નિવૃત્ત રહેતાં પૃથ્વીરાજજીને ગાદીએ બેસાડી પ્રજાધિપત્યના પ્રથમ પ્રયોગ જેવો બારભાયા કારભાર કચ્છમાં શરૂ થયો અને થોડો વખત ચાલ્યો.

કચ્છમાં દીકરીઓને દૂધપીતી કરવાનો ચાલ પડી ગયેલો એ દુષ્ટ રિવાજ મહારાવશ્રી દેશળજી બીજાના સમયમાં કાયદાથી બંધ થયો; અને આ સમયે ગુલામી વેપારને બંધ કરવા અરેબિયા, આફ્રિકા અને તેમાં પણ જંગબાર સાથેના કચ્છના ઘણા જૂના ગાઢ સબંધને લીધે કચ્છની લાગવગ અતિઉપયોગી નીવડી. અંગ્રેજોનું પ્રભુત્વ જામ્યા પૂર્વે જંગબારના સુલતાનના અમાત્યો કચ્છી હતા. વંશપરંપરાથી કચ્છમાં

૯૫. ઈ. સ. ૧૮૫૮ના બુદ્ધિપ્રકાશમાં ક. શ્રી દલપતરામે 'ભુજની કવિતાની શાળા' લેખ લખેલો.

૯૬. કવીશ્વર દલપતરામ ભા. ૧ પ્ર. ૮, પા. ૧૫૯

રહી હવે તો કચ્છી જેવા જ થઈ ગયેલા અને માત્ર કચ્છી બોલતા સ્વભાવે અતિ મૃદુ એવા ગુલામ સીદીઓના વંશજ આજે પણ ભુજમાં છે.

સને ૧૮૧૫થી કંપની સરકાર સાથે કચ્છનો પહેલવહેલો સંબંધ, શરૂ થયો. ઈ. સ. ૧૮૧૯માં ગુજરાતનો મહા ધરતીકંપ થયો. ત્રાસ વર્તાવી ગયેલ એ મહાભયંકર ભૂકંપ સમયે બ્રિટિશ સરકારનો વિચક્ષણ અને વિરલ મુસદ્દી મેકમર્ડો કચ્છમાં કામ કરી ગયો. ઈ. સ. ૧૮૪૬માં કચ્છના ચલણી સિક્કા પર તેની એક બાજૂએ અંગ્રેજ સરકારની 'કૈસરે હિંદ'ની છાપ પાડવાની પ્રથાની શરૂઆત થઈ આ સમય પછી આપણી આગલી પેઢીના ગુજરાતના ઇતિહાસનવેશો દલપતરામ ખખ્ખર, નંદશંકર તુળજાશંકર અને રણછોડભાઈ ઉદયરામ કાલાનુક્રમે એક પછી એક કચ્છમાં આવી પોતાના સાહિત્યસંસ્કાર વિકસાવી ગયા છે.

ગુજરાત વ્યક્તિત્વ પામી ગુજરાત તરીકે અસ્તિત્વમાં આવ્યું અને ગુર્જર સામ્રાજ્ય તેની જાહોજલાલીની ટોચે પહોંચ્યું ત્યારથી આ રીતે રચાયેલા ઇતિહાસમાં ગુજરાત અને કચ્છને અલગ પાડી શકાય તેમ નથી. સોલંકી કાળથી ગુજરાત એક સ્વતંત્ર મહારાજ્ય તરીકે હસ્તીમાં આવ્યું. સોલંકી રાજસત્તાએ ગુજરાતમાં જ જમાવટ કરી ગુર્જર મહારાજ્યને વિકસાવવા યત્ન કર્યો. ગુજરાતને આબાદ પણ તેમણે કર્યું. ગુજરાતની સાંસ્કારિક એકતા આ સમય દરમ્યાન જામી. અને ગુજરાતની સીમા પણ આ રાજ્યકાળમાં સ્પષ્ટ બની. તે વખતથી કચ્છનો 'ગુજરાત'માં સમાસ થઈ જાય છે. સાગરધરા અને સાહસશીળી કચ્છે ગુજરાતના એ સમયના ઘડતરમાં અગત્યની ભાગીદારી નોંધાવી છે. કચ્છમાં ગુર્જરરાજ્યકર્તાઓએ આશ્રય મેળવ્યો છે, કચ્છમાંથી તેમણે પોતાની સત્તાને સબળ કરી છે અને આમ ગુજરાતને વિકસાવી અને વિસ્તારી સમૃદ્ધ બનાવ્યું છે. ભૌગોલિક નજરે કચ્છ અને ગુજરાત એમ બે ભિન્ન પડી ગયેલા આકૃતિક ભૂમિભાગોએ આ રીતે રાજકીય, સામાજિક, ધાર્મિક અને વ્યાપારિક સંબંધે પરંપરાથી 'ગુજરાત' તરીકે ઐક્ય અનુભવી પોતાના ભૂતકાળના એકસમાન એક જ ઇતિહાસમાંથી સમપ્રકારે સંસ્કારિતા અને રસિકતાનો વારસો મેળવ્યો છે. કચ્છના પુરાવશેષો એની સાખ પૂરે છે. આ ઐક્યની સૂચક કચ્છીમાં એક કહેતી છે :

રંણમુખા બા રૂકી; પાં ઘરમુખા ગુજરાતી,
પાંજો કેર ઘણી ?

"અમારા રણમૂખા વીરપુરુષો તો સર્વે ચાલ્યા ગયા અને હવે તેમના ભૂતકાળના ઇતિહાસની ગાથા માત્ર રહી છે. પાછળ અમે ઘરકૂકડી ગુજરાતીઓ રહ્યા છીએ તે પૂછીએ છીએ કે અમારા ગુજરાતનો નાથ કોણ ?"

એક વખતની આ હતાશામાંથી ગુજરાતની અસ્મિતા જન્મી તો છે; પણ હજુએ અદ્યતન ગુજરાત ઇતિહાસને ફરી ફરી એ જ પ્રશ્ન કરે છે કે 'ગુજરાતની સર્જાતી તવારિખમા ગુર્જર સંસ્કૃતિનો સ્વામી કોણ ?'

## "શ્રી ફોર્બ્સ ગુજરાતી સભાસંગ્રહના કેટલાક હસ્ત-લિખિત ફારસી ગ્રંથો': ઇતિહાસને લગતા"

લેખક : દીવાન બહાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

શ્રી ફોર્બ્સ ગુજરાતી સભા પાસે ફારસી હસ્તલિખિત ગ્રંથોની સંખ્યા ઘણી મોટી નથી, છતાં તેમાં ઇતિહાસ, કાવ્ય, સાહિત્ય, પત્ર-લેખન, સંગીત, તત્ત્વજ્ઞાન, જ્યોતિષ, વૈદક, વાર્તા એવા એવા વિષયપરનાં પુસ્તકોનો સમાવેશ થાય છે. તેમાંનાં કેટલાક નાદર ને નાયાબ છે ઇતિહાસ સાથે સંબંધ રાખનારાં ચાર પાંચ પુસ્તકો છે.

તેમાં એક પુસ્તક તો એવું છે કે જેની નકલ બહુ જૂજ જગ્યાએ જ મળી આવે છે. "આઈને હિંદુસ્તાન"ની એક નકલ લંડનના બ્રિટિશ મ્યુઝિયમમાં છે બીજી ઓકસફોર્ડની બોડલિયન લાયબ્રેરીમાં, ને ત્રીજી લંડનની ઇંડિયા ઑફિસની લાયબ્રેરીમાં છે. હિન્દુસ્તાનમાં તો આ પ્રત સિવાય બીજી એક જ પ્રત છે કે જે જૂનાગઢના પડાણસાહેબ પાસે છે.

બીજો એવો ગ્રંથ "તારીખે જૂનાગઢ વ હાલાર" દીવાન રણછોડજી અમરજી નાણાવટીનો રચેલો છે. આ પુસ્તકની એક નકલ લંડનના બ્રિટિશ મ્યુઝિયમમાં, બીજી મુંબઈની રૉયલ એશિયાટિક સોસાયટીની લાયબ્રેરીમાં અને ત્રીજી જૂનાગઢની લાયબ્રેરીમાં છે શ્રી ફોર્બ્સ ગુજરાતી સભાવાળી પ્રત અધૂરી છે, અને ફાટેલી છે ફક્ત ૩૫ પાના આજ જળવાયાં છે, પરંતુ હાસિયામાં સંસ્કૃત નામો નાગરી લિપિમાં લખેલાં હોવાથી તે નામો વાંચવામાં મુશ્કેલી પડતી નથી. આ પુસ્તક કાઠિયાવાડના ઇતિહાસ પર સારો પ્રકાશ પાડે છે એની પ્રત શુદ્ધ કરીને તેનો શબ્દશઃ અનુવાદ થવો જરૂરી છે. "સોરઠી તવારીખ" નામે ભાષાંતર બહાર પડયું છે, તે ભાષાંતર નથી, સાર છે.

"તારીખે પંજાબ" અધૂરો ગ્રંથ છે પણ તે મૂલ્યવાન છે પગ પેસારા પર પણ તેમાંથી સારી માહિતી મળે છે. લખ્યા સાલ મળતી નથી ઓગણીસમી સદી હોઈ શકે લેખકનું નામ અબ્દુલકરીમ આપવામાં આવ્યું છે.

"રત-પદમ" નામનું પુસ્તક ખાનેઝમાનના માનીતા સોબતી કવિ બઝમીએ રચ્યું છે, અને શાહનશાહ જહાંગીરને અર્પણ કર્યું છે (હિ

સ. ૧૦૨૮) ચિત્તોડનો ઘેરો અલાઉદ્દીન ખિલજી (રત) રત્નસેન અને (પદ્મ) પદ્માવતી, તેમજ અલાઉદ્દીનના ચિત્તોડના વિજય સંબંધી પ્રકાશ નાખતી હકીકત એમાંથી મળી આવે છે. આ ગ્રંથની નકલ નથી બ્રિટિશ-મ્યુઝિયમમાં કે નથી ઓક્સફર્ડની બોડલિયન લાયબ્રેરીમાં કે નથી ઇન્ડિયા ઑફિસની લાયબ્રેરીમાં, એટલે તેટલે દરજ્જે એ કીમતી ગણાય. જૂનાગઢના દીવાન રણછોડજીની માલિકીનાં તથા તે સમયની પ્રથા મુજબ વાંચવા તથા અભ્યાસ માટેના ઉત્સુક ગૃહસ્થો પુસ્તકોની નકલો પોતાના ઉપયોગ માટે કરાવતા તે મુજબ દીવાન રણછોડજીએ પોતાને માટે કરાવેલી બીજી ગ્રંથોની નકલ સાથે આ નકલ પણ શ્રી ફોર્બસ ગુજરાતી સભાના સંગ્રહમાં આવી છે. આ નકલ હિ. સન. ૧૨૦૧ માં થયેલી છે. દીવાન રણછોડજીને માટે નકલ કરનારા લહિયા (કાતેબ) હમેશા બ્રાહ્મણ હોવાથી તેઓ ગ્રંથની શરૂઆત જેમ મુસ્લિમ ભાઈઓ "બિસ્મિલ્લાહ ઉર્ રહેમાન ઉર્-રહીમ" અલ્લાહના પવિત્ર નામથી કરે છે, તેમ શ્રી મહાદેવ, શ્રીસદાશિવાય નમઃ જેવી રીતે એ બ્રાહ્મણ લહિયાઓ કરે છે. હિ. સ. ૯૬૭માં શેરશાહ માટે મલેક મહમદ જાયસીએ રત્નસેન અને પદ્માવતી એ નામે આ કથા ભાષા(ભાખા)માં લખી હતી, તે આ કથાનું મૂળ છે. આ પુસ્તકનો ઉપયોગ કોઈ ઇતિહાસકારે કર્યો લાગતો નથી.

મકાતે બાતે અલ્લામી અબુલફઝલ, એટલે શહેનશાહ અકબરના સમયના પ્રખ્યાત પંડિત અબુલફઝલે લખેલા પત્રો, ફરમાનો, અરજીઓ, પ્રસ્તાવનાઓ, વગેરેનો સંગ્રહ તેમના ભાણેજે કરેલો (હિ. સ. ૧૦૧૫). અકબરના સમયના અભ્યાસકોને આ સંગ્રહ બહુ ઉપયોગી છે. અબુલફઝલે પોતાના લેખમાં કેટલાક ભારે ને અઘરા શબ્દો વાપરેલા તેનો કોશ "ફરહંગે મકાતેબાતે અલ્લામી" એ નામે એ જ ભાણેજે લખેલો છે. જૂનાગઢના નાગરો, તેમાના કેટલાક ફારસી ભાષાના લહિયા તરીકે ઉત્તમ કામ કરતા હતા એવા એક લહિયા નામે મથુરાપ્રસાદ ભગવાનદાસ-વડનગરા નાગરે હિ. સ. ૧૨૦૬ માં આ નકલો કરી છે.

ઇતિહાસ જોડે સબંધ રાખતા આ ગ્રંથોમાં "આશૂબે-હિન્દુસ્તાન" ('હિન્દુસ્તાનમાં અવ્યવસ્થા એટલે બળવો") એ ગ્રંથ ઘણો કીમતી છે. એ હસ્તલિખિત પ્રત પર નવમી ઓરિયેન્ટલ કૉન્ફરેન્સમાં જૂનાગઢના કાજી અહમદમિયાં અખ્તરે એક રેસાલો-નિબંધ વાંચેલો તે સિવાય તેનો બીજી કોઈ જગ્યાએ ઉલ્લેખ યા ઉપયોગ થયેલો જાણવામાં આવતો નથી. એ ગ્રંથ કવિતાના રૂપમાં છે, અને જે છંદમાં ફિર્દોસીએ શાહ.

નામું લખ્યું છે તે છંદમાં એના રચનાર કવિ બિહારીની શીરાઝીએ એ કાવ્ય લખ્યું છે, અને કવિનું કહેવું એવું છે કે ફિરદોસીએ તો નહિ જોયેલા બનાવોનું વર્ણન કર્યું છે, જ્યારે હું પોતે તો મારી આંખે જોયેલા બનાવો વર્ણવું છું શહેનશાહ શાહજહાનના એમાં ભારોભાર વખાણ છે શહેનશાહ માંદા પડતાં તેના ચારે શાહજાદા તેની ગાદી લેવા માટે કેવી રીતે લડી પડ્યા ને પરસ્પર યુદ્ધ કર્યું, તેનું પોતાની નજરે જોયેલી હકીકતનું બયાન એમાં છે શાહજાદા સુલતાન મુરાદનો એ ખાસ કવિ હતો, એટલે એ પક્ષની અંદરની વાતો એ જાણતો હતો, એટલે એ જે હકીકત કહે છે તે ન માનવા જેવી ન કહેવાય. શાહજહાંનની બીમારી, મુરાદની કેદ, સુલ્તાન દારાશિકોહ જે અમદાવાદનો સૂબો હતો તેની તાજપોશી, ખૂતબો, સૂરતની લૂટ અને તેની બધી ત્યાંસુધીની first hand હકીકત એમાં છે એટલે ઔરંગઝેબ સંબંધી એવા જ પ્રકારની હકીકતોનો એમાં સમાવેશ થઈ જાય છે

‘ રુકાતે રણછોડજી ’ એટલે રણછોડજીએ લખેલા પત્રો તથા “ તસનીફાતે સુમટરામ ’ એ નામના સંગ્રહોમાંથી પણ સોરઠને લગતી કાંઈ કાંઈ હકીકત મળી આવે છે

“ મજમે ઉલબહરૈન ’ નામનો ગ્રંથ જો કે ઇતિહાસને લગતો નથી તોપણ એ હાલના સમયને માટે તો નોંધવાલાયક બેનમૂન ગ્રંથ છે એનો લેખક સમ્રાટ શાહજહાનનો મોટો શાહજાદો દારાશિકોહ છે દારાશિકોહને હિંદુ તત્ત્વજ્ઞાનની ઘણી સારી માહિતી હતી આ પુસ્તકમાં હિંદુશાસ્ત્રો તથા તત્ત્વજ્ઞાનનો પરિચય તેણે ઘણી ઉમદા ને શાસ્ત્રીય ફારસી ભાષામાં કરાવ્યો છે પ્રકૃતિ, પરમાત્મા, બ્રહ્મા, વિષ્ણુ શિવની ત્રિમૂર્તિ, ત્રિગુણત સત્ત્વ, રાજસ, તમસ, નિરાકારત્વ, સાક્ષાત્કારત્વ, વગેરે હિંદુ ધર્મશાસ્ત્રોનાં અંગોનું ઘણી ઉત્કૃષ્ટ રીતે તેમાં વર્ણન કરવામાં આવ્યું છે. સુલતાન દારાશિકોહને સૂફીવાદનો પણ શોખ હતો, એટલે તે સંબંધે પણ એમાં ઉલ્લેખ છે આ પુસ્તક છપાઈ ગયું છે, અને તેનું અંગ્રેજીમાં ભાષાંતર પણ થયું છે, પરંતુ તેની બાબતમાં નોંધ કરવા જેવી એ હકીકત લાગી કે દીવાન રણછોડજીએ કેટલા ખાસ લહિયાઓ રાખી તેમની પાસે પોતાના વિસ્તૃત અભ્યાસ તેમજ પુસ્તકાલય માટેનો શોખ પૂરો પાડવા ઘણા ફારસી ગ્રંથોની નકલ કરાવેલી, તેવા એક લહિયાનું નામ મહેતા શંકરપ્રસાદ નરભેરામ હતું તે પણ જૂનાગઢનો વતની હતો આ પુસ્તકની નકલ તેને હાથે થઈ છે.

શ્રી ફાર્બસ ગુજરાતી સભાના સંગ્રહમાં દીવાન રણછોડજીના સંગ્રહમાંના ઘણા ગ્રંથો આવ્યા છે. તે દરેક પર એમની પોતાની મહોર છે. સાહિત્ય, કાવ્ય, ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, સંબંધેના એ ગ્રંથો છે. તે ઉપરથી દીવાન રણછોડજી તે વખતની ચાલતી ભાષામાં સંસ્કૃત ને ફારસીમાં મળી આવતા ઉત્તમ ગ્રંથો મેળવી અને અલબત તેનો અભ્યાસ કરવાની કેટલી બધી કાળજી રાખતા તે જણાઈ આવે છે.

ઉપર જણાવેલા ગ્રંથો સિવાય બીજા પણ કેટલાક મૂલ્યવાન ગ્રંથોની પ્રતિઓ સભા પાસે છે તેની યાદી પ્રસિદ્ધ કરવાનું કામ અણધાર્યા સંજોગોને લીધે ઢીલમાં પડ્યું છે, પણ હવે તે કામ હાથમાં ધરવામાં આવશે.

ભાઈ મુહમ્મદ ઉમર "કોકિલ" પાસે એ બાબતની એક યાદી તૈયાર કરાવવામાં આવી છે, તેનો ઉપયોગ આ લેખમાં કેટલેક દરજ્જે કરવામાં આવ્યો છે, તે બદલ તેમનો આભાર માનું છું.

ગુજરાતના ઇતિહાસનાં સાધનો હજુ અપ્રકટ ફારસી ગ્રંથોમાંથી મળી આવવાનો કેટલો બધો સંભવ છે, બલકે તે વિશે ખાત્રી છે કે મળી આવશે જ, એ હકીકત ભારપૂર્વક જણાવવા માટે ગુજરાતની માત્ર એક જ સંસ્થા પાસેથી પણ કેટલી મદદ મળી શકે તે બતાવવા માટે જ આ ટૂંક લેખ લખ્યો છે.

~

નામું લખ્યું છે તે છંદમાં એના રચનાર કવિ બિહરની શીરાઝીએ એ કાવ્ય લખ્યું છે, અને કવિનું કહેવું એવું છે કે ફિરદોશીએ તો નહિ જોયેલા બનાવોનું વર્ણન કર્યું છે, જ્યારે હું પોતે તો મારી આંખે જોયેલા બનાવો વર્ણવું છું. શહેનશાહ શાહજહાનનાં એમાં ભારોભાર વખાણ છે. શહેનશાહ માંદો પડતાં તેના ચારે શાહજાદા તેની ગાદી લેવા માટે કેવી રીતે લડી પડયા ને પરસ્પર યુદ્ધ કર્યું, તેનું પોતાની નજરે જોયેલી હકીકતનું બ્યાન એમાં છે. શાહજાદા સુલતાન મુરાદનો એ ખાસ કવિ હતો, એટલે એ પક્ષની અંદરની વાતો એ જાણતો હતો; એટલે એ જે હકીકત કહે છે તે ન માનવા જેવી ન કહેવાય શાહજહાંનની બીમારી, મુરાદની કેદ, સુલતાન દારાશિકોહ જે અમદાવાદનો સૂબો હતો તેની તાજપોશી, ખૂતબો, સૂરતની લૂટ અને તેની બધી ત્યાંસુધીની first hand હકીકત એમાં છે. એટલે ઔરંગઝેબ સંબંધી એવા જ પ્રકારની હકીકતોનો એમાં સમાવેશ થઈ જાય છે.

"રૂકાતે રણછોડજી" એટલે રણછોડજીએ લખેલા પત્રો તથા "તસનીફાતે મુગટરામ" એ નામના સંગ્રહોમાંથી પણ મોરડને લગતી કોઈ કોઈ હકીકત મળી આવે છે.

"મજમે ઉલબહરૈન" નામનો ગ્રંથ જો કે ઇતિહાસને લગતો નથી તોપણ એ હાલના સમયને માટે તો નોંધવાલાયક બેનમૂન ગ્રંથ છે એનો લેખક સમ્રાટ શાહજહાનનો મોટો શાહજાદો દારાશિકોહ છે. દારાશિકોહને હિંદુ તત્ત્વજ્ઞાનની ઘણી સારી માહિતી હતી આ પુસ્તકમાં હિંદુશાસ્ત્રો તથા તત્ત્વજ્ઞાનનો પરિચય તેણે ઘણી ઉમદા ને શાસ્ત્રીય ફારસી ભાષામાં કરાવ્યો છે. પ્રકૃતિ, પરમાત્મા, બ્રહ્મા, વિષ્ણુ, શિવની ત્રિમૂર્તિ, ત્રિગુણાત્ સત્ત્વ, રાજસ, તમસ, નિરાકારત્વ, સાક્ષાત્કારત્વ, વગેરે હિંદુ ધર્મશાસ્ત્રોનાં અંગોનું ઘણી ઉત્કૃષ્ટ રીતે તેમાં વર્ણન કરવામાં આવ્યું છે. સુલતાન દારાશિકોહને સુફીવાદનો પણ શોખ હતો, એટલે તે સંબંધે પણ એમાં ઉલ્લેખ છે. આ પુસ્તક છપાઈ ગયું છે, અને તેનું અંગ્રેજીમાં ભાષાંતર પણ થયું છે, પરંતુ તેની આગળમાં નોંધ કરવા જેવી એ હકીકત લાગી કે દીવાન રણછોડજીએ કેટલા ખાસ લહિયાઓ ગખી તેમની પાસે પોતાના વિસ્તૃત અભ્યાસ તેમજ પુસ્તકાલય માટેનો શોખ પૂરો પાડવા ઘણા ફારસી ગ્રંથોની નકલ કરાવેલી, તેવા એક લહિયાનું નામ મહેતા કરપ્રસાદ નરભેરામ હતું. તે પણ જૂનાગઢનો વતની હતો. આ પુસ્તકની તેને હાથે થઈ છે.

શ્રી ફોર્બ્સ ગુજરાતી સભાના સંગ્રહમાં દીવાન રણછોડજીના સંગ્રહમાંના ઘણા ગ્રંથો આવ્યા છે. તે દરેક પર એમની પોતાની મહોર છે. સાહિત્ય, કાવ્ય, ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, સંબંધેના એ ગ્રંથો છે. તે ઉપરથી દીવાન રણછોડજી તે વખતની ચાલતી ભાષામાં સંસ્કૃત ને ફારસીમાં મળી આવતા ઉત્તમ ગ્રંથો મેળવી અને અલબત તેનો અભ્યાસ કરવાની કેટલી બધી કાળજી રાખતા તે જણાઈ આવે છે.

ઉપર જણાવેલા ગ્રંથો સિવાય બીજા પણ કેટલાક મૂલ્યવાન ગ્રંથોની પ્રતિઓ સભા પાસે છે. તેની યાદી પ્રસિદ્ધ કરવાનું કામ અણધાર્યા સંજોગોને લીધે ઢીલમાં પડયું છે, પણ હવે તે કામ હાથમાં ધરવામાં આવશે.

ભાઈ મુહમ્મદ ઉમર "કોકિલ" પાસે એ બાબતની એક યાદી તૈયાર કરાવવામાં આવી છે, તેનો ઉપયોગ આ લેખમાં કેટલેક દરજ્જે કરવામાં આવ્યો છે, તે બદલ તેમનો આભાર માનું છું.

ગુજરાતના ઇતિહાસનાં સાધનો હજુ અપ્રકટ ફારસી ગ્રંથોમાંથી મળી આવવાનો કેટલો બધો સંભવ છે, બલકે તે વિશે ખાત્રી છે કે મળી આવશે જ, એ હકીકત ભારપૂર્વક જણાવવા માટે ગુજરાતની માત્ર એક જ સંસ્થા પાસેથી પણ કેટલી મદદ મળી શકે તે બતાવવા ટૂંક લેખ લખ્યો છે.